ग्रंथांक
१२७

विविध ग्रन्थमाला



# जगतनो महान पु



अनुवादकः—
गोवर्धनदास कहानदास अमी

प्रकाशकः—सस्तुं साहित्य वर्धक

विविध ग्रन्थमाला: अंक १४२ थी १४४: वर्ष १२ मुं-सं. १९७८

# जगतनो महान पुरुष

અનુવાદક: ગોવર્ધનદાસ કહાનદાસ અમીન
રહેવાસી-સીનોર તાબે વડોદરા.

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી
સંપાદક અને પ્રકાશક: ભિક્ષુ-અખંડાનંદ.
કાલબાદેવી રોડ-મુંબઇ

આવૃત્તિ પહેલી- પ્રત ૧૦૦૦૦- સંવત ૧૯૭૮
મૂલ્ય-વાર્ષિક ફાળો ૦॥।=, પાકું પૂંઠું ૧)= પો. માફ.
છુટક ૧) પાકું પૂંઠું ૧। પો. જુદું.

# ખાસ સુચના-અવશ્ય વાંચો.

આ પુસ્તક ( જગતનો મહાન પુરૂષ ) ની છુટક માગણી વધારે જાગે તેમ હોવાથી તેની એકંદર દશ હજાર પ્રત છપાવવામાં આવી છે. છુટક મૂલ્ય પણ તેનું માત્ર રૂ ૧) અને પાકા પૂંઠા સાથે રૂ ૧ા જેટલુંજ રખાયું છે. સામટી ૨૫ પ્રત લેનારને ૧૨ાા ટકા કમીશન મળવા ઉપરાંત રેલ્વે ચાર્જ પણ અત્ર તરફથી અપાશે.

સં. ૧૯૭૯ નું પહેલું પુસ્તક "ટુંકી વાર્તાઓ-ભાગ ૭ મો" છપાઇ તૈયાર થવા આવેલું હોવાથી બનતાં સુધી તે પણ આ પુસ્તકની સાથેજ વી. પી. ભેગું મોકલી અપાશે.

ગ્રાહક રહેવાની ઇચ્છા છતાં કોઇ બીજાજ કારણથી આ પુસ્તકનું ૧૯૭૯ ના લવાજમ બદલનું વી. પી. જેમનું પાછું ફર્યું હોય, તેઓ તે પ્રમાણેના ખુલાસા સાથે સં. ૧૯૭૯ નું લવાજમ તથા પાછા ફરેલા વી. પી. ના પોષ્ટેજ ૪૦ બદલ આઠ આના મળી રૂ. ૪) અને પાકા પૂઠાના ગ્રાહક હોય તેઓ રૂ. ૫) મ. ઓ. થી મોકલી આપશે; તો તેમનું નામ ફરીથી દાખલ કરીને આ ૧૯૭૮ નું છેલ્લું પુસ્તક પણ તેમના ઉપર મોકલી અપાશે.

એ ઉપરાન્ત સંસ્થામાંથી બીજાં પુસ્તકો પણ જેમને ભેગા ભેગાં મંગાવી લેવાં હશે, તેઓ તેના પૈસા પણ ભેગાભેગા મોકલી આપીને એ બધું જો પોતાની નજીકના કોઇ સ્ટેશને રેલ્વે પારસલથી મોકલી આપવા લખશે, તો તે પારસલનું પેકીંગ તથા રેલ્વે ચાર્જ સંસ્થા પોતાની તરફથી ખરચીને મોકલી આપશે. વધારાના આઠ આનાનો બદલો આ પ્રકારે તેમને સહેલાઇથી મળી રહેશે.

ગ્રાહક નહિ રહેવા ઇચ્છનાર પણ રજીષ્ટર ખર્ચ તથા ઉપલા આઠ આના મળી દશ આના મોકલી આપશે તો આ પુસ્તક તેમને રજીષ્ટર બુકપોસ્ટથી મોકલાશેજ.

# નિવેદન.

"વિવિધ ગ્રંથમાળા" નું સં. ૧૯૭૮ નું બારમા વર્ષનું આ છેલ્લું પુસ્તક અનેક કારણોને લીધે ૧૯૭૯ ના ફાગણમાં બહાર પડી શકયું છે. મહારાષ્ટ્રીય પાઠકોમાં ભાવથી વંચાતી "ભારત ગૌરવ ગ્રંથમાળા" ના સુયોગ્ય પ્રકાશક શ્રીયુત પ્રભાકર શ્રીપત ભસે તરફથી મરાઠી પુસ્તક "પુણ્યશ્લોક" ના ભાષાન્તરની પરવાનગી મળવા બદલ તથા શ્રીયુત ગોવર્ધનદાસ કહાનદાસ અમીન તરફથી તેનું કાળજીભર્યું ભાષાન્તર સત્વર થઇ આવવા બદલ એ બન્ને સજ્જનોને ધન્યવાદ ઘટે છે.

આ પુસ્તકમાં આવતી બાબતોના સંબંધમાં તેમજ મહાત્માજીના પોતાના સંબંધમાં વિશેષ ખુલાસા રૂપ એવા થોડાક વિષયો "નવજીવન"ના આગલા અંકોમાંથી આ પુસ્તકની છેવટે પરિશિષ્ટરૂપે ઉમેરી લીધા છે; જેને માટે નવજીવન પ્રકાશન મંદિરના ઉપકૃત છીએ.

પહાડની તળેટીમાં ઉભેલા માણસની દૃષ્ટિ તેની ટોચ ઉપર ઉભેલા માણસ જેટલી લાંબી પહોંચી શકતી નથી. વળી દૃષ્ટિમાં વિકાર હોય તો સમીપની વસ્તુ પણ બરાબર ઓળખી શકાતી નથી.

મહાત્માજી પણ એક મનુષ્ય તરીકે ભૂલને પાત્ર હોય, તેમજ તેમની પ્રત્યેક માન્યતા સર્વસંમત ન હોય તે સ્વાભાવિક છે; પરંતુ તેમનામાં ખીલી નીકળેલા બ્રહ્મચર્ય, ક્ષમા, અભય, સરલતા, સત્ય, અહિંસા, અકિંચનતા, નિષ્કામતા, તલસ્પર્શિતા, કૌશલ્ય, દેશદાઝ, વગેરે સદ્ગુણો; પોતાના દેહ–પ્રાણની સુદ્ધાં આહૂતિ આપવી પડે એટલી હદ સુધીનો તેમનો સ્વાર્થત્યાગ; તેમની સતત તથા સર્વ ભાવ-પૂર્વકની એકનિષ્ઠ કર્તવ્યપરાયણતા; એક ઉત્તમ મોક્ષાર્થીને શોભે તેવી તેમની ધાર્મિક અને આધ્યાત્મિક માન્યતાઓ; તેમનો લાંબા

કાળનો અનુભવ; તેમણે સહેલાં સંકટો; એ સર્વનો ઉંડો વિચાર કરવાથી કોઈ પણ વિચારક જોઇ શકે છે કે તેમની દીર્ઘદષ્ટિ તેમના પોતાના સ્વાનુભવના વિષયપરત્વે જેટલું વિચારી સમજી અને જોઇ શકે, તેટલું અન્ય સામાન્ય મનુષ્યોની દષ્ટિ ન જ જોઇ શકે એ સ્વાભાવિકજ છે.

પરંતુ ઓછપની જગ્યા પૂરી દેવાની તક શોધ્યા કરવાવાળું મિથ્યાભિમાન કેટલીકવાર સામાન્ય અને સ્વાર્થસાધુ મનુષ્યોને પણ આવા અદ્દ્ભુત પુરૂષોના ગુરૂ બનવા પ્રેરી દે છે ! મહાત્માજીનો અહિંસા તથા સહનશીલતાનો ઉપદેશ લોકોથી નહિજ પાળી શકાય એવું આવા કેટલાક ગુરૂઘંટાલોનું જે કહેવું થતું; તેનો ઉત્તર પરિશિષ્ટમાંનો પહેલો લેખ ભારતના ભૂષણરૂપ અકાલિ વીરોની અદ્દ્ભુત ધર્મવીરતાને વર્ણવીને આપી રહ્યો છે. દેશના એકે એક માનવમાં એમના જેટલી વીરતા ન આવી શકે; બાળક અનેકવાર પડી આખડીનેજ ચાલતાં શીખે છે તેમ આવા અતિ વિશાળ દેશમાં જાગૃતિની પ્રથમ દશામાં "ચૌરીચૌરા" જેવા બનાવો પણ બને; પરંતુ જે વ્યક્તિના ચારિત્ર્યબળે કરોડો હિંદવાસીઓનાં હૃદય પલટી નાખ્યાં; જેના બેજ વર્ષના પુરૂષાર્થબળે હજારો અકાલિઓને ધર્મને ખાતર પોતાનાં મસ્તકો હાથમાં લઇને ઉભેલા તથા શરીરમાં પૂર્ણ સામર્થ્ય છતાં પ્રભુનું સ્મરણ કરતે કરતે શત્રુના જુલ્મી પ્રહારો અડગ ભાવે ખમતા દર્શાવી આપ્યા; જે નરરત્નના શિક્ષણે લાખો અકાલિઓને પ્રાણની આહૂતિ આપવાને જાગૃત કરી દીધા; જે પુણ્યાત્માની પ્રેરણાએ નાના મોટા ૩૦ હજાર રૂડા મનુષ્યોને દેશને ખાતર ઘોર કષ્ટ વેઠવા માટે હસતે ચહેરે જેલમાં પ્રવેશવાની તાકાત આપી; એ સર્વ એ પુરૂષની યોગ્યતામાં અને આદેશમાં ભારતના સમગ્ર માનવ સમાજને શ્રદ્ધાવાન બનાવે એમાં આશ્ચર્ય કે અયોગ્ય જેવું શું છે ? સેંકડો વર્ષની

દુર્દશા પછી પહેલીવારજ દેશમા દેખાયેલાં આટલી હદ સુધીનાં આ ઉન્નતિમાંની દસ્યો મુક્ત કંઠે એજ પોકારી રહ્યાં કે ભારતનો ઉદય હવે અનિવાર્ય અને સમીપ છે !

પરિશિષ્ટમાંનો બીજો લેખ નામદાર ડ્યૂક ઉપરના પત્રરૂપે હોઇને તે પત્રમાં ગાંધીજીએ અહિંસાત્મક અસહકાર ઉભો થવાનું કારણ ટુંકમાં અને સ્પષ્ટ રીતે દર્શાવી આપ્યું છે; અને એ પછીના લેખો અંત્યજો, અસ્પૃશ્યતા, ગૌરક્ષા, વૈષ્ણવતા તથા સનાતન હિંદુ ધર્મ વિષેના અને તેઓ પોતે કેવી સમજણપૂર્વક પોતાને સનાતન ધર્મી કહે છે, તે વિષેના તેમના વિચારો રજુ કરે છે. પરિશિષ્ટમાંના પાંચમા " આત્મનિરીક્ષણ " વિષેના લેખમાં મહાત્માજીએ પોતાની યોગ્યતા વિષે તેમજ આધ્યાત્મિક પ્રાસભ્ય બુદ્ધિ વિષે સરલતાપૂર્વક લખેલું છે. એ લેખમાં તેમણે પોતાની ન્યૂનતા વિષે જણાવેલું છે તે ઉપરથી કોઇએ તેમને સામાન્ય માણસ સમજી લેવા જેવું ફુલાઇ જવા જેવું નથી. દરેક પ્રાણી પદાર્થ પ્રકૃતિથી ત્રિગુણાત્મક હોઇને એ ત્રણ ગુણો પૈકીનો રાજસ–તામસ અંશ તે મોટમોટા જીવન્મુક્તોની પ્રકૃતિમાં પણ થોડી ઘણી ન્યૂનતા–નિર્બલતાને તેમના શરીરની હયાતી પર્યંત કાયમ રાખવાનોજ. આ આધ્યાત્મિક સિદ્ધાન્તને જેઓ ન સમજી શકતા હોય તથા જેઓ પોતાના આત્મનિરીક્ષણમાં ઉંડા ન ઉતરી શકતા હોય, તેઓજ એવી રીતે ફુલાઈ શકે અને પોતામાં પ્રકૃતિભાવે પૂર્ણતા માની કે ઇચ્છી શકે.

ગાંધીજીના જેટલું તપ, અનુભવ, આત્મનિરીક્ષણ અને સરલતા ધરાવનારનો દરજ્જો શું છે એ વાત મહાત્મા સૉક્રેટીસના જીવનમાંનો નીચલો દાખલો દર્શાવી આપે છે.

સૉક્રેટીસના જમાનામાં તે દેશના એક ઉચ્ચકક્ષ માણસને એવી જિજ્ઞાસા થઇ કે ખરો મહાપુરૂષ કોણ છે ? આ પ્રશ્ને તેને બહુજ

મુંઝાયો. સાચી તાલાવેલીનો ઉકેલ એક યા બીજી રીતે કુદરત પુરો પાડે છે જ. એક રાત્રે એ માણુસ એના એજ ઉંડા વિચારમાં ઉંઘી ગયો. ઉંઘમાં તેને સ્વપ્ન આવ્યું. એ વખતના ત્યાંના લોકો સ્વપ્નને તેમજ અમુક દેવીને વધારે માનતા હતા. એ દેવીએ સ્વપ્નમાં તેને જણાવ્યું કે સૉક્રેટીસ મહાત્મા પુરૂષ છે. સવારે ઉઠયા પછી તે માણુસે સૉક્રેટીસ પાસે જઇને એ વાત કહી. સૉક્રેટીસ એક જબરો સંયમી, સહનશીલ, જ્ઞાની, ઉપદેશક, આત્મનિરીક્ષક અને સરલ સ્વભાવવાળો મહાત્મા હતો. જ્ઞાનના અનંત સાગરમાંના એકાદ ટીપા જેટલું જ તે પોતાનું જ્ઞાન સમજતો; અને જે પણુ બાબતમાં પોતાની ખામી કે અજ્ઞાનતા હોય તે સરલતાથી કબૂલ કરી દેતો. પોતાની સ્થિતિ આવી હોવા છતાં દેવીએ તેને મહાત્મા કહ્યો તેથી સૉક્રેટીસને ભ્રાન્તિ થઇ આવી. એ ભ્રાન્તિનો ખુલાસો મેળવવા માટે તેણે તે સમયે તે દેશમાં મહાન પુરૂષ તરીકે લેખાતા માણુસોનો સમાગમ કરવા માંડયો. સમાગમ દરમ્યાન તેને જણાયું કે જે કોઇ વિષયમાં તે માણુસો કાબેલ હતા, તે ઉપરાંતની બીજી જે બાબતોની તેમને યોગ્ય માહિતી ન હોય તે બાબત વિષે તેમને પૂછવામાં આવતું ત્યારે પણુ પોતાની અજ્ઞાનતા કબૂલ ન કરતાં રોપમાંને રોપમાં ગમે તેવો ઉત્તર ઠોકી બેસાડી પોતાને મોટા સર્વજ્ઞ લેખાવવાને તેઓ મથતા ! મહા વિચક્ષણુ સૉક્રેટીસ આ સઘળું તરતજ સમજી જતો.

અનેક આવા મહાન પુરૂષોનું નિરીક્ષણુ કરી જોયા પછી સૉક્રેટીસને સમજાયું કે તે પોતે પોતાની ન્યૂનતા અને નિર્બલતાઓને જાણે છે અને કબૂલ કરી દે છે; તથા પેલાઓની પેઠે મહાન પુરૂષમાં ખપવાનો અભરખો તેનામાં નથી; એ વિશેષતાને લીધેજ દેવીએ તેને મહાપુરૂષ કહ્યો હોય તો બેશક દેવીનું કહેવું ખરૂં છે.

મહાત્માજીની સરલતા જાણુવા માટે તેમના આત્મનિરીક્ષ-

ણુના લેખ ઉપરાન્ત તેમણે પોતાના ઘરનાં માણસો વગેરે પર લખેલા પત્રોમાંનાં નીચલાં વાક્યો પણ ખાસ વાંચવા યોગ્ય છે.

"મારી પોતાની કહેણી અને રહેણીમાં તફાવત છે. જો હું ઇચ્છું છું એવી એકતા હોય તો તમને તુરત સમજાવી શકાય એવા શબ્દો હાથ આવે."

"આજ પણ પ્રલ્હાદ અને સુધન્વા, હરિશ્ચંદ્ર અને શ્રવણ, હિંદુસ્તાનમાં નથી એમ નથી માનવાનું. આપણે લાયક થઇશું ત્યારે તેમનો મેળાપ પણ કરીશું."

"આપણે મહા પ્રયાસમાં પડયા છીએ; તત્વજ્ઞાનની શોધ કરીએ છીએ."

"હું તમને કોઇને શીખવવાનું અભિમાન પણ રાખતો નથી. મારી પાસે એક શિષ્ય છે કે જેને શીખવવું એ ભારેમાં ભારે કામ છે; અને તેને શિક્ષણ આપવાથીજ હું તમારૂં કે હિંદનું કે માનવજાતનું ભલું કરી શકીશ; અને તે (શિષ્ય તે) હું પોતેજ છું કે જેને હું મારૂં મન કહું છું."

આવા એક અસામાન્ય સંત જનને–જુજ સમયમાં સમસ્ત દુનિયાના વિચારકોનું ધ્યાન ખેંચી રહેલા આવા એક મહાત્માને કેદ પુરવાનું પરિણામ તો વસુદેવ દેવકીને કેદમાં પુરવાથી જે થયું હતું તેવું જ હોઈ શકે–સત્યનોજ છેવટે જય થવાનો; એટલે અવળે રસ્તે ચડનારાઓને પરમાત્મા સદ્બુદ્ધિ આપે એજ પ્રાર્થવાનું !

જેલ નિવાસથી મહાત્માજીની થકાવટ દૂર થઇ જનસમૂહની તેમનાપર શ્રદ્ધા વધવા ઉપરાંત જેલમાંનું તેમનું ધર્મધ્યાન પણ તેમની જાત પરત્વે તથા જનસમૂહ પરત્વે અત્યંત શ્રેયસ્કર નિવડો, એ ભાવનાસહિત ૐ તત્ સત્.

માઘ શુક્લા પૂર્ણિમા. સં. ૧૯૭૯ ભિક્ષુ–અખંડાનંદ.

# મરાઠી પ્રકાશકના બે બોલ.

મહાત્મા ગાંધી સંબંધી મરાઠીમાં નાનાં મોટાં અનેક પુસ્તક રચાયાં છે; પરંતુ આ પુસ્તક તે સર્વથી ભિન્ન પ્રકારનું છે. આ પુસ્તકમાં અમારૂં પોતાનું એવું કંઇ નથી. સર્વ લેખ અન્યના છે અને તે એકત્ર કરી આ પુસ્તકની ઇમારત તૈયાર કરી છે. એમાંના અર્ધા લેખ મહાત્માજી કારાગૃહમાં ગયા તે પૂર્વેના છે અને અર્ધા તે પછીના છે. ઘણાખરા લેખ ઈંગ્લાંડ, અમેરિકા વગેરે બહારના પરદેશીઓના છે અને થોડા સ્વદેશીઓના છે. આ પુસ્તકની રચનાપરથી પ્રથમ દર્શને એ વાત લક્ષમાં આવે છે કે, આ પૂર્વે હિંદની કોઇ પણ વ્યક્તિ વિષે જગતના એક છેડાથી બીજા છેડા સુધી આટલું વિલક્ષણ આંદોલન થયું નથી. આ માન એક ગાંધીનેજ મળ્યું છે.

× × × ×

અમને લાગે છે કે મરાઠીમાં આવા પ્રકારનું પુસ્તક આ પહેલું જ છે. અમે જે લેખોનો સંગ્રહ કર્યો છે તે આજે રાષ્ટ્રને કેટલો ઉપયોગી છે, તે વાત પુસ્તક વાંચ્યા પછી કોઇના પણ લક્ષમાં આવી શકે તેમ છે. આ સંગ્રહ કરતી વખતે કેવળ વ્યક્તિ તરીકે મહાત્માજીની અવાસ્તવિક સ્તુતિ કિંવા ઇર્ષાની ઝેરી દૃષ્ટિથી કેવળ અકારણ નિંદા કરનારા લેખ પણ થોડા હાથમાં આવ્યા હતા; પણ તે આ પુસ્તકથી દૂર રાખ્યા છે. કેવળ તત્વદૃષ્ટિએ હિંદના વર્તમાન કાળ વિષે વિચાર કરવાની પાત્રતા જેટલા લેખોમાં જણાઇ આવી છે, તેટલાજ લેખોનો સંગ્રહ આ પુસ્તકમાં કર્યો છે. * * *

તા. ૧–૧૧–૨૨ પ્રભાકર શ્રીપત ભસે.



# પ્રસ્તાવના.

(મરાઠી પુસ્તકમાંથી અનુવાદિત)

માર્ગભ્રષ્ટ રાષ્ટ્રના માર્ગદર્શક તરીકે સર્વથી આગળ ચાલવાને મહાત્મા ગાંધીજી કેટલા યોગ્ય પુરૂષ છે; તેની ખાત્રી રાષ્ટ્રને હવે સારી રીતે થઇ ચૂકી છે. તેઓ જનસમૂહમાં વિચરતા હતા ત્યારે સમગ્ર રાષ્ટ્રે તેમનું નેતૃત્વ એક અવાજે સ્વીકારેલું હતું અને આજે દેશ ખુલ્લી આંખે જોઇ શકે છે કે, તેમના તુરંગવાસ પછી કોઇ રાષ્ટ્રનેતા રહ્યો નથી. મહાત્માજી તુરંગમાં પડયા તો તે રાષ્ટ્રનું દુર્ભાગ્ય; પણ તેમણે દોરી આપેલા માર્ગે જનસમાજને જવા દેવો જોઇએ તેને બદલે જનસમાજની શ્રદ્ધાનો નાશ કરવાનો પ્રયત્ન ચાલી રહ્યો છે! આ પ્રયત્ન અયોગ્ય સમયે થાય છે. ખરી રીતે મહાત્માજીએ જ્યારે માર્ગચતુષ્ટયની આંકણી કરી અસહકારનાં ચાર પગથીયાં નક્કી કર્યાં અને આખા રાષ્ટ્રે જ્યારે તેને સંમતિ આપી; ત્યારે જ અમારા રાષ્ટ્રવીરોએ કુસ્તીના અખાડામાં દંડ થાબડીને ઉતરી પડવું જોઇતું હતું. રાષ્ટ્ર ઉપર જ્યારે દુર્દૈવ તૂટી પડ્યું ત્યારે તે કાળને સોના જેવી સંધિ ગણી મૂછોને તાલ દઇ દંડ થાબડવામાં પુરૂષાર્થ નથી; એ તો નામર્દાઈ છે. સિંહ પાંજરામાં પુરાયા પછી જેમ છોકરાં તેના તરફ કાંકરા કે પથરા ફેંકે છે; તેમ હવે "સૂતરને તાંતણે સ્વરાજ્ય હોત તો વણકરોને ક્યારનુંએ મળ્યું હોત;" "આફ્રિકાના નિવાસના કારણે નિગ્રોના સંસર્ગથી ગાંધીનું મગજ વિકૃત બની ગયું છે અને તે અવ્યવહારૂ તત્ત્વોનું પ્રતિપાદન કરે છે" વગેરે પથરા ફેંકીને પોતાનું કર્તૃત્વ ગજાવવાની અહંતા મહારાષ્ટ્ર (વગેરે)માં સ્પષ્ટપણે દૃષ્ટિએ આવવા લાગી છે.

એમાં જે મુખ્ય ભયનું સ્થાન છે તે જુદું છે. તુરંગનો ભય નષ્ટ કરવા માટે એક બે નહિ, પણ પચીસ ત્રીસ હજાર યુવાનો સર્વ

સુખને લાત મારી તુરંગમાં ગયેલા છે. તેઓ હવે ધીમે ધીમે છૂટવા લાગ્યા છે. છૂટીને બહાર આવતાં જ તેઓ અનેરી આશાથી માતૃભૂમિ તરફ નજર કરે છે; પરંતુ તેજ ક્ષણે પરિસ્થિતિ પલટાયેલી જોઇને તેઓ નિરાશ થાય છે અને પ્રસંગ આવે પુનઃ તુરંગવાસ સ્વીકારવાની તેમની ઉમેદ તૂટી પડે છે. યુવાનોના એવા ઉમેદી, ઉત્સાહી ચિત્તની રાષ્ટ્રને કેટલી આવશ્યકતા છે, તેનો નિર્ણય ક્યારનો થઇ ગયેલો છે; ત્યારે એ ઉમેદપર પ્રહાર કરી નિરૂત્સાહ અને નિરાશાનો પાક ઉત્પન્ન કર્યાનું પાતક રાષ્ટ્રને કેટલા કાળસુધી નડશે એ કોણ કહી શકશે?

પુસીફૂટ–જોનસને એક વખત પોતાના ભાષણમાં કહ્યું છે કે, “એકવાર એક ભણેલો દારૂડીયો મને મળ્યો અને તેણે પાંચ દશ પુસ્તકોમાંથી દારૂ પીવો એ લાભકારક છે એવાં ઉદાહરણ કહાડી બતાવ્યાં; અને મને જીતી લીધાનું અભિમાન પણ તેણે વ્યક્ત કર્યું. ખરેખર મને તે વખતે હસવું આવ્યું; કારણ કે દારૂ એ સર્વ પ્રકારે અનર્થકારક છે એવાં પાંચસો પુસ્તકોનાં નામ સુદ્ધાં તે જાણતો નહતો.” એ જ ન્યાયે મહાત્માજીની વિરૂદ્ધમાં એકાદ બળી ગયેલું તૃણ સુરખું મળી આવે તો તેને પણ દેવપૂજામાં પધરાવી તેની પૂજા કરવી અને ગાંધીજીની બાજુમાં સુંદર તાજું કમલ દૃષ્ટિએ પડતું હોય તોપણ તેની ગંધ સુદ્ધાં કોઇને પહોંચવા દેવી નહિ; એનું નામ તે ન્યાયબુદ્ધિ કે ક્ષુદ્ર બુદ્ધિ? મન એટલું બધું અધોગામી બન્યા પછી પણ ન્યાયનો કાંટો હાથમાં રાખવાનો મોહ શા માટે રાખવો? પોતાથી ભૂલ ન થાય એમ તો કદિ મહાત્મા ગાંધી પણ કહેતા નથી; પણ મહાત્મા ગાંધીના દોષ શોધતી વખતે પોતાનાં ચક્ષુ કેટલે સુધી નિર્દોષ છે તે વાત પણ ન્યાય કરનારા શાણાઓએ પ્રથમ જોઇ લેવી જોઇએ. ગાંધી ભૂલને પાત્ર અને આ અહંમન્યો તો માત્ર બીજા બ્રહ્મદેવ જ! તેઓ શા માટે કદિ પણ ભૂલ કરે!

પણ પોતાના દોષનો સ્વીકાર કરવાની ગાંધીજીમાં જે માણસાઇ છે તેટલી એમની પાસે જોઇએ ને ! અસહકાર-આંદોલનના પ્રવર્તક અને પરિપોષક મહાત્મા ગાંધી આજે જનસમૂહમાં નથી પણ કારાગારમાં છે. તુરંગમાં ગયા તેની છેલ્લી ઘડી સુધી તેમણે દેશ આખાને એકધારો બનાવી રાખ્યો હતો; રાષ્ટ્રપુરૂષની છટામાં પરિવર્તન થઇ તેનામાં ચૈતન્ય ઉત્પન્ન થયું હતું; હિંદમાં અન્નવસ્ત્ર વિનાની એક પણ વ્યક્તિ ન રહે, એવી દિશાએ તેમણે કાર્યની રૂપરેખા આંકી પ્રજાને સ્વાવલંબનનો માર્ગ સરળ બનાવી આપ્યો હતો; અને હિંદુ મુસલમાન પોતાના ધર્મને વધારા પડતું મહત્વ નહિ આપતાં મહાત્માજીની આજ્ઞાને અનુસરી બંધુ પ્રમાણે પરસ્પર વર્તવા લાગ્યા હતા; પરંતુ તે તુરંગમાં ગયા તે સાથેજ રાષ્ટ્રને જાણે વિદ્યુતપ્રહાર થયો અને નિરાશાનું વાતાવરણ ઉત્પન્ન થયું. આવો મોટો દેશ, કરોડોની વસ્તી અને હજારો શબ્દશૂરાઓ છતાં પણ રાષ્ટ્રને માટે ગાંધીની પાછળ ગાંધીના જોટાનો બીજો એક પણ નેતા ન મળ્યો ! ઉલટા રાષ્ટ્રને માર્ગભ્રષ્ટ કરનારાજ મળ્યા ! દેશનું દુર્ભાગ્ય તે એનુંજ નામ

મહાત્માજીએ પોતાના અનેક લેખો અને ભાષણોમાં એક મુદ્દાની વાતનું પ્રતિપાદન કરેલું છે કે, આપણે જેની સામે ઝૂમીએ છીએ તે બ્રિટિશ રાજનીતિનું ચારિત્ર્ય ગમે તેવું હો; પરંતુ તેની એકસપી શીખવા જેવી છે. વાઇસરૉય જેવા શ્રેષ્ઠ અધિકારીથી આરંભીને ગોરા પોલીસ સાર્જંટ સુધીના પોતાની વીણાના તારોને તે કદિ પણ બેસૂરા થવા દેતી નથી; અને બ્રિટિશ વ્યાપારી પણ એ સૂરમાં ભળી જાય તેવી રીતે પોતાનાં ઢોલકાં તાલબદ્ધ બજાવે છે; ત્યારે હિંદી પ્રજાના નેતાઓ શું કરે છે ? જ્યાં જુઓ ત્યાં બેસૂર અને બેતાલ ! જ્યાં સુધી દેશને માટે આપણે આપણી માનાપમાનની ક્ષુદ્ર ભાવના અને સ્વાર્થની તુચ્છ કલ્પના ત્યજી દેવાને તત્પર નહિ થઇએ, ત્યાંસુધી ભરતભૂમિની ગ્રહદશા પલટાશે નહિ એ નકી જ છે. **"એક મહારાષ્ટ્રીય."**

# અનુક્રમણિકા.

## પરિશિષ્ટ.



## વિવિધ ગ્રન્થમાળાનો સં ૧૯૭૮ નો પૃષ્ઠમેળ.

| પુસ્તકનું નામ. | પૃષ્ઠસંખ્યા. | ચિત્ર. |
|---|---|---|
| સ્વામી વિવેકાનંદ—ભાગ ૯ મો. | ૭૪૪ | ૨ |
| સ્વર્ગની જીંદગી. | ૪૦૦ | ૧ |
| જગતનો મહાન પુરૂષ. | ૩૬૦ | |
| | કુલ ૧૫૦૪ | ૩ |



# એશિયાનું નૂર.

## જગતનો અપ્રતિમ પુરૂષ.

### મહાત્મા ગાંધીને જાપાનનું અભિનંદન.

ટોકીઓનો એક ખબરપત્રી તા૦ ૧૩ મીએ લખી જણાવે છે કે ત્યાંના બહોળો ફેલાવો પામેલા 'ઓસાકા મઈનીચી' નામના એક પ્રસિદ્ધ છાપાના અગ્રલેખમાં નીચેની રીમાર્ક જોવામાં આવે છે:—

"આ જડવાદી દુનિયામાં આવી વાત એક જાદુ છે અથવા તાજુબી ભર્યો બનાવ છે. મુઠી હાડકાંનો એક દુબળો અને ગરીબડા જેવો માણુસ હિન્દુસ્તાનના લાખો માણુસોના આત્મા અને મન કબજે કરી શકયો છે. દુનિયાના કોઇ પણ મહાન પુરૂષને મહાત્મા ગાંધી જેટલા અનુયાયીઓ ન હતા. સૌથી તાજુબીની વાત તો એ છે કે સાત કરોડ મુસલમાનો પણ આજે તેમના ફરમાન પ્રમાણે વર્તે છે. **સોક્રેટીસ અને ક્રાઇસ્ટ પછી કોઇ પણ વ્યકિતએ નહિ મેળવેલાં એવાં સાધુ અને શુરવીરનાં અપ્રતિમ લક્ષણો મહાત્મા ગાંધીમાં ભેગાં થયેલાં જોવામાં આવે છે.** ઉત્ક્રાંતિકાર ગાંધી, લેનીન, કમાલપાશા કે મ્યુસોલીની કરતાં જુદીજ કોટિના પુરૂષ છે. બીજા કોઇ પણ બાબત કરતાં આત્મબળમાં શ્રદ્ધા રાખવામાંજ એમની મોટાઇ રહેલી છે. બ્રિટિશ સરકારે મહાત્મા ગાંધીને પરેજ કર્યા છે; પણ જે રાષ્ટ્રીય ચળવળને એમણે જન્મ આપ્યો છે, તેને તે દબાવી શકશે નહિ. જગત જડવાદથી કંટાળી ગયું છે અને આધ્યાત્મિક ફેરફાર માટે હવે તલપી રહ્યું છે. **અમને ગર્વ થાય છે કે એ એશિયાનાજ બીજા એક મહાન પુરૂષે આવા ફેરફારનો દાખલો બેસાડયો છે.**"

("હિંદુસ્થાન" દૈનિકમાંથી.)



# જગતનો મહાન પુરુષ.

## ૧--સંસારનો શ્રેષ્ઠ પુરુષ.

હું માનું છું કે, વર્તમાન સમગ્ર જગતમાં સર્વશ્રેષ્ઠ પુરૂષ કોણ છે એ પ્રશ્નની ચર્ચા તમોને મનોરંજક લાગશે, તેથી આજે એજ વિષયપર બોલીશ. એ પ્રશ્નનો ઉત્તર શોધવાનો યત્ન કરતાંજ આપણું મન આપોઆપ ગત મહાયુદ્ધના દિવસો તરફ વળે છે. તે સમયે જેના શીરપર પ્રચંડ જવાબદારી આવી પડી હતી અને જેના હાથમાં અપૂર્વ સત્તા રમી રહી હતી તેના નામનું સ્મરણ થયા સિવાય નથી રહેતું. વિશેષતઃ ઇ. સ. ૧૯૧૯ ના પ્રથમ મહિનામાં પૅરિસ શહેરમાં જે યુદ્ધપ્રણેતાઓ એકત્ર થયા હતા, તેમના તરફ જ પ્રથમ આપણું લક્ષ જાય છે. આ પ્રશ્નનો વિચાર આજે કરવાને બદલે તેજ સમયે કરવાની ઇચ્છા થઈ હોત તો આપણે સર્વ એકમતથી કહી શક્યા હોત કે, એવો શ્રેષ્ઠ પુરૂષ સંયુક્ત પ્રધાનમંડળમાંથીજ મળી આવવો જોઇએ. તે સમયે પૅરિસમાં એકત્ર થયેલા માણસો કંઇ સામાન્ય નહતા. તેઓ જગતની અત્યંત ભયંકર કસોટીએ ચઢેલા હતા. એ પ્રસંગ અખિલ જગતની સંસ્કૃતિને ગારત કરી નાખે તેવો હતો અને એની ભયંકર

આફતમાંથી એ માણુસોએ જગતને ઉગારી લીધું હતું. એમણે મેળવેલો વિજય આત અસામાન્ય હોવાથી યુદ્ધકાળની કસોટીએ એ પુરૂષો શ્રેષ્ઠ ઠરે છે, એમાં તો શંકાજ નથી; પણ એ પછી એમને શાંતિના કાળની કસોટીએ ચઢવાનું હતું. જય મળ્યો; પણ જયનો ઉપયોગ કેવી રીતે કરવો, એ વિષેના જ્ઞાનની પરીક્ષા એમણે આપવાનો હવે સમય આવી લાગ્યો હતો. એ કઠીન પરીક્ષામાં એમાંનો એકે પુરૂષ ઉત્તીર્ણ થયેલો જણાતો નથી. વરસેલમાં તે સમયે જે વાતો થઈ અને વિશેષતઃ સુલેહના દસ્તાવેજો પર સહીઓ મૂકાયા પછી જે પ્રકાર દૃષ્ટિએ પડ્યા છે, તે પરથી શું એમ કહી શકાશે ખરૂં કે, પુરૂષશ્રેષ્ઠની પદવી પ્રાપ્ત કરવાનો હક એમાંની એકાદ વ્યક્તિએ પણ સિદ્ધ કર્યો છે? યુદ્ધની આફત તો ટળી; પણ એ પછી તો એજ માણુસોએ શાંતિના કાળમાં વર્ષાવી શકાય એવી વિપત્તિઓનો જગતપર બસ વરસાદજ વરસાવ્યો ! સુલેહ પરિષદમાં એકત્ર થયેલા પુરૂષોમાંના એકજ પુરૂષની કીર્તિ મારી દૃષ્ટિએ અબાધિત રહેલી છે અને એ પુરૂષ તે દક્ષિણ આફ્રિકાના મુખ્ય પ્રધાન જનરલ સ્મટ્સ છે. વૉલ્ટર લીપમેને એ પ્રસંગનું વર્ણન કરતાં કહ્યું છે કે, 'વરસેલના સુપ્રસિદ્ધ મહેલમાં વિરાજીને જે પુરૂષોએ સુલેહના દસ્તાવેજોપર સહીઓ કરી છે, તે સર્વમાં એકનેજ સામેના આરસામાં સમગ્ર માનવ જાતિનું પ્રતિબિંબ દેખાતું હતું.' આ વર્ણન અક્ષરશઃ ખરૂં છે. એ પ્રસંગ પછી સેનાપતિ સ્મટ્સે જે ત્રણ ભાષણ કર્યાં હતાં, તે મનનપૂર્વક વાંચવાને હું સર્વને ભલામણ કરૂં છું. સ્મટ્સે પ્રવીણ યોદ્ધાને શોભે તેવા ચાતુર્યથી સંગ્રામ ચલાવ્યો અને સમરભૂમિપર વિજયશ્રીએ માળા આરોપી તે. સાથેજ ક્ષમાનો વીરોચિત ગુણ ધારણ કરવાનું જાણી તેણે શસ્ત્ર નીચે મૂક્યાં. યુદ્ધની ઇતિશ્રી થતાંજ તેના

આઘાતથી થયેલી હાનિ ભરી કાઢવા માટે તેમણે પોતાના હાથ આગળ કર્યા. સુલેહ પરિષદમાં પોતાના મતને માન નહિ મળ્યાની વાત તેમણે ખુલ્લા દીલે કબૂલ કરી છે અને પછીથી તે સમયે જે સાધી શકાયું નહિ તે અન્ય ઉપાયથી સાધવાના પ્રયત્ન પણ તેમણે કર્યા છે. યુદ્ધ-કાળની ધડભાંઝમાંથી સ્મરણ કરવા જેવો એ એકજ પુરૂષ ઉપલબ્ધ થયો છે. યુદ્ધકાળમાં થોડા વખત સુધી જેમણે પોતાની કીર્તિના દુદુંભિનાદથી સમગ્ર જગતને ભરી કાઢયું હતું, તેવા અન્ય સર્વ પુરૂષો હવે નિર્માલ્યવત્ થઇ પડયા છે અને તેમની કીર્તિ હવે વિસ્મૃતિના પડદા પાછળ પેસતી ચાલીને સ્પષ્ટપણે જણાય છે કે, હવે ત્યાંથી તે પુનઃ કદિ પણ બહાર આવવાની નથી. માનવજાતિમાંથી એમના પ્રત્યેનો આદરભાવ જે એક વખત ગયો છે તે હમ્મેશને માટે જ ગયો છે. એક સમયે " ન ભૂતો ન ભવિષ્યતિ " એવી અપૂર્વ સત્તા ધારણ કરનારા એ નરશ્રેષ્ઠો આજે ધૂળમાં ભળ્યા છે અને તેમનાં શસ્ત્રો પણ સ્મૃતિશેષ બન્યાં છે.

આ પ્રમાણે હોવાથી આપણે યુદ્ધકાળનો વિચાર પડતો મૂકી આપણા પ્રશ્નનો ઉત્તર મેળવવા માટે હવે અન્ય દિશા તરફ વળવું જોઇએ. આજે જગતમાંના જીવિત પુરૂષોમાં સર્વશ્રેષ્ઠ પુરૂષ કોણ છે, એવો પ્રશ્ન ચિત્તમાં ઉપસ્થિત થતાંજ મારાં મનઃચક્ષુ સમક્ષ ત્રણ પુરૂષ ઉભા રહે છે. એ ત્રણ પુરૂષ પરસ્પરથી તદ્દન ભિન્ન માર્ગે વર્ત-માન સ્થિતિ પર્યંત આવી પહોંચ્યા છે. કુળ, ગોત્ર કે સંસ્કૃતિ-પરંપરાની દૃષ્ટિએ તેમનો એક બીજા સાથે કંઇ જ સંબંધ નથી.

આ ત્રણ વ્યક્તિમાં એક રોમેન રોલેંડ નામના ફ્રેંચ ગૃહસ્થ છે. તેમણે જીન ક્રિસ્ટાફ નામની એક નવલકથા લખેલી છે; એ એટલી શ્રેષ્ઠ પંક્તિની છે કે, એવા પ્રકારના સાહિત્યમાં તે અમર બની રહેશે.

મહાયુદ્ધનો આરંભ થયો ત્યારે ફ્રેંચ સરકારે એ શાંતિવાદીને ઉંચકીને હદપાર ગોઠવી દીધા હતા. મહાયુદ્ધ તો પુરૂં થયું છે, પણ તેના અનેક ગોટાળા અદ્યાપિ પણ જીવતા છે. રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેનો ભિન્ન ભાવ હજી પણ પ્રથમના જેવોજ જાગૃત છે. આવી સ્થિતિમાં એ દ્વૈતભાવને દફનાવી સર્વ રાષ્ટ્રો સુલેહ શાંતિ અને બંધુભાવથી વર્તે એવી સદિચ્છા રાખનારા જે કેટલાક ગૃહસ્થો યૂરોપમાં છે, તેમાં રોલેંડને પ્રથમ સ્થાન આપવું જોઇએ. રોલેંડને હાથે કોઇ પ્રત્યક્ષ ક્રિયા થઈ છે એમ તો નથીજ કહી શકાતું; તથાપિ એટલું તો સ્પષ્ટજ છે કે, શાંતિનું અતિ ઉત્તમ ધ્યેય તેમણે કટોકટીના પ્રસંગે પણ પોતાના ચિત્ત સમક્ષ અખંડિતપણે જાળવી રાખ્યું છે. જગપ્રસિદ્ધ સાધુ " લીયો ટૉલ્સ્ટૉય " અને રોમેન રોલેંડનો એકજ વર્ગ છે એમ કહેવાથી એ ગૃહસ્થ વિષે કોઇ પણ માણસ યથાર્થ કલ્પના કરી શકશે. ટૉલ્સ્ટૉયની પાછળ તેમની ગાદી ચલાવવાને આખા યૂરોપમાં જો કોઈ યોગ્ય પુરૂપ હોય તો તે રોમેન રોલેંડજ છે. આખી ઓગણીસમી સદીમાં ટૉલ્સ્ટૉયે× જે કાર્ય કર્યું છે, તેને આગળ ચલાવવાને અને તેમણે વાવેલાં બીજની યોગ્ય સંભાળ કરવાને સર્વ પ્રકારે જો કોઇ યોગ્ય હોય તો તે રોલેંડ છે. ટૉલ્સ્ટૉયની માફકજ તે અત્યંત સાદાઇમાં રહે છે. તેમની પાસે તમે કેવળ જીવિત ધારણને આવશ્યક એવી વસ્તુ સિવાય ચેન કે મોજની એક પણ વસ્તુ જોઈ શકશો નહિ. ટૉલ્સ્ટૉય પ્રમાણેજ તેમનામાં " પ્રચંડ બુદ્ધિમત્તા અને કોમળ હૃદયનો સંયોગ " થયેલો છે. ટૉલ્સ્ટૉયની

× આ મહાન પુરૂષનું અતિ ઉપકારક અને સવિસ્તર જીવનચરિત્ર આ સંસ્થાએ તૈયાર કરાવી રાખ્યું છે; બનતાં સુધી ચાલુ સાલમાંજ તે બહાર પડશે. સંપાદક

માફકજ એ વ્યવહારને બાજુ મૂકી દઇને ચૈતન્યના અતિ ઉચ્ચ આકાશમાં વિચરે છે. ટૉલ્સ્ટૉયની માફકજ તેમનો નિશ્ચય છે કે, માનવ જીવનનું રહસ્ય પ્રેમચારિત્રજ છે. ટૉલ્સ્ટૉયની માફકજ તેમનો સિદ્ધાંત છે કે, જો આ પૃથ્વીપર કદિ સ્વર્ગ ઉતરવાનું હોય તો તેની સિદ્ધિ પરસ્પર બંધુભાવ વિના અન્ય કોઇપણ ઉપાયથી થવાની નથી.

યરોપના મહાઘોર યુદ્ધનું સ્વપ્ન રોલેંડને અગાઉથીજ આવી ચૂક્યું હતું. સમગ્ર યૂરોપમાં એ પ્રચંડ અગ્નિની કલ્પના ઘણા થોડાનેજ થઈ હતી. એવી આફત યૂરોપપર તૂટી ન પડે તે માટે પોતાથી બનતો સર્વ પ્રયત્ન રોલેંડ કરે જતા હતા. એજ દૃષ્ટિએ તેમણે "જીન ક્રિસ્ટૉફ" નામે નવલકથા લખી છે. જગતમાં "સાક્ષરોત્તમ"ની કીર્તિ મેળવવાની સંકુચિત ભાવનાથી તેમણે એ પુસ્તક નિર્માણ કર્યું નથી: પણ જર્મની અને ફ્રાન્સ પરસ્પરના મનોભાવ પીછાની લે અને બન્ને દેશ વચ્ચેનું વૈમનસ્ય દૂર થઇ ભ્રાતૃભાવ ઉત્પન્ન થાય એ એકજ હેતુથી લખેલું છે. મહાયુદ્ધના આરંભ સમયે ઉત્પન્ન થએલા દેશાભિમાનના વંટોળીયામાં નહિ સપડાતાં તે પોતાનું અંતઃકરણ ઠેકાણે રાખી, બીજાઓની મનોવૃત્તિ પણ ભ્રમિત ન બને તેવો પ્રયાસ કરે જતા હતા. યુદ્ધ માનવજાતને માટે કલ્યાણકારક છે, એમ કહેનારો યૂરોપમાં એક અત્યંત પ્રબળ પક્ષ છે. એ પક્ષ કહે છે કે યુદ્ધથી મનુષ્યની સ્વાર્થપ્રિયતા નાશ પામે છે અને અંતઃકરણ અધિક ઉદાર અને વિશાળ બને છે, પણ રોલેંડે એ મતની છાયા સરખી પણ પોતાના હૃદયપર પડવા દીધી નથી; એટલુંજ નહિ પણ યુદ્ધ એ એક ઘોર આફત છે અને તે માનવ હૃદયની કોમળ ભાવનાનો નાશ કરે છે, એ મતનું અત્યંત ખુલ્લી રીતે પ્રતિપાદન તેઓ કરવા લાગ્યા. યુદ્ધ ચાલુ હતું છતાં પણ એ ઉચ્ચ ભાવનાને તેમણે લુપ્ત ન થવા દીધી અને યુદ્ધના

અંત પછી પણ એજ મહદ્કાર્ય તેમણે પુનઃ હાથમાં લીધું છે. દેશાભિમાનને નામે ચલવાતા રાગદ્વેષના વિષમ વિષવડે વિપરીત બની ગયેલાં અંતઃકરણોમાં તે સદ્ભાવનારૂપી અમૃતજળનું સિંચન કરવા લાગ્યા છે. એ ભયંકર વિષ નિર્મૂળ બની તલવારનો નાશ થાય અને પ્રેમરૂપી પ્રભુનું રાજ્ય પૃથ્વીપર પ્રસરે તે સારૂ તે પુનઃ શ્રમ લઇ રહ્યા છે.

મહાયુદ્ધને લીધે સમગ્ર યૂરોપ મૂળમાંથી હાલી ઉઠયું હતું અને યૂરોપમાં જે કાંઇ સાત્વિક સંસ્કૃતિ રહેતી હતી તેનો સમૂળો નાશ થવાનો ભય ઉત્પન્ન થઇ ચૂક્યો હતો; પરંતુ એવી ભયંકર સ્થિતિમાં પણ તે સંસ્કૃતિ અવશેષ રહેલી જણાતી હોય તો તેનું શ્રેય એકાદ ફૉશ, ક્લેમેનશો, લૉઇડ જ્યૉર્જ કે વુડ્રો વિલ્સનને નહિ આપતાં તે તો રોમેન રોલેંડનેજ આપવું જોઇએ. જગતની સ્થિતિ કંઇપણ સુધરશે, એ સ્વપ્ન જો કોઇ કાળે પ્રત્યક્ષ સૃષ્ટિમાં સાચું નીવડવાનું હશે તો તે વાચાળ રાજપ્રકરણી પુરૂષની ખટપટથી નહિ, પણ રોમેન રોલેંડ જેવા એકાંતિક ભકતના પ્રયાસથીજ.

રોમેન રોલેંડમાં જે કંઈ ઉણપ છે તે અતિ ઉચ્ચ આદર્શની નહિ પણ પ્રત્યક્ષ વ્યવહારની છે. પોતાનાં તત્ત્વોનો પ્રત્યક્ષ આચાર શરૂ થાય એ દૃષ્ટિએ તેમણે વિશેષ પ્રયાસ કર્યો નથી. અસ્ખલિત વહેતા તત્ત્વચિંતનમાંથી તેમની બુદ્ધિ અને અંતઃકરણને એટલી મૃદુતા પ્રાપ્ત થઇ છે કે, જાણે વ્યવહારમાં ઉતરીને તેના આઘાત સહન કરવા જેટલી સહનશકિતજ તેમનામાં રહેવા પામી નથી. સામાન્ય માણસની પદ્ધતિએ ચાલી, સામાન્ય લોકસમૂહમાં ભળી જઇ પોતાના વિચારની છાપ તેમનાપર પાડવા માટે અંતઃકરણમાં જે જડ દઢતા-( દેહાભિમાન )ની જરૂર પડે છે તેનો સંગ્રહ તેમની પાસે નથી. સમાજઘટના ઉપર સીધી અસર ઉપજાવવા માટે જરૂરનું આ વ્યાવ-

હારિક તત્ત્વ તેમની પાસે નહિ હોવાથી એવા પ્રકારનું ક્રાંતિકારક નેતાપણું તેમને માટે શક્યજ નથી—લાખો માણસોને પ્રત્યક્ષપણે દોરવવા માટે જરૂરની એ વ્યાવહારિક યોગ્યતાને અભાવે તદ્દન નવીન સમાજો નિર્માણ કરવાનું કાર્ય રોલેંડને હસ્તે થવા જેવું નથી. હા, તે એ કાર્ય માટે કયા માર્ગનું અવલંબન કરવું તેનો નકશો આંકી આપશે ખરા; પરંતુ પ્રત્યક્ષ યુદ્ધની ધમાચકડીમાં પોતે પ્રવેશ નહિ કરતાં તે કાર્યને અન્યના ઉપર છોડી દેશે. ટૉલ્સ્ટૉયની પેઠેજ તેમની પણ એવા પ્રકારની મનોવૃત્તિને માટે ઇલાજ નથી. એ ગૃહસ્થ પોતાનું ચૈતન્ય-સામ્રાજ્ય ત્યજીને પૃથ્વીપરના દૂષિત વાતાવરણમાં કદિ નહિ ઉતરે. સર્વ પૃથ્વીપર ગાઢ અંધકાર છવાઇ રહેવા છતાં તેવા પ્રસંગે પણ દિશાભૂલ નહિ થવા દેનારો એકાદ તારો જેમ ચળકયા કરે છે; તેમ વ્યવહારના વંટાળીયાની બહાર રહી દિશા દર્શાવવાનું કાર્ય યૂરોપમાં આજે રોમેન રોલેંડ કરી રહ્યો છે. તે વ્યવહારના વ્યામોહમાં ફસાઇ સ્વતેજને મલિન થવા દેતા નથી. એમણે દર્શાવેલા વિશાળ ઉદાર માર્ગમાં જ્યાં જ્યાં જોખમ, ખાડા ટેકરા અને કાંટા વગેરે હોય તે બતાવી ઠીકઠાક કરવાનું, સૂચવવાનું કાર્ય તો બીજા વ્યવહારભૂમિકાપર વિચરણ કરનારા નાના નાના ઝાંખા દીપકોએજ અગ્રેસર બનીને કરવું જોઇએ.

કલ્પનાસૃષ્ટિ અને પ્રત્યક્ષ આચારસૃષ્ટિનો વિચાર મનમાં આવતાંજ મને એક બીજા મહાપુરૂષનું સ્મરણ થાય છે. મેં પ્રથમ જે ત્રણ પુરૂષની વાત કરી છે, તેમાંજ તેમનું પણ સ્થાન છે. એ બીજો પુરૂષ તે રૂશીયાની સોવીએટ સરકારનો મુખ્ય પ્રધાન "નિકોલે લેનીન" છે. કેવળ વ્યક્તિની દૃષ્ટિએ અવલોકતાં આજે લેનીનના હસ્તમાં જેટલી સત્તા એકત્ર થયેલી છે, તેટલી અન્ય કોઇ પણ વ્યક્તિના હસ્તમાં નથી. રૂશીયામાં લેનીન આજે જે કાર્ય કરે છે તે

વિષે આપણા કર્ણપટપર આવેલી અનેક વિકૃત કલ્પનાઓ પ્રથમ આપણા ચિત્તમાંથી દૂર કરીનેજ એના કાર્યનું પરીક્ષણ આપણે કરવું જોઇએ. લેનીનનાં તત્ત્વો ત્યાજ્ય છે એમ પણ ઘડીભર માની લેવાને હરકત નથી; તેજ પ્રમાણે કોઇ એમ પણ કહે કે તેમના રાજકીય દાવ જગતને હાનિકારક છે અને કોઈ કહે કે લેનીને જગતની સંસ્કૃતિના વિનાશનુંજ કાર્ય ઉપાડી લીધેલું છે, તો તે પણ ક્ષણભર કબૂલ કરી લ્યો; પરંતુ એ સર્વ વાતો સ્વીકારવા છતાં પણ લેનીનમાં રહેલી કર્તવ્યપરાયણતાનો તો અસ્વીકાર કોઇથીએ થઈ શકશેજ નહિ. "નેપોલિયન બોનાપાર્ટ" ×જગતનું નુકશાન કરવા માટેજ જન્મ્યો હતો અને તેણે નીતિનાં ઉચ્ચતર તત્ત્વોને હરતાળ મારી એમ કહેનાર લોકો આજે પણ છે; તથાપિ તે એક અસામાન્ય પુરૂષ હતો અને કર્તવ્યપરાયણ હતો એ વાત તો તેની ગમે તેટલી નિંદા કરનાર પણ કબૂલ કરશેજ. હા, એક નામ દેવાને અપવાદાત્મક દૃષ્ટાંત તરીકે વેલ્સ છે. સૂર્યનું તેજ ઘુવડને નથી દેખાતું; તેમ એ એકજ ભૂલા પડેલા અંધકારને નેપોલિયનમાં કર્તૃત્વશક્તિ પણ રહેલી જણાતી નથી! નિકાલે લેનીનને માટે પણ કેટલાક ભલે કહે કે, આખા જગતમાં એના જેવો તિરસ્કરણીય રાક્ષસ અન્ય કોઇ નથી; તેમ હોવા છતાં પણ તેમની કર્તૃત્વશક્તિને તો કોઇ પણ અમાન્ય કરી શકે તેમ નથી જ. તેમની તુલનામાં જગતના સર્વ રાજકારણી પુરૂષો આજે કેવળ વામનમૂર્તિ સમાન જણાવા લાગે છે. જાણે કે સમગ્ર જગતની ચાલક શક્તિ માત્ર એ એકજ પુરૂષમાં અત્યારે એકત્ર થઈ

× એબટના જગપ્રસિદ્ધ ગ્રંથના સારાનુવાદ રૂપે આ અદ્દભુત પુરૂષનું જીવન પણ તૈયાર થયેલું હોઇ બને તેમ જલદી પ્રસિદ્ધ થનાર છે.

સંપાદક

હી છે ! ચક્રની ધરીની ચોતરફ જેમ ચક્રનાં આરાં ભમ્યા કરે છે તેમ આખો રૂશીયન માનવસમાજ એ મધ્ય બિંદુની ચોતરફ ફરે છે. યૂરોપના પૂર્વકાળના ઇતિહાસનાં અનેક કાળ તે તે કાળની વિશિષ્ટ વ્યક્તિના નામે અદ્યાપિ પણ ઓળખાય છે. ઇલિઝાબેથનો કાળ, ચૌદમા લૂઇનો કાળ, એવાં એવાં નામ જે તે કાળને અનુલક્ષીને ઇતિહાસકારોએ આપેલાં છે; એજ પરિપાટી જો ભાવી ઇતિહાસકાર પણ ધારણ કરી લેશે તો મને તો લાગે છે કે, તેઓ યૂરોપના હાલના કાળને લેનીનના કાળ તરીકે ઓળખાવશે.

જેમણે લેનીનની પ્રત્યક્ષ મુલાકાત લીધી છે અને કેટલોક કાળ તેમના સહવાસમાં ગાળ્યો છે, તેવાઓની સાક્ષી આ બાબતમાં વિશેષ ઉપયોગી થઇ શકે તેમ છે. કેવળ ઉપર ઉપરથી નજર ફેરવનારને તેમના વદનપરથી લેનીનમાં રહેલી કર્તૃત્વશીલતાનું દર્શન થઇ શકે તેમ નથી. તેમનો ચહેરો એટલો ક્ષુદ્ર જણાય છે કે, આરંભમાં તેમના માટે કોઇનો પણ સારો ગ્રહ થતો નથી. **તેમની બોલીચાલી પણ એકાદ મોટા વીરને શોભે તેવી નથી.** વેલ્સ કહે છે કે, **"મેં લેનીનને જોયો ત્યારે તે એક મોટા મેજની પાછળ એકાદ ક્ષુદ્ર માણસની માફક બેઠેલો હતો"** બર્ટન રસેલ તેનું વર્ણન કરતાં કહે છે કે, "આ ગૃહસ્થને **અહંકારનો સ્પર્શ પણ નથી** અને તે પ્રત્યેકની સાથે તદ્દન મિત્રભાવથી જ વાત કરે છે." અન્ય એક ગૃહસ્થ પોતાનો મત પ્રકટ કરતાં કહે છે કે, "આ ગૃહસ્થ અમુક છે એવી કલ્પના ન હોય તેવો કોઈ માણસ લેનીનને જુએ તો તેને સ્વપ્નમાં પણ ન લાગે કે એનામાં આટલી કર્તૃત્વશક્તિ હશે. **એના જેવો અહંકારશૂન્ય અન્ય એક પણ માણસ મારા જોવામાં નથી."** લેનીનના ચહેરામાં જો કંઈ વિશેષતાવાળો ભાગ

હોય તો તે મસ્તકજ છે. ફક્ત મસ્તકના આકારપરથી લેનીનની અલૌકિક બુદ્ધિમત્તાની થોડી ઘણી કલ્પના થવા જેવી છે. તેમનો ઉચ્ચ ભાલપ્રદેશ દૃષ્ટિએ પડતાંજ શેકસપીયરનું સ્મરણ થાય છે. ચહેરાના એ વિશેષ ભાગને બાજુએ રાખવામાં આવે તો લેનીનની મહત્તાનું અન્ય કોઇ પણ બાહ્ય લક્ષણ આપણી દૃષ્ટિએ આવે તેમ નથી. **તેમનો ચહેરો જેટલો સાદો, ભોળો અને સામાન્ય છે, તેટલુંજ તેમનું વર્તન પણ સાદું અને સરળ છે.**

ભિન્ન ભિન્ન હકીકતપરથી જણાઇ આવે છે કે, લેનીનના કાર્ય વિષે મતભેદ હશે; પણ તેમની કર્તૃત્વશક્તિની અલૌકિકતા વિષે તો મતભેદ નથી. "આર્થર નેનસન" ને બોલ્શેવિઝમનાં તત્ત્વો પસંદ છે અને તેનો મત એવો છે કે, લેનીન વર્તમાનકાળનો અદ્વિતીય પુરૂષ છે; પરંતુ "બર્ટન રસેલ"ને બોલ્શેવિઝમનાં તત્ત્વો માન્ય નથી, તોપણ લેનીનની મહત્તા તેણે પણ માન્ય કરી છે. રેમંડ રોબીન્સે તત્ત્વવિચાર બાજુએ રાખી કેવળ વ્યક્તિદૃષ્ટિએ પણ સમગ્ર યૂરોપના રાજપ્રકરણી પુરૂષોમાં લેનીનની પ્રમુખ સ્થાને યોજના કરી છે. કોઇ પણ નહિ કહી શકે કે, 'ન્યૂયૉર્ક ટાઇમ્સ' પત્ર બોલ્શેવિઝમને અનુકૂલ છે;તથાપિ તેણે પણ એવો મત પ્રકટ કર્યો છે કે, મહાયુદ્ધના ઝંઝાપાતે લેનીન જેવા એક અદ્વિતીય પુરૂષને બહાર આણ્યો છે. આ રીતે આ બાબતમાં શત્રુ અને મિત્ર ઉભયની એકવાક્યતા કેમ થાય છે એ મોટો વિચાર કરવા જેવો પ્રશ્ન છે; પરંતુ એનો ઉત્તર એજ છે કે, ફક્ત ત્રણ વર્ષ જેટલી મુદતમાં એ અદ્વિતીય પુરૂષે જે ક્રાંતિ કરી છે તેનો જોટો સારા જગતના ઇતિહાસમાં ક્યાંએ મળે તેમ નથી. એમણે કરેલા કાર્યની પંક્તિમાં મૂકવા જેવું કાર્ય આજ સુધીમાં જગતના ઇતિહાસમાં કોઇએ કરેલું નથી. દેશની અંદરના તેમજ પરદેશના, એમ બન્ને પ્રકારના શત્રુથી ચારે દિશાએથી

ઘેરાવા છતાં તેઓ સર્વને એ બહાદૂરે ધૂળ ફાકાવી છે. ચોતરફથી એ શત્રુઓનાં લશ્કરોપર લશ્કરો ધસી આવતાં હતાં; પણ દીપકની જ્યોતપર પતંગ ઝડપ મારે તેમ એ સર્વ સૈન્યો એક પછી એક ભસ્મીભૂત બની ગયાં ! એ સર્વ ધસારાને છિન્ન ભિન્ન કરનારા લેનીનના 'રાતા' લશ્કરને ન હતો કોઇનો ટેકો કે ન હતી તેની પાસે જોઇએ તેવી લશ્કરી સામગ્રી ! અરે, દારૂગોળા અને તોપબંદુકોનું પણ યોગ્ય પ્રમાણમાં અસ્તિત્વ નહતું ! ! દેશના રહેવાસીઓ તરફથી કંઇક મદદ મળવાની આશા રહી શકે ખરી; પરંતુ પ્રથમના મહાયુદ્ધથી તેઓ પણ કંગાલ હાલતે પહોંચેલા હતા, છતાં એ રીતે અસહાય બનેલા સૈનિકોએ પણ સર્વ મોખરો સાબૂત રાખી શત્રુના સૈન્યોને પૂરેપૂરી શિકસ્ત આપી ! ફ્રાન્સની પહેલી ક્રાંતિના સમયે સમગ્ર બાદશાહી યૂરોપ એ દેશ વિરૂદ્ધ ઉભો થયો હતો, ત્યારે યુદ્ધમંત્રી કાર્નોએ જે અતુલનીય બુદ્ધિમત્તા દર્શાવીને એ બાદશાહી સૈન્યોને પાછાં ફેરવ્યાં હતાં; તેજ બુદ્ધિમત્તા આજે લેનીને પ્રકટ કરી છે એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી.

યૂરોપનું મહાયુદ્ધ શરૂ થઇ ખરા રંગમાં આવ્યું તે સાથેજ રૂશીયામાં ભાંગફોડની શરૂઆત થઈ. સમસ્ત રૂશીયાની સંસ્કૃતિ જડમૂળથી ઉખડી જઇ નામશેષ બનશે કે શું એવો પણ ભય લાગવા માંડ્યો. એવા અણીના પ્રસંગે લેનીન આગળ આવ્યા અને તેમણે પોતાની કર્તૃત્વશક્તિના પ્રભાવવડે સ્વસૈન્યની સહાયથી પ્રચંડ વિપત્તિમાંથી રૂશીયાને બહાર ખેંચી કાઢયું. આજે સર્વત્ર એવી સમજ છે કે, બોલ્શેવિઝમે રૂશીયાને હમ્મેશને માટે નામશેષ બનાવ્યું છે; પણ એ તદ્દન અસત્ય છે. બોલ્શેવિઝમે રૂશીયાને દુઃખમાં ગારત કરી દીધું છે અને સમાજવ્યવસ્થાને છિન્ન ભિન્ન કરી નાખી છે એમ કહેનારાઓ

માટે કહેવું જોઇએ કે, તેમણે ખરેખર એ બાબતમાં કંઈ વિચારજ કર્યો નથી. ઝારશાહી પોતાના અંતર્ગત ગુણથીજ જમીનદોસ્ત થઇ છે. એક પ્રચંડ વૃક્ષ અંદરથી પોલું હોય તેમ ઝારશાહીનું સર્વ અંતરંગ સડીને પોલું બની ગયું હતું. બહારથી જે કાંઇ જણાતું હતું તે પોકળ ડોળ માત્રજ હતો. આથી યુદ્ધના વાવાઝોડાનો ઝપાટો લાગતાંજ ઝારશાહી તૂટી પડી તેમાં આશ્ચર્ય જેવું શું છે ? રૂશીયાની સત્તા બોલ્શેવિઝમના હસ્તમાં આવી તેની નવ માસ અગાઉ ઝારશાહી નષ્ટ થઇ ગઇ હતી. જગતની સર્વ સંસ્કૃતિ નષ્ટ થાય તે હેતુથીજ યુદ્ધનો જન્મ થયો હતો. એના જન્મદાતાએ એવી ધારણા રાખી નહિ હોય, કિંવા એમ બનશે તેની ખબરે તેને નહિ હોય; તથાપિ ઉંડા વિચારકો તો અગાઉથીજ જાણી ચૂકયા હતા કે, તેનું નિશ્ચિત પરિણામ સંસ્કૃતિના વિનાશમાંજ આવશે. સંસ્કૃતિના રક્ષણ માટેજ યુદ્ધ શરૂ કર્યું છે, એવો બડબડાટ વક્તૃત્વશાળી રાજપ્રકરણી પુરૂષોએ ગમે તેટલો કર્યો હશે; પણ તટસ્થ વિચારકો તો એ બડબડાટથી કદિ ફસાયા નથી.

ઇ. સ. ૧૯૧૭ માં રૂશીયામાં જે ભયંકર અંધાધૂંધી મચી હતી તેવીજ જો એક વર્ષ યુદ્ધ લંબાયું હોત તો ફ્રાન્સમાં પણ મચી હોત; અને બીજાં ચાર પાંચ વર્ષ તે યુદ્ધ વધારે પહોંચ્યું હોત તો ઈંગ્લાંડ પણ રૂશીયાની હારમાં જઇને બેઠું હોત. આ પ્રચંડ વાવાઝોડાએ પ્રથમ રૂશીયાનોજ ભોગ લીધો તેનું કારણ એ છે કે, માનવસમાજ માટે અતિ આવશ્યક બની રહેલા સુસંઘટનના બાબતમાં રૂશીયા સર્વથી વિશેષ પછાત હતું. રૂશીયાની ઘટનાને વ્યવસ્થિત અને મજબૂત સ્વરૂપ પ્રાપ્ત થયું નહતું. વળી રૂશીયાનો અધિકારીવર્ગ પણ નૈતિક દૃષ્ટિએ તદન કનિષ્ઠ પંક્તિનો હતો, આથી મહાયુદ્ધના તોફાનથી પડતી તાણ

સહન કરવાની શક્તિ રૂશીયામાં નહતી. અન્ય દેશોમાં મૂડીવાળાઓ અને મજૂરોના પગ એક બીજા સાથે પાકા જકડાયેલા છે તેવું રૂશીયામાં નહતું, આથી પહેલાજ ઝપાટે રૂશીયા જમીનદોસ્ત થયું. ઝારશાહીના પતન પછી તરતમાં જેમના હાથમાં ત્યાંનાં રાજસૂત્રો આવ્યાં હતાં, તેમણે પણ વ્યવસ્થા જમાવવાને પુષ્કળ યત્ન કર્યા; પણ તેમાં તે સફળ ન થયા. તેમના પછી રાજસત્તા કેરેન્સ્કીના હસ્તમાં આવી; તેને પણ વધારે યશ નજ મળ્યો. એ પછી લેનીન આગળ આવ્યો અને તેણે પડું પડું થઇ રહેલા રાષ્ટ્રમહાલયને ટેકા લગાડી સંભાળી લીધો. રૂશીયન સંસ્કૃતિને જીવિત રાખવાનું સર્વ શ્રેય લેનીનનેજ આપવું જોઇએ. રૂશીયામાં પ્રસરેલી અંધાધૂંધીનો લેનીને નાશ કર્યો છે. ત્યાંના આંતરકલહ કે ઘોટાળા વિષે આપણે જે ગપ્પાં સાંભળીએ છીએ તે ખરેખર ગપ્પાંજ છે. ગપ્પીદાસો કહે છે તેમ રૂશીયાનાં શહેરો કાંઇ અગ્નિની જ્વાળાઓથી રાખ બનેલાં નથી. રૂશીયાની આગગાડીની સડકો તમામ તૂટી ગઇ છે અને રૂશીયાના ખેડુતો દુકાળીયાની માફક અન્ન અન્ન કરતા ગમે ત્યાં ભટકતા ફરે છે, એમ પણ નથી; અને તેવી પરિસ્થિતિ ત્યાંની હોવાનું શ્રેય જો કોઇ એકજ પુરૂષને આપવું હોય તો તે લેનીનને આપવું યોગ્ય છે. રૂશીયા પાંગળું થશે તો યૂરોપની પણ એજ ગતિ થશે, એમ જે વેલ્સ કલ્પે છે તે સત્ય હશે; પણ હું તો કહેવાને કંઇજ હરકત જોતો નથી કે, ભવિષ્યમાં લેનીનનું નામ સમાજવિધ્વંસક તરીકે નહિ પણ સમાજસંરક્ષક તરીકેજ ચિરસ્મરણીય થઈ રહેશે.

હવે રાજપ્રકરણી પુરૂષની દૃષ્ટિએ લેનીનની યોગ્યતા કેવી છે તેનો પણ વિચાર કરવાની આવશ્યકતા છે. સર્વત્ર અંધાધૂંધી મચીને રૂશીયન સમાજ સર્વ પ્રકારે છિન્ન ભિન્ન થયેલો છતાં લેનીને પોતાનાં

નવીન સૂત્રોને અનુસરીને નવાજ પ્રકારનાં આર્થિક તથા સામાજીક બંધનો નિર્માણ કર્યાં છે. દેશની સંપત્તિપર કામદાર વર્ગનો પ્રથમ હક્ક છે, એ તત્ત્વનો આધાર લઇ તેમણે નવાજ ધ્યેયની રચના કરી છે. જે તત્ત્વો પૂર્વે કેવળ કલ્પનાસૃષ્ટિમાંજ અસ્તિત્વ ધરાવતાં હતાં, તેને લેનીને આચારસૃષ્ટિમાં પ્રત્યક્ષ પ્રકટ કર્યાં છે.

અહીં સુધી લેનીનની અંતઃસૃષ્ટિનું એક બાજુનું જે સ્વરૂપ દર્શાવ્યું છે,તે પરથી તેમની બુદ્ધિમત્તા અને કર્તૃત્વતા વ્યવહારમાં પણ કેટલી સાબૂત છે તે નિઃશંકપણે સિદ્ધ થાય છે. આજે જગતમાં અસ્તિત્વ ધરાવતા વ્યવહારી પુરૂષમાં લેનાનને સર્વ કરતાં ઉચ્ચ સ્થાને યોજવા એજ યોગ્ય છે. હવે તેમના ચરિત્રની બીજી બાજુ પણ જોવી જોઇએ. તેમનામાં ખામીઓ કયા છે તેનો વિચાર કરીશું તો આપણે એમ પણ સ્પષ્ટ રીતે જોઇ શકીશું કે, તે શુદ્ધ નીતિતત્ત્વની દૃષ્ટિએ ઉતરતી પદવીના ઠરે છે. નીતિ અને ધર્મના સંબંધમાં આપણુ સર્વની કલ્પના જે દૃષ્ટિની છે તે દૃષ્ટિએ અવલોકતાં કહેવું જોઇએ કે, લેનીનના ચિત્તમાં એ કલ્પનાનો અભાવ છે. મારા કથનનો આશય એવો નથી કે, તેમનું વર્તન નીતિથી નિરાળું છે; પણ જગતે વિશુદ્ધ ધ્યેયના નામથી જે તત્ત્વોનો સંગ્રહ કર્યો છે તેનો પરિચય લેનીનને નથી. તે પોતે જ મગરૂરીપૂર્વક કહે છે કે પોતાની પાસે ધર્મ જેવું કાંઇ નથી. તે કેવળ જડવાદની સૃષ્ટિમાં સંતોષપૂર્વક વિચરે છે. સર્વશ્રેષ્ઠ એવો કોઇ પણ નીતિ-સિદ્ધાંત છે અને જીવનચરિતમાં તેનેજ પ્રાધાન્ય આપવું જોઇએ, એમ લેનીનને લાગતું નથી; એટલુંજ નહિ પણ એવા પ્રકારનો સર્વ-શ્રેષ્ઠ નીતિસિદ્ધાંત અસ્તિત્ત્વમાં છે કે નહિ તેની પણ તેમને શંકા છે. તેમનો મત તો એવો છે કે, કેવળ ઉચ્ચ નીતિના નિબંધ તરીકે જે વસ્તુને પૂજ્ય માની પ્રત્યેક તેના ધોરણે ચાલવું જોઇએ, એમ

**આપણે કહીએ છીએ તે સિદ્ધાંત પણ બલિષ્ઠોએ પોતાના સ્વાર્થ જાળવવા તથા કનિષ્ઠોપર સામ્રાજ્ય ભોગવવા માટે નિર્માણ કરીને તેને સમગ્ર સમાજની નીતિના આદર્શનું ભવ્ય નામ આપી સમાજને માથે ઠોકી બેસાડયો છે.** લેનીનની દૃષ્ટિ એવી છે કે, જે માર્ગે સામાન્ય મજૂરીયાતવર્ગનું કલ્યાણ થતું હોય તેજ માર્ગ ખરો. એ ધોરણ ન જળવાય એવા પ્રકારનાં કામદારવર્ગને માટે જે કાંઈ બંધનો નિર્માણ થતાં હોય, તો તે ભૂલ-ભર્યાં છે એમ લેનીનને લાગે તે સ્વાભાવિકજ છે. પ્રસંગ આવે રણ-ભૂમિપર સામાન્ય નીતિશાસ્ત્રને બાજુએ મૂકી દેવાનો જે વહીવટ છે તેજ લેનીને પણ ચાલુ રાખ્યો છે. કામદારવર્ગનું કલ્યાણ સાધવાની વાત તેમને અત્યંત આવશ્યક લાગે છે, એટલે તેની આડે સામાન્ય નીતિશાસ્ત્ર આવે છે તો તેને પગનીચે કચડી નાખવાને તેમને કંઇજ હરકત જણાતી નથી. એક સિપાઇ શત્રુનો પરાભવ કરવાનુંજ ધ્યેય રાખી જેવી જરૂર હોય તેવું કાર્ય કરે છે; તેમ લેનીને પણ પોતાના વર્તનમાં એકજ ધોરણ દૃષ્ટિસમક્ષ રાખેલું છે. 'જય આપનારાં સર્વ સાધન મંગલરૂપ છે' એ જૂની કહેવત લેનીને પોતાનીજ બનાવી દીધી છે.

તે કહે છે કે, ચાલુ સમાજબંધનો સામાન્ય જનતાને માટે અસહ્ય થઇ રહેલાં હોવાથી તેમાંથી તેનો છુટકો કરી તેની ઉન્નતિ થાય તેવી યોગ્ય પરિસ્થિતિ નિર્માણ કરવી, એજ આ સમયનું સર્વથી પહેલું કર્તવ્ય છે. એ ધ્યેય સિદ્ધ કરવાને કોઇ પણ ઉપાયો યોજ-વામાં તેમને પાપ જણાતું નથી. જુની રચનાનો અસ્ત અને નવીનો ઉદય, એ સંધિકાલ છે. એ સંધિકાલમાં જુની કલ્પનાનો એકદમજ અસ્ત થઇ જતો હોય એવું નથી. રૂઢીને વળગી રહેવું એ મનુષ્ય

જાતનો જન્મસ્વભાવ છે. એવી સ્થિતિમાં પોતાનું ચાલુ વલણ છોડી દઇને લોકો એકદમ નવીન દિશાએ વળી જાય એમ બને નહિ; અને તેમ થવાની રાહ જોતા બેસવું, તે પણ નદી વહીને ખાલી થશે એટલે પછી પગ પલાળ્યા સિવાય સામે કાંઠે જઇશું, એમ સમજી નદી ખાલી થવાની રાહ જોતા બેસવા જેવુંજ મૂર્ખતાભર્યું કાર્ય છે, એમ તે કહે છે. લેનીન પૂછે છે કે, **જો અંતિમ ધ્યેય ભૂલભર્યું ન હોય તો પછી કાળનો અપવ્યય ન થવા દેતાં બને તેટલી ઝડપે શક્ય તેટલા ઉપાયે તે સિદ્ધ કરવામાં પાપ છે કે?** એજ વિચારસરણીને અનુલક્ષીને તે પ્રત્યેક સૌમ્ય અથવા આકરા ઉપાયો યોજે છે. પોતાનું ધ્યેય કેવળ છેટુંજ રહ્યા કરે તેમ ન થતાં તે પ્રત્યક્ષ વ્યવહારમાં પણ આવવુંજ જોઇએ, એવો તેમનો અભિપ્રાય છે અને તેને તે વળગી રહેતા હોવાથી પુષ્કળ વખત લેનીનના વિચાર અને આચારમાં વિરોધાભાસ થાય છે. તે કહે છે કે, સામાન્ય જનતાને સ્વમતના અવલંબન માટે પૂર્ણ અવકાશ મળવો જોઇએ; તથાપિ તે પોતે જગતે પૂર્વે કદિ નહિ અનુભવેલી એવી એકહથ્થુ સત્તાના અધિષ્ઠાતા છે. રક્તપાત થાય એવી બિલકુલ ઇચ્છા નહિ છતાં છ અઠવાડીયાં સુધી લોહીની નદીઓ વહેવડાવવામાં તેમણે પાછી પાની કરી નથી. તે પોતે લશ્કરી માણસ નહિ હોવા છતાં સમસ્ત ખેડુતવર્ગને લશ્કરી નોકરીના સૂત્રે બાંધી તેમણે કેવા પ્રકારનું વજ્ર તૈયાર કર્યું છે તેની માહિતી હવેજ આખા જગતને મળેલી છે. આજે એ લશ્કરની બરોબરી કરી શકે તેવું યશસ્વી લશ્કર જગતમાં અન્ય કોઈ પણ સ્થળે નથી. રૂશીયામાં લેનીને નિર્માણ કરેલો એ જે દેખાવ આપણી દૃષ્ટિએ પડે છે, તેની જોડ કરી શકે તેવો આજ સુધીના ઇતિહાસમાં મને અન્ય એકે દેખાવ માલુમ પડતો નથી.

લેનીન એ તદ્દન શુદ્ધ દાનતના ગૃહસ્થ છે. તેમના ખાનગી વર્તનમાં આંગળી ચીંધવા જેવું સ્થાન તમે નહિ જોઈ શકો. તેમનું વર્તન તદ્દન સાદું અને નિરાભિમાની છે. દંભ કે ભપકો કેવો હોય છે તેની તેમને ખબરજ નથી; જગતની વર્તમાન સ્થિતિને સુધારી તેને ઉચ્ચ સ્થાને યોજવા સિવાય અન્ય કોઇ પણ મહત્ત્વાકાંક્ષાને તેમણે પોતાના ચિત્તમાં સ્થાન આપેલું નથી. તેમને પોતાના માટે એમાં કોઈ પણ કાર્ય સાધવાનું નથી. કેવળ માનવજાતિની સેવા સિવાય એકે ઉદ્દેશ તેમણે રાખ્યો નથી; અને એમ હોવા છતાં તેમના જેટલી એકહથ્થુ સત્તા ધારણ કરનારો, કદિપણ મસ્તક નહિ નમાવનારો, અત્યંત દૃઢ અને મજબૂત હૃદયનો માણસ પણ જગતમાં બીજો નથી. નાનાં બાળક સાથેના વર્તનમાં તેમનું અંતઃકરણ આર્દ્ર હોય છે ખરૂં. એ સિવાય એમના અંતઃકરણના ઉંડાણમાં ડૂબકી મારીને જોશો તો ત્યાં ખડક જેવી અડગતા સિવાય અન્ય કંઇજ નહિ જોઇ શકો. જાણે કે, તેમનું અંતઃકરણ પોલાદ અને ખડકનુંજ બનેલું ન હોય!' લેનીનનો વિચાર મનમાં ઉત્પન્ન થતાંજ મને હઝરત મહમદ સાહેબનું સ્મરણ થાય છે' એમ વેલ્સ કહે છે; તેનું કારણ મને લાગે છે કે એજ હોવું જોઇએ. રસેલે ઇંગ્લાંડના તલવાર બહાદૂર ક્રોમવેલ અને તેના પ્યુરીટન સૈન્યની સાથે લેનાનની તુલના કરેલી છે. મારી દૃષ્ટિએ લેનીનની સરખામણી નેપોલિયન બોનાપાર્ટ સાથે વધારે સારી રીતે થઇ શકે છે. એ તુલના સાચીજ છે એમ કંઇ નથી અને વિશેષતઃ લેનીન અને બોનાપાર્ટની મનોઘટનામાં પુષ્કળ અંતર હોવાની વાત પણ ખરી છે; પણ અલૌકિક બુદ્ધિમત્તા અને એવીજ કર્તૃત્વતાની દૃષ્ટિએ તુલનાનો વિચાર કરવાથી લેનીનનું અંતર્બાહ્ય ચિત્ર આપણા હૃદયચક્ષુ સમીપ ઉભું કરવામાં એ સર્વ ઠીક ઉપયોગી થઇ પડે છે.

આ પ્રમાણે એકંદરે વિચાર કરતાં જગતમાં શ્રેષ્ઠ પુરૂષ કોણ છે એ પ્રશ્નનો નિર્ણય અદ્યાપિ બાકીજ રહે છે. રોમન રોલેંડ શુદ્ધ કલ્પનાના સામ્રાજ્યમાં મસ્ત, પણ અવ્યવહારી છે; એટલે આપણી કસોટીએ તે પાર ઉતરતા નથી. ઉલટપક્ષે લેનીન અત્યંત વ્યવહારદક્ષ છે, પણ કેવળ કલ્પનાશૂન્ય છે; એથી તે પણ આપણી પસંદગીને પહોંચી શકતા નથી. આપણે તો સર્વ જગતને માન્ય થાય તેવા માણસની શોધમાં છીએ. ફ્રેંચ ગૃહસ્થ રોલેંડ અને રૂશીયન પુરૂષ લેનીન એ ઉભયના ગુણનો જેમાં પૂર્ણ સમતાથી પરિપાક થયેલો છે તેવા પુરૂષને આપણે શોધીએ છીએ. વિશુદ્ધ કલ્પનાના નિરામય વાતાવરણમાં પરિભ્રમણ કરવા છતાં જેના પગ જમીનને ત્યજી દેતા નથી, તેવી અદ્વિતીય વ્યક્તિને આપણે તો શોધીએ છીએ. અતિ ઉચ્ચ કોટિનું સાધ્ય સાધવાના સુખમય સ્વપ્નમાં વિચરવા છતાં જેના હસ્ત નિરંતર કાર્યરત રહે છે, તેવા પુરૂષને આપણે શોધીએ છીએ. સ્વર્ગનું સામ્રાજ્ય જેની દૃષ્ટિસમક્ષ અહર્નિશ રહે છે એવા અલૌકિક દૃષ્ટા અને તેને પ્રત્યક્ષ સૃષ્ટિમાં ઉતારવા માટે મંથન કરનાર કાર્યકર્તાનો જ્યાં એકત્ર નિવાસ છે, તેવા પુણ્ય પુરૂષને આપણે શોધીએ છીએ. એવા નરશ્રેષ્ઠનું આજના જગતમાં અસ્તિત્વ છે કે નહિ?

મને લાગે છે કે, એવો નરશ્રેષ્ઠ પણ જગતમાં છે. આજે તો તે સર્વશ્રેષ્ઠ છે એ વિષે સંશયજ નથી. ઇતિહાસના સર્વશ્રેષ્ઠ પુરૂષોની માળામાં બેસવા જેટલી તેમની શ્રેષ્ઠતા સિદ્ધ થઈ ચુકેલી છે. એ પુરૂષનું નામ મેં પ્રથમ ઇ. સ. ૧૯૧૭ માં સાંભળ્યું હતું. "હિબર્ટ જર્નલ" નામના એક માસિકમાં પ્રૉ. "ગીલબર્ટ મરે" એ એ ગૃહસ્થ વિષે એક લેખ લખ્યો હતો અને તે ઉપરથીજ એ ગૃહસ્થનું મને પ્રથમ ઓળખાણ થયું હતું. એ પછી લગભગ ત્રણ વર્ષ સુધી તેમનું નામ

પણ મારા કાને આવ્યું નહતું. હમણાં થોડા મહિના પરજ તેમનાં ભાષણો અને લેખોના કેટલાક ઉતારા આપતું એક છાપેલું પુસ્તક મારા ટેબલપર આવી પડ્યું. ખરૂં જોતાં એ માહિતી તદ્દન અપૂર્ણ ગણાય, પણ તેમાં જે કંઇ હકીકત છે તેટલી પણ વાંચવાથી મારી ખાત્રી થઇ છે કે, એક પ્રથમ પંક્તિનો તારો જગતના ક્ષિતિજપર ઉદય પામે છે.

જે ગૃહસ્થ વિષે હું આવું વિધાન કરૂં છું તેમનું નામ **મોહનદાસ કરમચંદ ગાંધી** છે. હિંદની વર્તમાન બ્રિટિશ નોકરશાહીને ઉથલાવી નાખવા જે હીલચાલ હમણાં થઈ રહી છે તેના એ આદ્યગુરૂ છે. તેમના દેશબાંધવોના તેમનાપર અપ્રતિમ ભકિત છે અને તેમને તેઓ 'મહાત્મા' નામથી સંબોધે છે. મહાત્મા શબ્દનો અર્થ સંત અથવા સત્પુરૂષ એવો છે. તમારામાંના કેટલાના કાને ગાંધીનું નામ આવ્યું છે અથવા તેમની ચરિત્રકથા તમારામાંના કેટલા જાણે છે તે મારાથી કહી શકાતું નથી; પરંતુ તેમના વિષે ઘણાને માહિતી ન હોય તો નવાઇ જેવું નથી. હવે તેમના ચરિત્રનું સિંહાવલોકન તદ્દન ટુંકામાં કરવાનો છું. તે લક્ષપૂર્વક સાંભળી લઇ હું ગાંધીને નરશ્રેષ્ઠ કહું છું તે યોગ્ય છે કે અયોગ્ય, તેનો નિર્ણય તમેજ કરી લેશો.

ગાંધીનો જન્મ હિંદુસ્થાનના એક શ્રીમંત અને સુસંસ્કૃત કુટુંબમાં આશરે પચાસ વર્ષપર થયો હતો. એવા કુલીન કુટુંબમાં હિંદુસ્થાનના બાળકોને સામાન્યતઃ જેવા પ્રકારનું શિક્ષણ મળે છે તેવુંજ ગાંધીને પણ મળ્યું હતું. વડીલ પાસે દ્રવ્યની ઉણપ નહતી અને પુત્ર પણ લાડકો હતો; એટલે મરજીમાં આવે તેવી પદ્ધતિએ તથા ગમે તેવો ખરચ કરીને તેમણે બાળકને ઉછેર્યો હોય તો નવાઇ શી છે ! ઇ. સ. ૧૮૮૯ માં ગાંધી કાયદાના અભ્યાસ માટે ઈંગ્લાંડ ગયા. ઠરેલા ધોરણ પ્રમાણે યોગ્ય મુદતમાં એ અભ્યાસ પૂર્ણ કરીને તે મુંબઈ પાછા

ફર્યા અને ત્યાંની અદાલતમાં વકીલાત કરવા લાગ્યા. તે ત્યાં ટુંક સમયમાંજ સ્થિર થયા અને વકીલાત સારી ચાલવા લાગી; પણ એજ સમયે ધર્મવિચારણાએ તેમના ચિત્તમાં ખળભળાટ ઉત્પન્ન કર્યો. ઈંગ્લાંડ જતાં પૂર્વેજ તેમણે મદ્યમાંસનો ત્યાગ તથા બ્રહ્મચર્યનાં બંધન સ્વીકારી લીધાં હતાં. ઈંગ્લાંડના નિવાસ દરમીયાન તેમણે તદ્દન સાદાઈથી રહીને એ બંધનોનું કડક પાલન કર્યું હતું. હિંદુસ્થાનમાં પાછા ફર્યા પછી તેમની ત્યાગવૃત્તિ વિકસિત થતી ગઈ અને અલ્પકાળમાંજ તેમના લક્ષમાં આવ્યું કે, **જો ધર્મને સાધવો હોય તો ધનનો નાદ ત્યજવો જાઈએ.** એ પછી તેમણે પોતાની સર્વ માલમિલ્કતનો વ્યય સદ્કાર્યમાં કરી નાખ્યો અને કેવળ જીવન ધારણ કરવા જેટલીજ મિલ્કત હાથમાં રાખી. હમણાં તો તેમણે લગભગ ભિક્ષાવૃત્તિજ ધારણ કરી લીધી છે અને ખરેખર આજ તારીખે તે કેવળ અકિંચન બનેલા છે. જેમજેમ કાળ વ્યતીત થતો ગયો તેમ તેમ ગાંધીની બુદ્ધિમાં નવીન ધર્મતત્ત્વોનો ઉદય થવા લાગ્યો. તેમની બુદ્ધિને અપ્રતીકારનું તત્ત્વ સંપૂર્ણપણે રૂચ્યું. તે કહેવા લાગ્યા કે, **હિંદુધર્મ એ તત્ત્વના પાયાપરજ રચાયો છે.** આટલું નક્કી થતાં વકીલાતનો ત્યાગ આપોઆપજ પ્રાપ્ત થયો; કેમકે વર્તમાનકાળની ન્યાયપદ્ધતિએ દંડુકાશાહીનું અવલંબન લીધેલું છે.

ઈ. સ. ૧૯૧૪ માં ગાંધીનો પ્રથમ પ્રત્યક્ષ પરિચય થયો તે વખતની તેમની સ્થિતિનું વર્ણન કરતાં પ્રૉ. ગીલ્બર્ટ મરે કહે છે કે, " ગાંધી માત્ર ભાત ખાય છે, માત્ર પાણી પીએ છે અને માત્ર લાકડાની પાટપર સુવે છે. તેમની સાથે વાત કરતાંજ ખાત્રી થાય છે કે, તે એક બહુશ્રુત અને સુસંસ્કૃત ગૃહસ્થ છે; અને તેમના સામાન્ય વાર્તાલાપમાં પણ સાધુત્વની છટા ઉપસી આવ્યા સિવાય નથી રહેતી. હા,

એ ખરૂં છે કે તેમણે સાધુને શોભે તેવી અમુક એક વાત કર્યાનું નિશ્ચય-પૂર્વક કહી શકાય તેમ નથી; પરંતુ તેની સાથે એ પણ ખરૂં છે કે તેમની વાતચીત ઉપરથી શ્રોતાના મનને નિદાન સાધુત્વનો ભાસ થયા સિવાય નથી રહેતો. "

ખરેખર ગાંધીની વૃત્તિ એ સમયે પણ સત્પુરૂષને શોભે તેવી થયેલી હતી. તેમણે તે સમયે ઇંદ્રિયજન્ય સુખને અનુકૂલ એવી પ્રત્યેક વસ્તુનો પૂર્ણ વિચારપૂર્વક ત્યાગ કર્યો હતો; અર્થાત્ સ્વસાધ્યની આડે આવે નહિ અને કદિપણ ઇંદ્રિયો બહેકી જાય નહિ તેવા ધોરણનું વર્તન તેમણે બુદ્ધિપૂર્વક સ્વીકાર્યું હતું. પોતાની પૂર્વવયથીજ તે સામાન્ય માનવકોટિની બહાર નીકળી ગયા હતા. કાયા, વાચા અને મનથી માનવ જાતિની સેવા કરવાનુંજ ધ્યેય તેમણે આરંભથી પોતાના ચિત્તસમક્ષ રાખ્યું હતું.

તેમના સાર્વજનિક ચરિત્રના મુખ્યત્વે બે ભાગ પડે છે. પહેલો ભાગ ઇ. સ. ૧૮૯૦ થી ૧૯૧૩ સુધી દક્ષિણ આફ્રિકામાં કરેલી જન-સેવાનો અને બીજો એ પછી તેમણે હિંદુસ્થાનમાં આજ સુધી કરેલા કાર્યનો છે.

ઇ. સ. ૧૮૯૦ ના અરસામાં દક્ષિણ આફ્રિકાના નાતાલ પ્રાંતમાં આશરે દોઢ લાખ જેટલા હિંદીની વસ્તી હતી. જાપાની લોકોના આગમનથી કૅલિફોર્નિયામાં જેવી ચમત્કારિક સ્થિતિ ઉત્પન્ન થઇ છે, તેવીજ હિંદીઓના નિવાસથી દક્ષિણ આફ્રિકામાં થઇ હતી. વર્ણભેદના પ્રશ્નને ત્યાં ધીમે ધીમે ઉગ્રરૂપ પ્રાપ્ત થવા લાગ્યું. દક્ષિણ આફ્રિ-કાની સરકારે એ કાળા લોકોને નામશેષ કરવાના ઉદ્દેશથી નવાનું આગમન બંધ કરી જુનાને હાંકી મૂકવાનું ધોરણ અમલમાં આણ્યું. નવાનો પ્રવેશ નહિ થવા દેવામાં સરકારને વિશેષ મુશ્કેલી આવતી

નહતી; પણ જુનાને હાંકી મૂકવાનું કાર્ય તેટલુ સહેલું નહતું. કેમકે એ કાર્ય પૂર્વના કરારથી વિરૂદ્ધ હોવાને લીધે તે ગેરકાયદે ઠરે તેવું હતું. એ સિવાય નાતાલના કેટલાક રહેવાસીઓ પણ સરકારના એ ધોરણથી વિરૂદ્ધ હતા, કારણ કે તેમને સસ્તા હિંદી મજુરોની ગરજ હતી. તેમના ઉદ્યોગ–ધંધા એ મજુરોપર અવલંબી રહેલા હતા. વળી દક્ષિણ આફ્રિકાની સરકાર વિરૂદ્ધ હિંદની સરકારે પણ એ ધોરણ વિષે વાંધો લીધો હતો તે તો જુદોજ. દક્ષિણ આફ્રિકામાં હિંદીઓની અધિક આયાત ન થાય તે માટે ત્યાંની સરકારે અટકાયતનો એક કાયદો પસાર કરી પોતાના ધોરણનો પ્રથમ ભાગ ખુલ્લો કર્યો.

એ કાયદો અસ્તિત્વમાં આવતાંજ ઉભય પક્ષ વચ્ચે યુદ્ધ શરૂ થયું અને તે દીર્ઘકાળપર્યંત ચાલુ રહ્યું. દક્ષિણ આફ્રિકાના ગોરા વસાહતીઓએ પોતાના વર્ણબંધુનો કૃતિનું અનુકરણ કરવાનો આરંભ કર્યો. જગતના પ્રત્યેક ભાગમાં એવા પ્રકારની પરિસ્થિતિમાં સર્વ ગોરાઓ એજ માર્ગનું અવલંબન કરે છે. એ માર્ગ એટલે પ્રાતપક્ષીનો મનમાન્યો છળ કરી તેને ત્રાહ્ય ત્રાહ્ય પોકરાવવી. પોતે જેમને હલકા માને તેમની પાછળ ખાઇપીને પડવાનો વહીવટ ગોરાઓને માટે વંશપરંપરાનો છે. તરતમાં માત્ર મજૂરવર્ગને બાદ કરી ચઢીયાતા વર્ગનેજ પદ્ધતિસર છળવાનો ઉપક્રમ તેમણે શરૂ કર્યો. એમાં ઉદ્દેશ એજ હતો કે તેમને માટે દક્ષિણ આફ્રિકાનો નિવાસ અસહ્ય બની રહે. ઇર્ષ્યા, તિરસ્કાર અને દુષ્ટતાએ જેટલા માર્ગ સૂચવ્યા તે સર્વનું ગોરા વસાહતીઓએ અવલંબન કર્યું. હિંદીઓપર કેટલાક વિશેષ કર નાખવામાં આવ્યા; તેમના નામની નોંધ શરૂ થઈ અને તે પણ અત્યંત અપમાનકારક રીતે થવા લાગી. પાકા બદમાશને યોગ્ય ગણાય તે રીતે તેમના અંગુઠાની છાપ લેવામાં આવતી. ભરરસ્તાપર હિંદીની

બેઇજ્જતી થવા લાગી અને કેવળ હિંદી હોવા ખાતરજ તેમને કોઇપણ માણસ દબાવી તથા છળી શકતો.

એ ગોરા વસાહતીઓ એવો ભાસ કરાવવા લાગ્યા કે, હિંદુસ્તાનમાં જન્મ લેવા જેવું ભારે પાતક આ જગતમાં બીજું નથી. જ્યાં કાયદાનો ઉપયોગ સરળ રીતે થવાને અડચણ હતી ત્યાં તેમણે અન્ય એક માર્ગનું અવલંબન કર્યું. આ માર્ગ આપણ અમેરિકનોથી અપરિચિત નથી. આપણે તેનો અતિ અભિમાનપૂર્વક સ્વીકાર કરીએ છીએ. ગોરા વસાહતીઓએ ટોળાબંધી કરીને લુંટફાટ ચલાવવી, ઘરો બાળવાં અને પ્રસંગવશાત્ જીવતા માણસને પણ બાળવાનો ઉપક્રમ સ્વીકાર્યો. ગરીબ બિચારા હિંદીઓને જેર કરવાને તેમણે એકે વાત કરવાની બાકી રાખી નહિ. ગોરાઓએ તેમને માટે ઘરબાર, માલમિલ્કતપર તુલસીપત્ર મૂકીને દક્ષિણ આફ્રિકામાંથી નીકળી જવા સિવાયનો અન્ય એકે માર્ગ ખુલ્લો રાખ્યો નહિ.

ઇ. સ. ૧૮૯૩ માં દક્ષિણ આફ્રિકાના હિંદીઓએ પોતાનું નેતૃત્વ સ્વીકારી વારે ચઢવાની ગાંધીને વિનંતિ કરી. ગાંધીએ તત્કાલ એ વિનંતિને માન આપ્યું. તેમનો નિશ્ચિત મત હતો કે, જગતના કોઈપણ ભાગમાં પોતાના દેશબંધુ દુઃખ ભોગવતા હોય તો તેમાં ભાગીદાર બનવું એ પરમ કર્તવ્ય છે; અરે એ પોતાનો હક્કજ છે. આથી હિંદીઓની હાકને જવાબ આપી તે ત્યાં રહેવા ગયા અને ઇ. સ. ૧૯૧૩ સુધીનો ઘણોખરો સમય તેમણે ત્યાંજ ગાળ્યો. ગાંધીએ પ્રથમ કાયદેસર રીતે લઢવાનો ક્રમ શરૂ કર્યો અને તે સારા ધારાશાસ્ત્રી હોવાથી પ્રતિપક્ષીના સર્વ ભલા ભૂંડા માર્ગનો વિરોધ કરી ન્યાયની કચેરીમાં તેમણે જય મેળવ્યો. એ પછી યુદ્ધના બીજા અંકનો આરંભ થયો. દક્ષિણ આફ્રિકાની એકંદર વસાહતમાં ગોરા

વસાહતીઓની માફકજ હિંદીઓને સામાજીક અને રાજકીય હક્ક મળે તેવા ઉદ્દેશથી અપ્રતીકારનું વજ્ર ધારણ કરી તેમણે લાંબી મુદ્દતના યુદ્ધનું મંડાણ કર્યું. આરંભથી તે અંતસુધી ગાંધીએ એ એકજ શસ્ત્ર પકડી રાખ્યું હતું. એ યુદ્ધ ઘણા લાંબા વખત સુધી ચાલવા છતાં ગાંધીપક્ષે દંડુકાનો આશ્રય લીધો નહોતો; એટલુંજ નહિ પણ વેર લેવાના અને સામો પ્રહાર કરવાના પ્રસંગ પણ આપોઆપજ પ્રાપ્ત થવા છતાં ગાંધીપક્ષ એ મોહનો ભોગ થઈ પડ્યો નહિ.

હિંદીઓના નેતા અને સલાહકાર તરીકે પોતાના બંધુઓને મદદ કરવા માટે દરબાન શહેરની નજીકમાં એક ખુલ્લી જગ્યા ઉપર ગાંધીએ એક નવી હિંદી વસાહતની સ્થાપના કરી. એ સ્થળે પુષ્કળ હિંદીઓ એકત્ર થયા. ગાંધીએ તેમની પાસે **ખેતી કરીને ઉદર-નિર્વાહ કરવાની અને જીંદગીભર નિર્ધન રહેવાની પ્રતિજ્ઞા લેવરાવી હતી.** એ સ્થળે રહીને હિંદીઓએ આફ્રિકાની સરકાર વિરૂદ્ધ પદ્ધતિસર યુદ્ધ ચલાવ્યું. એ લોકોને એ યુદ્ધનો લાંબો સમય મહાકષ્ટમાં કાઢવો પડ્યો. પ્રસંગે તેમને અન્નના પણ સાંસા પડતા અને ખુલ્લી આંખે ઘરબાર ભસ્મીભૂત થતાં જોવાં પડતાં. તેમનો મુખ્ય માર્ગ કહીએ તો તે સંઘટિત હડતાલ પાડવાનો હતો એમ જણાય છે.

શહેર અને ગામડાંના કાંઈ પણ કાર્યને સ્પર્શ નહિ કરવાની રીત તેમણે અખત્યાર કરી. આથી ત્યાંના ઉદ્યોગ ધંધા અને સમાજ-જીવનને પક્ષાઘાત લાગુ પડ્યો અને ક્રમે ક્રમે તેમના હાથ પગ લૂલા થવા લાગ્યા. આ રીતે દક્ષિણ આફ્રિકાના ગોરા સમાજની નાડીઓ એક પછી એક તૂટવા લાગી; તથાપિ લક્ષ્યમાં લેવાનું છે કે, હિંદીઓના સંપનું સ્વરૂપ ગત ઇતિહાસના સંપથી એક બાબતમાં તદ્દન ભિન્ન

હતું. પ્રતિપક્ષ અડચણમાં આવી પડે તો ચોતરફથી તેનાપર તૂટી પડી, એ તકનો જેટલો અધિક અને જેટલો જલદી લઇ શકાતો હોય તેટલો લાભ લઈ લેવાની પદ્ધતિ અદ્યાપિ પર્યંત સર્વત્ર મંજૂર રહેલી જણાય છે; પરંતુ ગાંધીએ એવા પ્રસંગે તદ્દન ઉલટોજ માર્ગ સ્વીકાર્યો. એ યુદ્ધ ચાલતું હતું તે દરમીયાન આફ્રિકાની સરકાર એકાદ અણુધાર્યા પેચમાં સપડાઇ જતી ત્યારે સત્વર વિજય પ્રાપ્ત કરવાની બુદ્ધિથી એ તકનો છૂટથી લાભ લેવાને બદલે ગાંધી પોતાની લડત મુલતવી રાખતા અને શત્રુને સહાય કરવા દોડી જતા. વિપત્તિમાં આવી પડેલા શત્રુપર વજ્રપ્રહાર કરવા જેવી દુષ્ટતા ચલાવવાનું કાર્ય ગાંધીની સાત્વિક બુદ્ધિને રૂચતું નથી. ઇ. સ. ૧૮૯૯ માં બોયર યુદ્ધ શરૂ થયું તે સમયે ગાંધીએ પોતાની સંપની તલવાર મ્યાન કરીને ઘાયલ અને રોગીઓની સારવાર કરનારૂં એક હિંદી મથક તૈયાર કર્યું. એ મથક-દ્વારા તેમણે યુદ્ધના અંત પર્યંત જીવદયાનું કાર્ય એટલી ઉત્તમ રીતે બજાવ્યું હતું કે, મુખ્ય સેનાપતિએ પોતાના ખરિતામાં બે વખત તેનો ગૌરવપૂર્વક ઉલ્લેખ કર્યો હતો. તોપોના ધડાકાથી પણ લેશમાત્ર ચળ્યા વગર તેમણે જીવના જોખમે કામ કર્યાથી આફ્રિકાની સરકારે તેમનો આભાર પણ માન્યો હતો. ઇ. સ. ૧૯૦૪ માં જોહન્સબર્ગમાં પ્લેગનો કેર ચાલ્યો ત્યારે પણ એકસંપી બંધ કરીને ગાંધીએ એક ઇસ્પીતાલ ઉઘાડી વર્ણભેદનો વિચાર રાખ્યા વગર રોગીઓની શુશ્રૂષા કરવાનું કાર્ય ઉઠાવી લીધું હતું. ઇ. સ. ૧૯૦૬ માં આફ્રિકાના મૂળ વતનીઓએ નાતાલમાં બળવો ઉઠાવ્યો ત્યારે પણ તેમણે પોતાનું યુદ્ધ તહકુબ કરી ઘાયલોની સેવા કરનારી ટુકડી ઉભી કરી હતી. આ પ્રસંગે એ ટુકડીને કરવું પડતું કામ યુદ્ધના કામ કરતાં પણ અધિક અડચણનું અને અધિક જોખમનું હતું. એ પ્રસંગે પણ નાતાલના ગવર્નરે જાહેર રીતે ગાંધીનો

આભાર માન્યો હતો. તે પછી તરતમાંજ પુનઃ હડતાળની શરૂઆત થતાં ગાંધીને જોહન્સબર્ગની તુરંગમાં મોકલવામાં આવ્યા આફ્રિકાના નિવાસકાળમાં ગાંધીપર કેટલી આફતો વરસી, કેટલી વખત તેમને માનભંગ કરવામાં આવ્યા અને કેટલી વખત દુષ્ટબુદ્ધિના પ્રહાર કરવામાં આવ્યા તેનો હિસાબ તમારા સમક્ષ રજુ કરવાને હું અશક્ત છું; પણ એટલું તો કહી શકું છું કે, એવા પ્રસંગોએ ગાંધીની ક્ષમાબુદ્ધિ કદિપણ શિથિલ થઈ નથી તેમજ તેમણે કદિએ પીઠ બતાવી નથી. તેમને કારાગૃહમાં કેટલી વખત જવું પડયું તે આંકડાથી કહી શકાય તેમ નથી. એ પ્રસંગોએ તેમને કેટલીએ વખત અંધારી કોટડીની શિક્ષા મળી હતી અને કેટલીએ વખત તેમના હાથ-પગ જકડી નાખવામાં આવ્યા હતા. તુરંગમાંથી તે છુટા થાય એટલે તેમના પર તૂટી પડી તે બેશુધ્ધ બને ત્યાં સુધી માર મારી હવે તે મરી ગયા હશે એમ માનીને રસ્તાની બાજુએ તેમને ફેંકી દઇ ચાલ્યા જવાનો ક્રમ પણ કેટલાક તોફાની ગોરાઓએ સ્વીકાર્યો હતો. ભરબજારમાં ગાંધીનું અપમાન કરવાના પ્રસંગ ગોરાઓએ કદિપણ વ્યર્થ જવા દીધા નથી અને તે માટે તેમણે અજબ તથા અશ્રુત યુક્તિઓ પણ શોધી કાઢી હતી; પરંતુ એવા ભયંકર પ્રસંગોએ પણ ગાંધીનું સાત્વિક ધૈર્ય જરા સરખુંએ ચલિત થયું નથી. તેમની સમતાબુદ્ધિએ તેમનો ત્યાગ કર્યો નહતો; તેમની સહનશીલવૃત્તિ ખૂટી ન હતી; તેમનું પ્રેમમય અંતઃકરણ વિષદગ્ધ થયું નહતું અને તેમની ક્ષમાવૃત્તિમાં કિંચત્ પણ ઘટાડો થયો નહતો. આ રીતે વીસ વર્ષ જેટલો કાળ તેમણે ઉગ્ર તપશ્ચર્યામાં ગાળ્યો અને અંતે વિજયશ્રીએ તેમના કંઠમાં માળા આરોપી. ઇ. સ. ૧૯૧૩ માં લોર્ડ હાર્ડિંજે એ પ્રકરણ હાથમાં લીધું. તેણે નીમેલા કમીશને પોતાના

નિવેદનમાં ગાંધીને અનુકૂલ મત આપ્યો અને આફ્રિકાની સરકારને ગાંધીની ઘણીખરી માગણીઓ સ્વીકારવી પડી. આવી રીતે કોઇપણ અકર્મ કર્યા વગર અને દંડનો ઉપયોગ કર્યા વગર કેવળ ક્ષમાનુંજ શસ્ત્ર હાથમાં લઇને અને શત્રુના સર્વ અપકાર સમબુદ્ધિથી વિસરી જઇને, કેવળ લજ્જાથી તેને નીચું જોવડાવીને હરાવ્યાનું ઉદાહરણ માનવજાતિના ઇતિહાસમાં હોય એમ હું જાણુતો નથી. એ સર્વ વસ્તુસ્થિતિનો વિચાર કરતાં મન આશ્ચર્ય અને કૌતુકથી દંગ બની જાય છે.

ગાંધીના ચરિત્રના ઉત્તરાર્ધનો આરંભ ઇ. સ. ૧૯૧૩ થી થયો છે અને વર્તમાન સમયમાં તેને પૂર્ણ ભરતી આવેલી છે. ગાંધી દક્ષિણ આફ્રિકામાં હતા ત્યારથીજ હિંદુસ્થાનમાં બ્રિટિશ નોકરશાહીનું ઉચ્ચાટન કરવાની ચળવળ ચાલી રહેલી હતી અને દિન પ્રતિદિન તે ધીમે ધીમે વિકાસ પણ પામતી જતી હતી. આવા પ્રકારનું સંક્રમણ શરૂ હતું તેટલામાં ગાંધી હિંદુસ્થાનમાં આવ્યા અને તેમણે એ ચળવળનું આધિપત્ય સ્વીકાર્યું. પછી ઇ. સ. ૧૯૧૪ માં યૂરોપીય મહાયુદ્ધનો આરંભ થતાંજ તેમણે હિંદની હીલચાલ બંધ રાખી. ગાંધીનો મત એવો હતો કે, ઈંગ્લાંડ આફતમાં હોય તેવા સમયે તેનાપર પ્રહાર કરવો તે શત્રુની પીઠપર પ્રહાર કરવા જેટલુંજ નામર્દાઇભર્યું છે. વ્યક્તિ હોય કે રાષ્ટ્ર હોય, પણ શત્રુ અન્ય આફતમાં સપડાયો હોય તે વખતે તેનાપર ઘા કરવો એ નૈતિકદૃષ્ટિએ ગાંધીને ત્યાજ્ય જણાય છે. આથી મહાયુદ્ધ દરમીયાન ગાંધીએ અતિ ઉત્સાહપૂર્વક બ્રિટિશ સામ્રાજ્યને પોતાથી બની તેટલી સહાય કરી. માત્ર તેમ કરવામાં તેમણે પોતાનાં ધાર્મિક તત્ત્વોનું ઉલ્લંઘન કર્યું નહિ.

યુદ્ધનો અંત આવતાંજ ગાંધીએ પુનઃ પોતાની હીલચાલનો વાવટો ચડાવ્યો. એજ અરસામાં બ્રિટિશ નોકરશાહીએ હિંદી પ્રજાપર

જે જુલમનો કેર વર્તાવ્યો, તેના કારણે તત્કાલ પ્રત્યુત્તર આપવાની તેમને ફરજ આવી પડી. તરતજ તેમણે અસહકારનું તત્ત્વ પ્રબળતાથી પ્રચારમાં લાવવાનો આરંભ કર્યો. એ પ્રચંડ હીલચાલના ભારે ધક્કાથી બ્રિટિશ સામ્રાજ્યનો પાયો હાલવા લાગ્યો છે. ગાંધીની આગેવાની નીચે ચાલતી એ હીલચાલ એટલે એક પ્રચંડ રાજ્યક્રાંતિજ છે; પરંતુ આજ પર્યંતના ઇતિહાસને જેટલી ક્રાંતિઓની ખબર છે, તેની સાથે એ ક્રાંતિનું કોઇપણ પ્રકારે સામ્ય નથી. પૂર્વની ક્રાંતિઓ અને એ ક્રાંતિ વચ્ચે મુખ્યતઃ ચાર બાબતમાં ભેદ છે.

પહેલી બાબત એ કે, હિંદની બ્રિટિશ નોકરશાહી વિરૂદ્ધ એ ચળવળ તદ્દન ખુલ્લી રીતે અને તેટલીજ મજબૂતીથી ચાલી રહી છે. એ હીલચાલમાં ગુપ્તપણા જેવું કંઈજ નથી. ગાંધીએ ખુલ્લા દિલે જાહેર કરેલું છે કે પરકીય સત્તા સાથે અવશ્ય ચાલી આવતી દુષ્ટતા અને અન્યાયના સપાટામાંથી હિંદીઓને મુક્ત કરવા એજ તેમનો હેતુ અને દૃઢ નિશ્ચય છે. તે કહેછે કે, 'વર્તમાન સરકાર જ્યાં સુધી પોતાની અન્યાયી બુદ્ધિનો ત્યાગ કરે નહિ ત્યાં સુધી હું તેનો કટ્ટો શત્રુ છું. અમને ન્યાય નહિ આપવાની સરકારની ગમે તેટલી ઇચ્છા હશે, તોપણ ન્યાય આપવાની તેને ફરજ પડે તે સારૂ હું તેનાપર પ્રહાર કરી તેને લૂલી બનાવીશ. એવો સમય આવતાં સુધી તેની સાથે ઝઝુમવાનો માર્ગ મેં બુદ્ધિપૂર્વક અખત્યાર કરેલો છે.' કાયદાની દૃષ્ટિએ આ ભાષા રાજદ્રોહી છે એમ કોઇ પણ માણસ ખુલ્લી રીતે જોઇ શકે તેમ છે અને ખુદ ગાંધીને એ વાત નથી સમજાતી એવું પણ નથી; પરંતુ તે એનો ઉત્તર આપતાં જણાવે છે કે, " વર્તમાન નોકરશાહી માટે લોકોના મનમાં એટલો તીવ્ર અસંતોષ ઉત્પન્ન થવો જોઇએ કે એવા પ્રકારની સરકાર સાથે સહકાર કરી તેનું ગાડું ચાલુ રાખવાને સહાય

આપની એ વાત શરમભરી લાગવી જોઇએ. જે સરકારે પ્રજાનો વિશ્વાસ, આદરભાવ અને સહાય સંપાદન કરવાનો હક્ક સાવ ગુમાવી દીધો છે, તેની વિરૂદ્ધ અપ્રીતિ ઉત્પન્ન કરવી એ મારા ભાષણનો ખુલ્લો ઉદ્દેશ છે."

અહીં એ લક્ષમાં રાખવાનું છે કે, બ્રિટિશ સત્તા વિરૂદ્ધ ગાંધીએ પ્રચંડ હીલચાલ ચલાવી છે; છતાં તેમાં અંગ્રેજો માટે દ્વેષબુદ્ધિ ઉત્પન્ન ન થવા દેવા સારૂ તથા એ હીલચાલને નિષ્કલંક રાખવા માટે તેમણે પૂરી ખબરદારી રાખેલી છે. જર્મની સાથે મહાયુદ્ધ ચાલી રહ્યું હતું ત્યારે જર્મન પ્રજા અને જર્મન સરકારને ભેળસેળ કરીને સાસુની રીસ વહુપર કાઢવાનો મોહ આપણામાંના ઘણાખરાને લાગ્યો હતો; પણ ગાંધી અદ્યાપિ એ દોષથી અલિપ્ત રહ્યા છે. તે કહે છે કે, 'બ્રિટિશ પ્રજાપર મારો પ્રેમ છે અને તેમના સહવાસની મને ગરજ છે; પણ એ કાર્ય સમાન પદથી અને હિંદીઓના સ્વાભિમાનને ધક્કો ન લાગે એ શરતેજ થવું જોઇએ.'

પૂર્વની ક્રાંતિઓ અને આ ક્રાંતિમાં બીજો એક મોટો ફરક સશસ્ત્ર પ્રતિકારના અભાવનો છે. આ હીલચાલમાં જુલમ અને દંડુકાશાહીનું નામ નિશાને નથી. આ હીલચાલે શાંત હીલચાલનું નામ પ્રાપ્ત કર્યું છે અને એમના ધ્વજપટપર એજ સૂત્ર છે. ગાંધી સ્વતઃ અપ્રતિકાર તત્ત્વના કટ્ટા સમર્થક છે, એ વાત તેમણે દક્ષિણ આફ્રિકામાં સિદ્ધ કરી આપી છે એમ આપણે જાણીએજ છીએ; અને ત્યાંની માફકજ તે હિંદુસ્થાનમાં પણ શાંત માર્ગે કાં તો વિજય મેળવશે અથવા તેમ નહિ બને તો નામશેષ થઈ જશે. તે કહે છે કે, "યૂરોપમાં અનેક દંડનીતિમૂલક પરિવર્તનો થયાં છે. યૂરોપમાં એ નીતિએ કંઇ કાર્યસિદ્ધિ મેળવી હશે, પણ હિંદમાં તે સર્વથા નિરૂપયોગી છે. આપણે

આપણું યુદ્ધ અધિક પવિત્ર શસ્ત્રથી અધિક ઉચ્ચ ભૂમિકાપર આરૂઢ થઇને ચલાવવું જોઇએ. એ માટે આપણે પ્રભુના દ્રેષ્ટા સાથે ભક્તિમાન થવું જોઇએ. અસત્યનો પ્રતિકાર આપણે સત્યથી કરવો જોઇએ. તેમની લુચ્ચાઇ અને ભેદીપણાની વિરૂદ્ધ આપણે નિખાલસ અને સરળતાનાં શસ્ત્ર ધારણ કરવાં જોઇએ. તેમની ભીતિમૂલક દમનનીતિને શૌર્ય અને અત્યંત સહનશીલતાથી જવાબ આપવો જોઇએ. તેજ પ્રમાણે જેઓ આપણા પક્ષમાં ન હોય તેમના પર સુદ્ધાં આપણે કોઇ પણ પ્રકારનો જુલમ કરવો ન જોઇએ."

લેનીને આજ શસ્ત્રનું અણીશુદ્ધ પાલન કર્યું હોત તો આજે કેટલો આનંદ થયો હોત! ગાંધી કહે છે કે, "આપણા આપ્તેષ્ટનું જીવિત આપણને જેટલું પ્રિય લાગે છે; તેટલુંજ પવિત્ર અંગ્રેજોનું અને તેમની નોકરી ઉઠાવતા અધિકારી વર્ગનું પણ લાગવું જોઇએ." આયર્લાંડનો સિનફિન પક્ષ આ ઉપદેશને આચારમાં મૂકે તો આજે આયર્લાંડ કેટલું વિશુદ્ધ બની જાય તેનો વિચાર કરો. વળી ગાંધી કહે છે કે, "હિંદ તલવાર પસંદ કરે તો આજેજ હિંદી તરીકે મારા જીવનનો અંતજ આવ્યો સમજું. આજે હિંદ મારી માતૃભૂમિ છે એમ કહેવામાં મને મોટું અભિમાન લાગે છે; પણ તે જો તલવાર ધારણ કરે તો એ અભિમાન જાળવવાને મારે માટે યત્કિંચિત્ પણ જગ્યો રહે નહિ." તે દૃઢતાપૂર્વક કહે છે કે, અપ્રતિકારનું તત્ત્વ હિંદીઓની દુર્બળતાનું ઘોતક નથી. નોકરશાહીની દમનનીતિને પહોંચી વળે તેટલું સામર્થ્ય અમારામાં છે તેથીજ પ્રતિકારની અમને જરૂર નથી." તે કહે છે કે, "હું માનું છું કે, અપ્રતિકાર દુર્બળનું શસ્ત્ર નથી પણ વીરનું છે. હાથમાં કોઇ પણ શસ્ત્ર ધારણ કર્યા વગર જે ઉઘાડી છાતીએ મૃત્યુ સામે જાય છે તેજ ખરો વીર છે. તદ્દન નિઃશસ્ત્ર બની

જે શત્રુની સામે ખડો રહે છે તેજ ખરો બળવાન સિપાઇ છે. હિંદ એવું જ સમર્થ અને શક્તિમાન છે તેથી જ તેને દંડનું અવલંબન નહિ કરવાને હું કહી રહ્યો છું. હિંદને શસ્ત્રની ગરજ નથી. કદિ કદિ શસ્ત્રની આવશ્યકતાનો આપણને ભાસ થાય છે, તેનું કારણ એ છે કે તે સમયે આપણે કેવળ હાડમાંસનાં પુતળાં છીએ, એવો ભ્રમ આપણા ચિત્તને થયેલો હોય છે. હું એટલે શરીર એમ લાગવું એજ ખરી દુર્બળતા. હિંદે જાણવું જોઇએ કે, આપણામાં ચૈતન્ય આત્મા છે અને તે અવિનાશી છે. સમગ્ર જડસૃષ્ટિ એકત્ર થઇને આપણા પર ધસી આવે તોપણ તેનામાં આપણા આત્માનો નાશ કરવાનું સામર્થ્ય નથી; એટલુંજ નહિ પણ એ જડ શક્તિને પગ નીચે કચડી નાખીને આપણું ચૈતન્ય તેની મર્યાદા બહાર જઇ શકે છે, એ તત્ત્વ હિંદે પીછાની લેવું જોઇએ."

"દંડનું અવલંબન ન કરવું એ સત્યમાર્ગ હોવાની મારી ખાત્રી હોવાથીજ હું તેના પ્રચારનો ઉપદેશ કરૂં છું. દંડનીતિથી ન્યાયમાર્ગ સ્વીકારલો એ ન્યાયજ નથી; પણ સ્વતઃનું બલિદાન આપીને ન્યાયારૂઢ થવું એજ માનવજાતિને ઉચિત છે. દંડ કરતાં ક્ષમા એ પુરૂષાર્થનું અધિક ઉજ્વલ શસ્ત્ર છે. ક્ષમા એ વીરનું ભૂષણ છે." આ હીલચાલમાં ઉક્ત અંગો મુખ્ય હોવાથી ગાંધી તેને ધર્મયુદ્ધ કહે છે. તેમની બુદ્ધિ નિશ્ચય કરે છે કે, દંડત્યાગ એ કંઇ કામચલાઉ નથી; એ તો એક સાચો માર્ગ છે. ચિરકાલીન સ્વરૂપનો વિજય મેળવવો હોય તો તે માટે એ એકજ રાજમાર્ગ છે. તે કહે છે કે, "દંડનો પૂર્ણ અભાવ એજ વિજયની પહેલી કસોટી છે. દંડનું અસ્તિત્વ શેષ રહે ત્યાં સુધી વિજય થયો ન કહી શકાય. જીવન અને વિત્તનો નાશ કરવાનો માર્ગ હિંદ સ્વીકારે તો તેથી શો લાભ? ખરો માર્ગ કહીએ તો તે અત્યંત સહનશીલતાયુક્ત અપ્રતિકારજ

છે. વિશ્વઘટનાનું આદ્યબીજ શું છે, એ જે સમજતા હશે તેમના લક્ષમાં આ માર્ગનું રહસ્ય સહેલાઈથી આવી જશે. વિશ્વબંધન જડ નહિ પણ શુદ્ધ ચૈતન્યમય છે, એ મુદ્દો લક્ષમાં આવતાં અપ્રતિકારનું રહસ્ય આપણા આગળ સ્પષ્ટપણે ખડું થઈ જશે અને આપણને એ પણ સમજાશે કે, ક્રોધનો શબ્દ ઉચ્ચારવા અથવા તલવાર ખેંચવાનું કારણજ નથી. અરે, કોઇના વિરૂધ્ધ આંગળી ઉભી કરવાની ઇચ્છા પણ આપણને નહિ થાય."

આ દંડત્યાગનીતિમાં બીજું પણ એક આગળનું પગથીયું છે. કેવળ દંડનોજ ત્યાગ કરવામાં સર્વ આવી જતું નથી. સહનશીલતાથી સર્વ દુઃખ ગળી જવાં એ આ તત્ત્વનું પહેલું અંગ છે અને એ પછીનું બીજું અંગ પુરુષાર્થનું છે. એ અંગનું નામ અસહકારિતા છે. સહનશક્તિની ક્રિયા એ પરોક્ષ અથવા અવ્યક્ત ક્રિયા છે. તેના પછીનું પગથીયું અપરોક્ષ અથવા પ્રત્યક્ષ ક્રિયા અસહકારિતા છે; એ માટેજ તે હિંદની નોકરશાહીનું ગાડું જે ક્રિયાના આધારે ચાલે છે, તે ક્રિયામાં કોઇપણ પ્રકારે ભાગ નહિ લેવા પોતાના અનુયાયીઓને ઉપદેશે છે; એ માટેજ તે જે રાજકીય અથવા સામાજીક ક્રિયા નોકરશાહીના જીવનને અત્યાવશ્યક છે તેમાં હિંદીઓને કોઇ પણ પ્રકારે ભાગ નહિ લેવા જણાવે છે અને એ માટેજ તે અંગ્રેજી વસ્તુનો ત્યાગ કરવા કહે છે. એ તો સ્પષ્ટ છે કે, એ ત્યાગ પૂર્ણતાએ પહોંચે તો નોકરશાહીના અમલની સર્વ નાડીઓ અકડાઈ જાય અને તેને સન્નિપાત થયા સિવાય ન રહે. એ ઉદ્દિષ્ટ સાધવા સારૂ સરકારી કાઉન્સીલોમાં પ્રવેશ ન કરવો, વકીલોએ અદાલતોનો બહિષ્કાર કરવો અને માબાપોએ પોતાના બાળકોને સરકારી શાળાઓમાંથી ખસેડી લેવાં એ ઉપાયો ગાંધીએ સૂચવ્યા છે; તેજ પ્રમાણે બહુ

માનદર્શક સરકારી ખીતાબોનો ત્યાગ પણ તેમને ઇષ્ટ લાગે છે. તે કહે છે કે, યુવરાજનું હિંદમાં આગમન થાય ત્યારે કોઇએ તેમના આદરસત્કારની પંચાતમાં પડવું નહિ. કેટલાકોનું કહેવું એમ હતું કે, પ્રત્યેક પ્રત્યેક અંગ્રેજી વસ્તુનો બહિષ્કાર કરવો; પણ ગાંધીને એ કથન પસંદ પડયું નથી.

ગાંધીના આ વિચાર વિસ્તૃત પ્રમાણમાં પ્રત્યક્ષ વ્યવહારમાં મૂકાઇ જાય તો સ્પષ્ટ છે કે અંગ્રેજી અમલનો અંત આવ્યા વિના ન રહે. હેમલૉક નામના વિષવડે સોક્રેટીસનાં અવયવોને એક પછી એક શીતલ બનાવી છેવટે તેનો પ્રાણ હર્યો હતો; તેજ પ્રમાણે અંગ્રેજ નોકરશાહીનો એકેક અવયવ ઠંડો પડતો જઈ તે પણ યમસદનમાં પહોંચે અને એ રીતે આજસુધીમાં જે ચમત્કાર જગતની નજરે પડયો નથી, તે શાંતિમય ક્રાંતિનો ચમત્કાર જગત જુએ.

હિંદુસ્થાનના દીર્ઘકાલીન પરંપરાગત આચાર, વિચાર અને તત્વજ્ઞાનનું વિશિષ્ટ તત્વ લક્ષમાં રાખીને તેના અનુરોધથી હિંદુસ્થાનની નૈતિક અને ધાર્મિક પ્રગતિ કરવાનું કાર્ય શરૂ કરીને ગાંધીએ પોતાની મહત્વની હીલચાલપર જાણે મુકુટ ચઢાવ્યો હોય તેમ લાગે છે. એજ ઉદ્દેશથી તે અને તેટલી રીતે પાશ્ચાત્ય સંસ્કૃતિની છાયાને હિંદથી દૂર રાખવાનો યત્ન કરે છે. મજુરવર્ગની ગુલામી, જડવાદનો પૂર્ણ અંગીકાર, પશ્ચિમવાસીઓની ધનલાલસા અને એ સર્વને પરિણામે ઉદ્ભવનાર યુધ્ધથી તે હિંદને અલિપ્ત રાખવા ઇચ્છે છે. હિંદમાં એક બીજી જાતિઓ અને ધર્મો વચ્ચે જે કાંઇ દ્વેષભાવ હોય તેનો ઉચ્છેદ કરી જનતાનો એક સુસંઘટિત સમાજ બનાવવો એ એમના કાર્યનું પ્રથમ પગથીયું છે. હિંદુ અને મુસલમાન બંનેને પૂર્ણ બંધુભાવથી વર્તાવવા તે યત્ન કરે છે. તેમને પૂર્ણ વિશ્વાસ છે કે,

**હિંદુસ્થાન સમગ્ર જગતને આદર્શભૂત બની રહેશે અને એજ તેમનું નિયુક્ત કાર્ય છે.** ગાંધી જો કે કલ્પનાસૃષ્ટિમાં તરનારા હશે, પરંતુ તેની સાથે તેઓ વ્યવહારકુશળ પણ છે. તેમની કલ્પનાસૃષ્ટિ કેવળ એકમાર્ગી નથી. માત્ર એકાદ દેશ માટે અથવા એકાદ માનવકુળ માટેજ અમુક કાર્ય કરવું એમ તેમને લાગતું નથી. એવાં પાર્થિવ બંધનથી પર બનીને તેઓ ઇચ્છે છે કે, સમગ્ર માનવજાતિ એક કુટુંબની માફક એકત્ર રહે. તેમના દિવ્ય સાધ્યમાં પહાડ, પર્વતો અને નદીઓએ ભેદ ઉત્પન્ન કર્યા નથી. તે કહે છે કે, "મારા ધર્મને પર્વત અથવા સમુદ્રનાં બંધનો નથી. ભૂગોલરચનાનાં વિશિષ્ટ તત્વ તેના પ્રચારને બાધક થઇ શકતાં નથી. મારી આ શ્રધ્ધામાં કંઇ પણ ખરૂં ચૈતન્ય હશે તો મારી પ્રેમભાવના હિંદની બહાર પણ જઇ શકશે."

મહાત્મા ગાંધી આવા પ્રકારના ગૃહસ્થ છે. પોતાની કલ્પનાસૃષ્ટિ અને ધ્યેયની પૂર્ણ લાગણી રાખીને તે પોતાના સામાન્ય બંધુઓ વચ્ચે રહે છે. ગાંધી જ્યાં પણ જાય છે ત્યાં તેમની ચોતરફ હજારો માણસ એકત્ર થઇ જાય છે. તેઓ તેમનો એકાદ શબ્દ પણ કાને પડે તે સારૂ ઉત્સુકતાપૂર્વક વાટ જોયા કરે છે. એકાદ ખેતર કે ગામડામાં તે રાત રહે છે તો ત્યાં તરતજ મોટો મેળો ભરાઈ જાય છે. એકાદ પવિત્ર મનાતા સ્થળ તરફ યાત્રાળુઓનાં ટોળે ટોળાં જતાં હોય તેવી રીતે અને તેવાજ ભાવથી ગાંધીના નિવાસસ્થળ તરફ ઘણો મોટો લોકસમૂહ એકત્ર થાય છે અને તે જગ્યાને પવિત્ર સ્થળનું રૂપ પ્રાપ્ત થાય છે. હિંદીઓને વિશ્વાસ છે કે, ગાંધી એ "**વસુધૈવ કુટુમ્બકમ્**" એવી દશાને પામેલા વિશ્વપ્રેમી મહાત્મા છે; અને જણાય છે કે, એ વિશ્વાસ અસ્થાને નથી. રાજકીય બાબતમાં ગાંધી લેનીન જેટલાજ દઢ છે. લેનીનના

ચરણ જેમ કદિપણ વ્યાવહારિકતાની સામાન્ય ભૂમિકા ત્યજતા નથી; તેમ ગાંધી પણ વ્યવહારને સજ્જડ વળગી રહે છે. પોતાના સાધ્યને પ્રત્યક્ષ સૃષ્ટિમાં લાવવા માટે લેનીન જેટલી અડગતાથી ઝઝુમે છે, તેટલીજ અડગતાથી ગાંધી પણ પોતાનું અંગીકાર કરેલું કાર્ય કરે છે; પરંતુ એટલું અવશ્ય ધ્યાનમાં રાખવું જોઇએ કે લેનીનની વ્યાવહારિક રાજસ બુદ્ધિ પ્રસંગ આવ્યેથી તમસનો આશ્રય લે છે અને ગાંધીની વ્યાવહારિક રાજસ બુધ્ધિ વ્યવહારમુક્ત થતાંજ શુદ્ધ સત્વના નિરામય વાતાવરણમાં પ્રવેશ કરે છે. રોમન રોલેંડની માફક પવિત્ર સ્થળમાં નિવાસ કરીને ત્યાંથી તેઓ વ્યવહારનું નિયમન કરે છે. જે પ્રમાણે રોમન રોલેંડની બુધ્ધિ શુદ્ધ ચૈતન્યનો આશ્રય છોડતી નથી; તેજ પ્રમાણે ગાંધીની બુધ્ધિ પણ શુધ્ધ પવિત્ર વાતાવરણનું વિસ્મરણ કરતી નથી. રોલેંડનો વિચાર ઉદ્‌ભવતાંજ અને ટૉલ્સ્ટૉયની મૂર્તિનું સ્મરણ થાય છે; લેનીનની યાદ સાથે નેપોલિયન દેખાવા લાગે છે અને ગાંધીનો વિચાર આવતાંજ મારા મન:ચક્ષુ સમીપ મૂર્તિમંત ઈસુ ખ્રિસ્ત ઉભા રહે છે. એમનામાં ખ્રિસ્તની જીવનયાત્રાની પુનરાવૃત્તિ દ્રષ્ટિગોચર થવા લાગે છે. ખ્રિસ્તના શબ્દ પુનઃ ગાંધીના મુખદ્વારા આબેહુબ સંભળાવા લાગે છે. ખ્રિસ્તની માફકજ ગાંધી દેહદંડ ભોગવે છે. મનુષ્યજાતિ ઉન્નતિ પંથે ચઢે તે માટે ખ્રિસ્ત પ્રમાણેજ તે સ્વજીવનને પીલી રહ્યા છે અને મહાત્મા ગાંધી આ પૃથ્વીપર સ્વર્ગીય સામ્રાજ્ય સ્થાપવાનો ઉદ્યોગ કરતા કરતાજ વીરને ઉચિત એવી સ્થિતિમાં દેહત્યાગ કરશે.

એક દિવસ ઇસુએ પોતાના શિષ્યમંડળમાં "સર્વશ્રેષ્ઠ પુરૂષ કોણ" એ વિષે વાદવિવાદ ચાલતો જોઇને કહ્યું હતું કે, "જે સર્વથી ઉચ્ચ સ્થાને બેસવા ઇચ્છતો હોય તેણે સર્વની સેવા કરવી." ખ્રિસ્તના આ ઉત્તરનું સ્મરણ આજના પ્રસંગે થયા સિવાય રહેતું નથી.

જોન હેન્સ હૉલ્મ્સ.



# ૨—મહાત્મા ગાંધીજી.

( ડબલ્યુ. ડબલ્યુ. પિયર્સન - એશિઅન રીવ્યુ. )

હિંદુસ્થાનના હાલના નેતા મહાત્મા ગાંધી વિષે ગમે તેવો મત ધરાવનાર પણ "તે એક અસામાન્ય ગૃહસ્થ છે" એ બાબતમાં તો કદિ-પણ શંકા નહિ ઉઠાવે. ગાંધીનું અદ્વિતીયત્વ તેમની વિશુધ્ધ દાનત અને અસામાન્ય કાર્યપધ્ધતિમાં છે. આજસુધીમાં હિંદમાં જે આગેવાનો થઈ ગયા છે, તે સર્વની કાર્યપધ્ધતિથી ગાંધીની પધ્ધતિ તદ્દન ભિન્ન છે. સામાન્યતઃ કોઇપણ રાજકીય પુરૂષ અથવા સામાન્ય રાજકીય ચળવળ કરનાર જે હેતુથી પોતાના કાર્યનો આરંભ કરે છે, તે પ્રકારના હેતુથી ગાંધીને કાર્યની પ્રેરણા થયેલી નથી. સામાન્ય ચળવળકર્તાનો ઉદ્દેશ ગાંધીના જેવી કર્મપ્રવૃત્તિ તરફ દોરવાને બીલકુલ ઉપયોગી થતો નથી. આપણને સામાન્ય રાજકારણી માણસની જે દાનતનો હમેશાં અનુ-ભવ થાય છે, તેના કરતાં ગાંધીની મનોવૃત્તિ ભિન્ન છે. આ પ્રકારે આજસુધીનો નિયત માર્ગ છોડીને ગાંધી તદ્દન ઉલટી દિશાએ જતા હોવા છતાં પણ તેમનું તેમના દેશબંધુઓ ઉપર જે અનુપમ વજન પડ્યું છે, તે ઉપરથી તેમની મનોવૃત્તિ વિશેષ આદરણીય સાબીત થઇ છે. આજસુધીના ચાલુ માર્ગથી તદ્દન ઉલટી દિશાએ જવા છતાં ગાંધીને આવું અતુલ મહત્ત્વ કેમ પ્રાપ્ત થયું તે અવશ્ય વિચારણીય છે. પૂર્વ તરફના એક બ્રિટિશ પ્રાંતના ગવર્નર કહે છે કે, 'ગાંધી એક બહેકેલો

અને ભયંકર સાધુપુરૂષ છે.' આમાં લક્ષમાં રાખવા જેવું એજ છે કે, ગાંધી સત્પુરૂષ છે, એ વાતને માટે તેમના શત્રુ અને મિત્ર ઉભયમાં એકવાક્યતા છે; અને ગાંધી સાધુપુરૂષ હોવાથીજ હિંદુસ્થાનમાં આજે તેમને અતર્ક્ય મહત્વ પ્રાપ્ત થયું છે. અમેરિકાનું એક માસિક વર્ણન કરતાં જણાવે છે કે, ' ગાંધી નામનો એક સત્પુરૂષ હિંદના બ્રિટિશ સામ્રાજ્યનો અત્યંત ભયંકર શત્રુ છે. ' કેવળ એકજ વ્યક્તિ પોતાના કડક આચરણ અને ઉગ્ર તપશ્ચર્યાથી બ્રિટિશ સામ્રાજ્ય જેવા વિશાળ અને શક્તિમાન સામ્રાજ્ય સામે શત્રુત્વ ધારણ કરી શકે છે, એ દેખાવ માત્ર પણ ભલા કેટલો મનનીય છે? ડ્યૂક ઑફ કૉનોટની સ્વારી હિંદમાં ગઈ ત્યારે ભિન્ન ભિન્ન પ્રાંતનાં મોટાં મોટાં શહેરો તેમના પ્રવેશના પ્રસંગે ઉજ્જડ પડયા જેવાં દેખાતાં હતાં, એ હકીકત હવે તો સર્વશ્રુત થઇ ચૂકેલી છે. હિંદની સામાન્ય જનતાના મનમાં રાજકુટુંબના પુરૂષ માટે વિશેષ આદરબુદ્ધિ હોય છે. એ આદરબુદ્ધિ આજકાલની નહિ પણ અતિ પ્રાચીન કાળથી રાજભક્તિ માટે હિંદુસ્થાન દેશ પ્રસિધ્ધ છે. આટલી વાત લક્ષમાં રાખવામાં આવશે તો ડ્યૂકને મળેલા એવા વિલક્ષણ સત્કારનું રહસ્ય તરતજ ધ્યાનમાં આવી જશે. વિશેષતઃ બાદશાહ પંચમ જ્યૉર્જ હિંદુસ્થાનમાં ગયેલા ત્યારે તેમનો સ્થળે સ્થળે જે પ્રેમપૂર્ણ અને ભપકાભર્યો આદરસત્કાર થયેલો અને ડ્યૂક સાહેબનો આવો અનાદર થયો; એ ફરક કોઇને પણ વિચારણીય જણાયા સિવાય નહિ રહે. એ ફરકને બીજી એક બાબતમાં વિશેષ મહત્વનું સ્વરૂપ પ્રાપ્ત થાય છે. ખુદ બાદશાહના કાકાના પ્રવાસમાં જે રસ્તે ચકલું પણ ફરકતું નહતું; તેજ રસ્તે થઇને ગાંધી જાય છે ત્યારે ઉભા રહેવાની પણ મુશ્કેલી થઇ પડે છે. આવો વિલક્ષણ ફરક શાથી?

ખૂદ રાજધાનીનુંજ રૂપ જુઓ. ગાંધી દિલ્હી ગયા ત્યારે દિલ્હીના સ્ટેશને લગભગ પોણોલાખ માણસ હતાં અને સ્ટેશનના અધિકારી-વર્ગે પોતપોતાના અધિકાર તેટલા વખત માટે લોકોનેજ સ્વાધીન કરી દીધા હતા. સ્ટેશનના પ્લૅટફૉર્મથી તે સ્ટેશનની બહાર જઇએ ત્યાં સુધીમાં જાણે કે રેલ્વેના અધિકારીવર્ગનું અસ્તિત્વજ નહતું; અને દિલ્હીના આખા રસ્તાની બન્ને બાજુઓ નીચેથી ઉપર સુધી માણસોથી ઉભરાઇ ગઈ હતી. મુકામે પહોંચ્યા ત્યાં સુધીમાં તો ગાંધીની પાછળ લગભગ એક લાખ માણસનો સમૂહ વળ્યો હતો એમ કહીશું તો અતિશયોક્તિ નહિ ગણાય.

આ વિલક્ષણ ચમત્કાર કેમ થયો તેનો વિચાર કરીશું તો જણાઇ આવશે કે તેનું એક તદ્દન સાદું કારણ છે. ગાંધી માટે હિંદની સામાન્ય જનતાના મનમાં રહેલી આદરબુધ્ધિના કારણમાં માત્ર તેમનું સાધુત્વ એ એકજ નથી; પણ રાષ્ટ્રીય આકાંક્ષાના સમર્થકપણાના કારણથીજ તેમને એ વિશેષ મહત્વ પ્રાપ્ત થયું છે. રાજપ્રકરણ એ કાંઇ ગાંધીનો જન્મસ્વભાવ નથી, કે કંઇ રાજકારભાર કરવાના હેતુથી તે હાલની ચળવળમાં પડેલા નથી. અરે, રાજકારણમાં સફળતા મેળવવાને આવશ્યક ગણાતા ગુણ પણ તેમનામાં નથી એમ કહીશું તો ચાલશે. રાજપ્રકરણી પુરૂષની નિયત ભાષા-પદ્ધતિનીજ ગાંધીને ખબર નથી. મહત્વની બાબતો ગુપ્ત રાખવી, પૂર્વ તરફ જવું હોય તો ઉત્તર તરફ મોં કરવું અથવા પ્રતિપક્ષીને કેવળ શબ્દજાળમાં ફસાવવો; વગેરે અનેક વિદ્યામાંની એક પણ વિદ્યાની ગંધ ગાંધીજીમાં નથી. તે દાવપેચને સમજતા નથી અને રમી જાણતા પણ નથી. પોતાની આકાંક્ષાની સર્વ માહીતિ તે પ્રતિપક્ષીને મુક્તપણે પુરી પાડે છે. તે જ્યારે પોતાની વાત

પ્રતિપક્ષી આગળ રજુ કરતા હોય છે ત્યારે તેમના અંતઃકરણમાં કોઇ બીજી બાજુએ ખેલતા હોય એવી શંકા સુધ્ધાં આવી શકતી નથી. અર્ધું તારૂં અને અર્ધું મારૂં, એવી આપ–લેની નીતિને તે ઓળખતા નથી. તું અમુક છોડીશ તો હું અમુક છોડીશ, એવી ભાષા તો તે કદિ વાપરવાનાજ નહિ ? આજ સુધીમાં કોઈ-નાએ જાણવામાં એવું દૃષ્ટાંત નથી કે, એકાદ પ્રસંગ પાર પાડવા માટે તે પોતાના સિદ્ધાંતથી કિંચિત્ પણ ડગ્યા હોય. પ્રસંગ ભલેને કટોકટીનો હશે, ભલેને ગમે તેટલો કષ્ટપ્રદ હશે; પણ સ્વીકૃત તત્વથી તે આજપર્યંત કદિએ ભ્રષ્ટ થયા નથી. પોતે અમુક એક પક્ષના છે એવું અભિમાન કોઇપણ વિશિષ્ટ પક્ષ માટે તે કદિ રાખતા નથી; તેથી પ્રતિપક્ષને મ્હાત કરવાની આકાંક્ષા પણ તેમને હોતી નથી. તેજ પ્રમાણે સ્વાભાવિક રીતે તેમની વૃત્તિ શત્રુ અને મિત્રને સમાન માનતી હોવાથી શત્રુની ગાળો અને મિત્રની પ્રશંસા તેમને સરખી યોગ્યતાની લાગે છે. તે પોતે એક સ્થળે કહે છે કે, “ આજસુધીમાં જેટલા ધર્મવીર મારા જોવામાં આવ્યા છે, તેમાંના ઘણાખરા અંતરમાંથી રાજપ્રકરણી પુરૂષ હતા. વસ્ત્ર સંન્યાસીનાં અને મન રાજપ્રકરણીનું, એવી તેમની સ્થિતિ હતી. મારી મનોભૂમિ તેથી તદ્દન ભિન્ન છે. મારો દૃશ્ય પોષાક રાજપ્રકરણી પુરૂષનો હશે; પણ મારૂં મન ધર્મપરાયણ છે. ”

ગાંધીના રાજકીય વિચાર ગમે તેવા હશે; પણ એટલું તો ખરૂં છે કે, તે પોતાના તપઃસામર્થ્યને લીધે હિંદને પ્રિય થવાને યોગ્યજ છે. તેમનું જીવનચરિત્ર લોકોની સમક્ષ ખુલ્લુંજ રહેલું છે અને તેમની સંન્યસ્તવૃત્તિના પ્રભાવથીજ હિંદીઓને તેમની ધૂન લાગી છે. હિંદુ-સ્થાનની સામાન્ય જનતાપર તેમનું એવું અજબ વજન હોવાથીજ

તેમના પ્રતિપક્ષીઓને તે બ્રિટિશ સામ્રાજ્યના ભયંકર શત્રુ લાગે છે. માનમરતબા કે દ્રવ્યની લાલચને વશ થઇ તે પોતાની હીલચાલ છોડે એ વાત તો કરવાનીજ નથી. એકવાર કોઇ પણ તત્વને તે પોતાનું બનાવી તેને આચારમાં મૂકવાનો નિશ્ચય કરે એટલે પોતાના જીવજાન દોસ્તની ખાતર પણ તેમાંથી જરા સરખા ચલિત થવાના નહિ. કોઇવાર પ્રસંગ એવો પણ આવે છે કે, તે સમયે પોતાના તત્વને ક્ષણભર દૂર કરવામાં આવે તો સ્વપક્ષને હજારો અનુયાયીઓનો લાભ થાય; પરંતુ એવા પ્રસંગે સુદ્ધાં ગાંધી વ્રતભ્રષ્ટ થતા નથી. કદિ કદિ ગાંધી માટે એક ગેરસમજ હોવાનું જણાઇ આવે છે. કેટલાકની સમજ એવી છે કે, ગાંધીની આજુબાજુના લોકો તેમના વજનનો ઉપયોગ કરી તેમના નામથી ગમે તેવી હીલચાલ ચલાવે છે; પણ આ સમજ સર્વથા ભૂલભરી છે. કોઈની પણ શરમને વશ થઇને તે પોતાના નામનો અયોગ્ય પ્રકારે ઉપયોગ થવા દે તેવા નથી.

ગાંધી સાથે મારી પ્રથમ મુલાકાત થઇ તે વખતે દૃષ્ટિ સમક્ષ બનેલા બનાવે તેમની કડક વૃત્તિ વિષે મારી પુરી ખાત્રી કરી આપી છે.

દક્ષિણ આફ્રિકાના હિંદી વસાહતીઓ સાથે ત્યાંના ગોરા વસાહતીઓએ જે વિરોધી વર્તન ઘણા કાળથી ચલાવેલું હતું, તેને ઇ. સ. ૧૯૧૩ ના ચોમાસામાં અતિ ઉગ્ર રૂપ પ્રાપ્ત થયું હતું. બ્રિટિશ સામ્રાજ્યાંતર્ગત ગોરાઓ પ્રમાણેજ હિંદી પ્રજાને પણ સમાન હક્ક મેળવી આપવા ઘણાં વર્ષોથી ગાંધી પ્રયાસ કરી રહ્યા હતા. તે આ હીલચાલમાં પડવા પૂર્વે વકીલાતનો ધંધો કરતા હતા અને તેમાં તેમને પ્રાપ્તિ પણ સારી હતી; પરંતુ આ એક કાર્યને માટે તેમણે પોતાનો તે ધંધો ત્યજી દીધો હતો. ઇ. સ. ૧૯૧૩ ના અકટોબરમાં તેમણે શાંતિયુક્ત પ્રતિકારની હીલચાલ ઉપાડી, આફ્રિકાની સરકાર

પાસે પોતાનો હક્ક કબૂલ કરાવવાનો ઉપક્રમ આરંભ્યો. ગાંધીની આજ્ઞાનુસાર હજારો સ્ત્રી, પુરૂષ અને બાળકોએ નાતાલમાંથી નીકળી પરવાના વગર ટ્રાન્સ્વાલના પ્રદેશમાં પ્રવેશ કર્યો અને એ ચળવળને ટેકો આપવા સારૂ અન્ય સેંકડો હિંદી મજુરો સંપ કરીને ખાણો તથા ખાંડનાં કારખાનાં છોડી બહાર પડયા. એ હજારો હડતાલીયાઓને આફ્રિકાની સરકારે તત્કાલ કેદ કર્યા; પણ એટલી મોટી સંખ્યાને પુરવા સારૂ તુરંગ નહિ હોવાથી ખાણોને તુરંગ ઠરાવી તેમાંજ તેમને પૂર્યા. એમની સાથે ગાંધી અને તેમના બે ત્રણ સહકારી યૂરોપી મિત્રોને પણ સરકારે કેદમાં નાખ્યા. આ હકીકત હિંદના જાણવામાં આવતાં ત્યાં એવો પ્રચંડ ખળભળાટ થયો કે, તે સમયના વાઇસરોય લૉર્ડ હાર્ડિંજને તે તરફ લક્ષ આપવાની ફરજ પડી અને મદ્રાસમાં તેમને એક જાહેરસભા વચ્ચે આફ્રિકાની સરકાર પ્રત્યે ખુલ્લી રીતે તીવ્ર નિષેધ વ્યક્ત કરવો પડયો. હિંદના પ્રત્યેક પ્રાંતમાં મોટી મોટી જાહેર સભાઓ મળી અને તેમાં નિષેધના ઠરાવો પસાર થવા લાગ્યા; એથી હિંદુસ્થાનની સરકાર અને બ્રિટિશ પ્રધાનમંડળ ગભરાઇ ગયું. હવે એ વાતનો અતિરેક થતો જોઇ આફ્રિકાની સરકારે પણ એ સર્વ પ્રકરણનો તપાસ કરવા ઉતાવળે ઉતાવળે એક કમીશન નીમ્યું. હિંદીઓને શી અડચણો છે તેની તપાસ કરી સરકાર આગળ રજુ કરવાનું કામ એ કમીશનને સોંપાયું હતું; પરંતુ એ કમીશનમાં નીમાયેલા ગૃહસ્થોની નામાવલિમાં એકે હિંદી નેતાનું કે હિંદીઓએ ચૂંટી આપેલા પ્રતિનિધિનું નામ નહતું. તેજ પ્રમાણે એ કમીશનમાં કયા મુદ્દાનો ઉહાપોહ કરવો જોઇએ તે વિષે એક પણ હિંદી નેતાનો મત જાણવાની દરકાર આફ્રિકાની સરકારે રાખી ન હતી; આથી ગાંધીએ એ કમીશન સામે વાંધો ઉઠાવી હિંદીઓનો એક

પણ પ્રતિનિધિ હોવો જોઇએ એવી માગણી કરી. આફ્રિકાની સરકારે ગાંધીની માગણીનો સ્પષ્ટપણે અસ્વીકાર કર્યો. આથી સરકારની એ કૃતિના ઉત્તર તરીકે તે પોતે તો કમીશન સમક્ષ સાક્ષી આપવાને નજ ગયા; પરંતુ બીજા હિંદીઓને પણ સલાહ આપી કે કોઇ પણ સ્વાભિમાની હિંદી ગૃહસ્થે સાક્ષી આપવા જવું નહિ. હિંદીઓની હરકતોનો વિચાર કરવા નીમાયેલા કમીશન આગળ કોઈ પણ હિંદી ગૃહસ્થના જુબાની રજુ ન થાય તો સ્પષ્ટજ છે કે, તેનું કાર્ય વંધ્યાસુત જેવુંજ બને; પરંતુ એવે પ્રસંગે ંદીઓની વિરૂદ્ધમાં એક આક્ષેપ થવા જેવો હતો કે " હિંદીઓની સર્વ હીલચાલ મૂળમાંજ મુદ્દાહીન અને ખોટી હોવાથી કમીશન આગળ તેમણે સાક્ષી આપી નહિ. " હિંદુસ્થાનના સુપ્રસિધ્ધ મુત્સદી ના. ગોખલેના લક્ષમાં આ મુદ્દો આવવાથી તેમણે ગાંધીપર પોતાનો નિશ્ચય ફેરવવાને માટે કેટલાક તાર કરીને જણાવ્યું કે, હિંદીઓ જો આ રીતે કમીશનનો બહિષ્કાર કરશે તો ઇંગ્લાંડમાં અને ખૂદ દક્ષિણ આફ્રિકામાં એ કાર્ય વિષે જે થોડી ઘણી સહાનુભૂતિ ઉત્પન્ન થયેલી છે તે નષ્ટ થવાનો સંભવ છે. ખાનગી રીતે ગાંધી ના. ગોખલેના ભક્ત હતા. ગાંધી તેમને ગુરૂ તરીકે માનતા હતા અને તે પ્રમાણે ખરેખર તેમના માટે મનમાં પૂજ્યબુદ્ધિ પણ ધરાવતા હતા; પરંતુ કમીશનનો પ્રશ્ન કંઈ ખાનગી નહતો. પ્રશ્ન તત્વનો છે, એ વાત તે ભૂલ્યા નહિ. તે માનતા હતા કે, આ તો સર્વ હિંદી વસાહતીઓના માન અને સ્વાભિમાનની કસોટી છે; આથી પ્રત્યક્ષ ગુરૂનો ઉપદેશ પણ તેમણે બાજુએ મૂકી દીધો અને પોતાના તત્વથી યત્કિંચિત્ પણ તે ચળ્યા નહિ. કેવળ રાજપ્રકરણી દ્રષ્ટિએ ના. ગોખલેનું કથન યોગ્ય હતું; પ્રાપ્ત પ્રસંગનો ઉપયોગ લેવો એ વ્યાવહારિક દૃષ્ટિએ અધિક ઉચિત હતું એ વાત

પણ ગાંધી સમજતા હતા; અને પોતાનો મુદ્દો પકડી રાખવામાં ના. ગોખલેને દુઃખ થશે એ વાત પણ તેમની ધ્યાન બહાર ન હતી; તથાપિ તત્વભ્રષ્ટ થવા કરતાં એ સર્વ જેમ થાય તેમ થવા દેવું એજ તેમને ઠીક લાગ્યું અને તેમણે એક પણ પગલું પાછું નાહ ભર્યું. પરિણામે એકે વજનદાર હિંદી ગૃહસ્થ કમીશન સમક્ષ આવ્યો નહિ.

કોઇપણ પ્રસંગે વ્રતભ્રષ્ટ નહિ થવાની પ્રતિજ્ઞા ગાંધી જેટલી કડકતાથી પાળે છે તેટલી કડકતાથી પાળનારા ક્વચિતજ નજરે પડે છે. જ્યાં ઉચિત સ્વાભિમાનનો પ્રશ્ન ઉપસ્થિત થતો હોય ત્યાં ગાંધી કદિપણ નમતું આપવાની વાત કરશે નહિ. તે સ્થળે બાંધછોડ કે આપલેના વ્યવહારનો વિચાર પણ મનમાં લાવશે નહિ. ગાંધીના આવા દઢનિશ્ચયી સ્વભાવનો અનુભવ મને પ્રથમ થયો ત્યારે મને અત્યંત નવાઈ લાગી હતી. એ પછી પણ ઘણી વખત ભિન્નભિન્ન પરિસ્થિતિમાં તેમની મુલાકાતના પ્રસંગો મને પ્રાપ્ત થયા હતા; પણ એવો એકે પ્રસંગ નથી જોયો કે, જેમાં હિંદભૂમિનો પ્રશ્ન ઉપસ્થિત થતાં તેમણે નમતું આપ્યું હોય. કેટલાક કહે છે કે, "ગાંધીનું એ દઢ વ્રત દીર્ઘદ્રષ્ટિવગરનું છે અને પ્રસંગ જોઇને તે પોતાના વ્રતને કંઇક શિથિલ કરે તો તરતજ પુષ્કળ લાભ મેળવી શકે; તેને બદલે તે કેવળ કલ્પનાસૃષ્ટિના એકાદ ઉચ્ચ ધ્યેયને ભવિષ્યના કોઇએક સમયે સિદ્ધ કરવાની ધૂનમાં પડીને તે આજનો લાભ વ્યર્થ ગૂમાવે છે." તરતદાન અને મહાપુણ્ય, એ મંત્ર આવા લોકોની દૃષ્ટિએ અધિક લાભકારક દેખાય છે; પણ ખરી રીતે જોતાં આપણને જણાશે કે, ઉલટા એવું કહેનારાઓજ દીર્ઘદ્રષ્ટિ વગરના છે. ગાંધીમાં રહેલા સામર્થ્યનું ખાસ લક્ષણ કોઇ હોય તો તે તેમનું દઢવ્રતજ છે. એ વ્રતનો ત્યાગ એટલે તેમના હસ્તમાં રહેલા વજ્રનો ત્યાગ છે. તેમના પ્રતિપક્ષીઓ સારી રીતે જાણે છે કે, ગાંધી

સાથે કંઈપણ તોડજોડની વાત કરી શકાય છે; પરંતુ તેમના સત્યપૂર્ણ તત્વને અંશતઃ પણ બાધ કરે તેવી એક વાત તે ત્રિકાલે પણ માન્ય કરે તેમ નથી. તેમની ખાત્રી છે કે, એ મુખ્ય તત્વ વિનાનો બીજી રીતે ગમે તેટલો ફાયદાકારક માર્ગ આપણે બતાવીશું; તેનો કદિ પણ તેઓ સ્વીકાર કરશે નહિ. ગાંધીના મત તેમજ તેઓ પોતાના ધ્યેયની સિદ્ધિમાટે જે માર્ગ સ્વીકારે છે તે પણ કદાચ આપણી પસંદગી ન પામે; તથાપિ જેમને જેમને ગાંધી સાથે વાત કરવાનો પ્રસંગ આવે છે તેમને તેમને તેમની શુદ્ધ નિઃસ્વાર્થપરાયણતાની ખાત્રી તો થયા સિવાય નથીજ રહેતી. તેમને કોઇ પણ કાર્યમાં કીર્તિ અથવા દરજ્જો મેળવવાનો લોભ જેમ નથી હોતો; તેમ તે વસ્તુઓને ખોવાનો ભય પણ તેમને નથી લાગતો. પોતાનું સર્વસ્વ જતું રહેતું હોય, તદપિ ભયથી તેઓ વ્રતભ્રષ્ટ થાય તેમ નથી.

ગાંધીનું શરીર અને ચહેરો જોતાંજ પ્રેક્ષકના ચિત્તમાં પૂજ્યભાવ ઉપજી આવતો હોય એવું નથી. તેમની અલૌકિકતાનું અસ્તિત્વ તેમના બાહ્ય દેખાવથી કળાઇ જતું હોય તેવું નથી. તપસ્વીના જેવા કડક આચારથી તેમનું શરીર દુર્બળ બન્યા જેવું જણાય છે. શરીરસ્થિતિનો તેમને મન કંઇ હિસાબજ ન હોય એમ લાગે છે. એમનામાં રહેલાં સૂક્ષ્મ ધર્મતત્વો જાણે એમના શરીરમાં કૃષતાનું રૂપ લઇને સ્પષ્ટ દશામાં આવ્યાં હોયને ? દક્ષિણ આફ્રિકામાં મને પ્રથમ મુલાકાત પ્રાપ્ત થઈ ત્યારે તે એક વખત જમતા હતા અને તેમાં કેટલાંક ફળ, થોડો મેવો અને ભાખરી એટલાજ પદાર્થ હતા. તે નિદ્રા છેકજ થોડી લેતા અને મળસ્કાથી તે મધ્યરાત્રિ સુધી પોતાના ઉદ્યોગમાં લીન બની રહેલા જણાતા. હમ્મેશ પુષ્કળ માણસો તેમને મળવા આવતા અને તેમની સાથે વાદવિવાદ કરી પોતાના આક્રમણની ભાવી દિશા નકકી કરતા,

તથા હિંદુસ્થાન અથવા પ્રિટોરીયા તરફ કંઇ મહત્વના કાગળપત્ર મોકલવાના હોય તે કામ પણ તેજ સમયે કરી લેતા. કોઇ અતિ મહત્વનું કામ ચાલતું હોય તેવા સમયે પણ એકાદ દરિદ્રી ખેડુત મળવા આવતો તો ' ફુરસદ નથી ' એવી સબબથી તેને તે કદિ પણ પાછો કાઢતા નહિ. તેમની સલ્લાહ લેવા માટે ભિખારીનો ભિખારી મજુર આવતો ત્યારે અગત્યનું કાર્ય પણ ઘડીભર બાજુએ રાખી તે તેની મુલાકાત લેતા. તે જમવા બેઠા હોય અને કોઇ મળવાને આવ્યું હોય એવા પ્રસંગ પણ ઘણા આવતા; પરંતુ તે સમયે સુદ્ધાં તે આવનારને અંદર બોલાવી પોતાની સમીપમાં બેસાડી શાંતિપૂર્વક તેની વાત સાંભળી લેતા. અત્યંત દરિદ્રી માણસને પણ વિશ્વાસપૂર્વક લાગતું કે, ગાંધી તેના જીવજાન દોસ્ત છે; કેમકે તે કોઇ પણ સ્થિતિના માણસની સાથે બે શબ્દ બોલ્યા સિવાય રહેતા નથી. સેનાપતિ સ્મટ્સ અને બોથાને મળવા માટે તે રાજધાનીમાં ગયા ત્યારે પણ હમ્મેશનાં કપડાં પહેરીને ખુલ્લા પગેજ ગયા હતા. આવા મોટા રાજકર્તાને મળવાનું છે એમ જાણીને તેમણે પોતાના પોષાકમાં કોઇ જાતનો ફેરફાર કર્યો ન હતો. પ્રેમપૂર્ણ હૃદય અને તિતિક્ષાની છાયા તેમના વદનપર પણ સ્પષ્ટ જણાય છે. આજ સુધીમાં સાધુ તરીકે ઓળખાતા પુષ્કળ પુરૂષ મેં જોયા છે; પણ ગાંધીનું દર્શન થતાંજ જેમ સેંટ ફ્રાન્સિસનું ચિત્ર મારી દૃષ્ટિ આગળ એકદમ તરી આવ્યું હતું, તેમ મેં પૂર્વે કદિપણ અનુભવ્યું ન હતું. ગાંધીને દૃઢ વિશ્વાસ છે કે, દ્વેષને જે પ્રેમથી જીતવાનો યત્ન કરતા હશે, તેમને અંતે અવશ્ય જય મળવાનોજ. સ્વબાંધવોને અન્યાય કરનારા લોકોવિષે પણ તે દ્વેષદર્શક શબ્દ સુદ્ધાં પોતાની સમક્ષ કોઇને ઉચ્ચારવા દેતા નથી. તે ખાત્રીપૂર્વક માને છે કે, ઉચ્ચતમ નૈતિક બલના તેજથી રાજકર્તાનાં મન ફેરવી તેમને ન્યાય

કરવાની ફરજ પાડી શકાશે અને દઢ નિશ્ચયપૂર્વક એ એકજ માર્ગનું તેમણે અવલંબન લીધું છે.

તે માને છે કે પોતાના અનુયાયીઓમાં પણ એવાજ પ્રકારની એકાંતિક સત્યનિષ્ઠા હોવી જોઇએ. મતભેદ ધરાવનાર પ્રતિપક્ષમાટે પણ તે ઉદાર બુદ્ધિ ધરાવે છે. પ્રતિપક્ષી સાથેના વર્તનમાં તે કદિએ સભ્યતાનો અતિક્રમ કરતા નથી અને પ્રસંગે કોઇ વિતંડાવાદ લઇ બેસે છે, તો ધીરજ છોડયા વગર તેનું કહેવું શાંતપણે સાંભળી લે છે. તેમના અનુયાયીઓ ઉપર તેમની શુદ્ધવૃત્તિની એવી છાપ પડે છે કે, તેમની ઇચ્છાવિરૂધ્ધ એકે કાર્ય કરવાનું સાહસ કોઇપણ અનુયાયી કરી શકતો નથી. એક સુલતાનની પોતાના નોકરપર જેવી સત્તા હોય તેવીજ તેમની આ સત્તા બહારથી જણાય છે; પરંતુ એમાં ફરક એ છે કે, સુલતાનની સત્તા ભયમૂલક હોય છે ત્યારે ગાંધીની સત્તા પ્રેમમૂલક હોય છે. તેમનું વર્તન આદર્શવત્ હોવાથી તેમની વિરૂધ્ધ જવાની ઇચ્છાજ તેમના અનુયાયીને થતી નથી. "**બ્રહ્મચર્યવિના સમાજસેવાની સાચી પાત્રતા પ્રાપ્ત થતી નથી,**" એવો તેમનો મત હોવાથી આ બાબતમાં તે ઇચ્છે છે કે, તેમના અનુયાયીઓ અત્યંત મિતપણે વર્તે. તેઓ પોતે પણ આ વ્રત અત્યંત કડકપણે પાળે છે. કોઇ પણ પ્રકારનો માંસાહાર તે કરતા નથી; પરંતુ મારી પોતાની પ્રકૃતિ એકવાર બગડી ત્યારે તેવો આહાર કરવાની સલાહ તેમણે મને આપી હતી.

પ્રતિપક્ષીમાટે તે એટલી ઉદાર બુધ્ધિ રાખે છે કે, પ્રતિપક્ષીના હાથે ગુપ્તપણે થયેલાં કૃત્યો તેમની જાણમાં હોય છે, તો પણ તેને મ્હાત કરવાના મોહને આધીન થઇ એવાં કૃત્યો કહી બતાવી તેને ઉતારી પાડવાનો લાભ તે કદિ લેતા નથી. ઘણાને તેમના એ વિશિષ્ટ

ગુણુનો અનુભવ થયો હશે; તથાપિ એક દૃષ્ટાંત અવશ્ય કહેવા જેવું છે. ઇ૦ સ૦ ૧૯૧૪ માં દક્ષિણુ આફ્રિકાની તુરંગમાંથી તે તુરતમાં છૂટેલા હતા તેટલામાંજ ખાણુના ગોરા મજુરોએ હડતાલ જાહેર કરી. આ હડતાલ પડતા પૂર્વે એકજ અઠવાડીયાપર ગાંધીએ પોતે પુનઃ શાંત અપ્રતિકાર શરૂ કરનાર છે એમ જાહેર કર્યું હતું; તેને અનુસરીને ખાણો અને ખેતરોમાં કામ કરનારા હિંદી મજુરો પણુ હડતાલ જાહેર કરવાનો વિચાર કરતા હતા. આ રીતે ગોરા મજુરોની હડતાલના પ્રસંગની ભારે તક આપોઆપ આવી મળી હતી. એ હડતાળથી આફ્રિકાની સરકાર દાવમાં સપડાઇ પડી હતી; પરંતુ સરકારની એ મુશ્કેલીનો લાભ ન લેતાં સરકાર તેમાંથી મુક્ત થાય ત્યાં સુધીને માટે તેમણે પોતાનું આક્રમણુ મુલ્તવી રાખી દીધું. તેમણે જો ધાર્યું હોત તો એ પ્રસંગે સરકારપર તે ભારે પ્રહાર કરી શકયા હોત અને જે ન્યાય તથા હક્ક માટે તે દીર્ઘ કાળથી યુદ્ધ કરી રહ્યા હતા, તે હક્ક પણુ પ્રાપ્ત થવાનો પુષ્કળ સંભવ હતો; પરંતુ પ્રતિપક્ષ વિષે એવી અનુદાર બુધ્ધિ ગાંધીના ચિત્તમાં નહોતી. તે ક્ષાત્રધર્મને ઓળખતા હતા અને તેનું ઉલ્લંઘન નહિ કરવા જેટલું નિશ્ચયબલ પણુ તેમની પાસે હતું. તેમના પ્રતિપક્ષી સેનાપતિ સ્મટ્સને સુધ્ધાં તેમની આવી કૃતિ માટે અત્યંત કૌતુક લાગ્યું અને પછી જ્યારે હિંદી વસાહતીઓનો પ્રશ્ન ચર્ચા માટે રજુ થયો ત્યારે સેનાપતિની બુધ્ધિ ઘણાઅંશે સમતોલ બન્યાની પ્રતીતિ મળી. યુધ્ધના એક દાવરૂપે ગાંધીએ એ માર્ગનું અવલંબન કર્યું હતું એમ કંઇ નથી. તેમણે તો પોતાના શસ્ત્રાસ્ત્રને કોઇ પણુ પ્રકારનું લાંછન ન લાગે તેવી શુધ્ધ ઇચ્છાથીજ એ માર્ગ સ્વીકાર્યો હતો. તે કહે છે કે, યુધ્ધમાં જયવિજય ભાવીને આધીન છે; પરંતુ કોઇ પણુ પ્રસંગે ક્ષાત્ર-

વૃત્તિ ન વીસરવી એ તો આપણા હાથની વાત છે અને ક્ષાત્રધર્મનું પાલન એ આપણું આદ્ય કર્તવ્ય છે. ગાંધીએ દાવ તરીકે એ માર્ગનો અંગીકાર કર્યો નહતો; તદપિ એ દ્રષ્ટિએ સુધ્ધાં તે માર્ગ તેમને સારો ઉપયોગી થઈ પડયો. હિંદીઓની ઘણીખરી માગણીઓ આફ્રિકાની સરકારે કબૂલ કરી અને ઇ. સ. ૧૯૧૪ માં તેવા આશયનો કાયદો પણ ત્યાંની પાર્લામેંટે પસાર કર્યો.

અત્યાર સુધી મેં ગાંધીના જાહેર કાર્યનોજ ઉલ્લેખ કર્યો; પરંતુ તેમના ખાનગી ચરિત્રનું અવલોકન પણ ઇષ્ટ છે. ગાંધીએ પરોપકારના ધોરણપર દરબાન પાસે એક હિંદી વસાહતની સ્થાપના કરી હતી. એ વસાહતના નિવાસ દરમીયાન જેમણે ગાંધીની મુલાકાત લીધી હશે તેમને તેમના ખરા નિઃસ્વાર્થી સ્વભાવનો અનુભવ અવશ્ય મળ્યો હશે. ગત શતકના અંતના અરસામાં ટૉલ્સ્ટૉયે પોતાના જે મત વ્યક્ત કર્યા હતા તે પરજ એ વસાહતની સ્થાપના થઇ હતી. ટૉલ્સ્ટૉયના મત માટે અને ખુદ તે પુણ્યપુરૂષ માટે ગાંધીના મનમાં અત્યંત પૂજ્ય ભાવ હતો. મને લાગે છે કે, આજે ગાંધીને શાંતિયુક્ત પ્રતિકાર જે આટલો અમૂલ્ય લાગે છે તેનું મૂળ કારણ બહુધા ટૉલ્સ્ટૉયના મતમાં જ હોવું જોઇએ. અહિંસા હિંદુ ધર્મનાં આદિતત્વોમાંનું એક તત્વ છે અને ગાંધી તેનો ઉપદેશ કરે છે તથા પોતે તદનુસાર વર્તે છે એ ખરૂં છે; પરંતુ મારી એવી સમજ છે કે, પ્રસ્તુત બાબતમાં ધર્મતત્વ કરતાં ટૉલ્સ્ટૉયના લેખોનીજ ગાંધીપર વિશેષ છાપ પડી હોવી જોઇએ.

આ વસાહતમાં રહીને ત્યાંના સામાન્ય માણસો જે નાના પ્રકારના ઉદ્યોગ કરતા તેમાં ગાંધી જાતે મદદ આપતા. આ વસાહતમાં મેં તેમની મુલાકાત લીધી ત્યારે તેમની સાથે મારે પુષ્કળ વાદવિવાદ થયો

હતો. મેં તેમને કહ્યું કે, આવા પ્રકારની ક્ષુલ્લક બાબતમાં આપના અમૂલ્ય સમયનો વ્યય થતો ન હોય તો એથી અધિક મહત્ત્વનું કાર્ય કરવાને તથા પોતાપર રહેલી જવાબદારી ઉત્તમપણે પાર પાડવાને અવસર મળે. આવી ક્ષુલ્લક વાતો પાર પાડવા જેટલું જ્ઞાન અન્ય વસાહતીઓને છેજ, પણ મારી વાત તેમને ગળે ન ઉતરી. ના. ગોખલે અહીં રહ્યા હતા ત્યારે તેમને પણ એવોજ અનુભવ મળ્યો હતો. પોતાના અતિથિની બરદાસ્ત કરવા માટે ગાંધી ગમે તેવાં હલકાં કામ કરે છે અને પ્રસંગે ઝાડુવાળાનું પણ કામ કરીને અતિથિને શરમથી અધમૂઓ કરી મૂકે છે, એવા કંઇ વિનોદી ઉદ્ગાર ના૦ ગોખલેએ એક વખત કાઢ્યા હતા. ગાંધીને કોઇ પૂછે છે કે, "આવાં હલકટ કામ તમે કેમ કરો છો?" ત્યારે તે કહે છે, "કાર્યમાં હલકાપણું કે મોટાપણું નથી. મને પોતાને એકાદ કાર્ય હલકાપણાનું લાગતું હોય તો એકાદ ભંગીને તે શા માટે ભારે કિમ્મતનું લાગવું જોઇએ? મારા મનુષ્યત્વમાં અને તેના મનુષ્યત્વમાં મૂલતઃ કંઇ ભેદ છે ખરો? ત્યારે મારા અને તેના કાર્યમાં ભેદ શા માટે હોવો જોઇએ?"

ગાંધી જે સ્વાર્થત્યાગ કરવાનો ઉપદેશ પોતાના અનુયાયીઓને કરે છે, તે ત્યાગ તે પોતે પણ કરવાને અહર્નિશ તત્પર રહે છે. આ તેમના નૈતિકબળનું રહસ્ય છે અને તેથીજ તેમના અનુયાયીઓ પર તેમને સર્વગામી અધિકાર પ્રાપ્ત થયો છે.

કોઈ પણ તત્ત્વ એક વખત માન્ય થયું કે, તેની પૂર્ણતા સારૂ ગમે તેવી ભયંકર અડચણ આવતી હોય અથવા પ્રસંગે સમાજરૂઢિ ત્યજી દેવી પડતી હોય તો તે માટે પણ ગાંધી પાછું પગલું ભરે એમ તો બનેજ નહિ. ગાંધીની આવી દૃઢવૃત્તિ, મનઃપૂર્વકતા, કડક સાદાઇ, લોકસેવાવૃત્તિ અને અનન્ય સ્વાર્થત્યાગ એ સર્વ લક્ષમાં લેશો તો સ્વબાંધવોપર તેમનું આટલું વજન કેમ પડે છે તેનો ખુલાસો

તરતજ મળી જશે. નાના પ્રકારની યુક્તિ પ્રયુક્તિઓથી અથવા નેતૃત્વના બેનમૂન ઢોંગથી એવું વજન કદિ પણ કોઈ નેતાને પ્રાપ્ત થવું શક્ય નથી.

જોહન્સબર્ગમાં ચાલતી વકીલાતનો જ્યારે ગાંધીએ ત્યાગ કર્યો ત્યારે તેમની વાર્ષિક આવક પચાસ હજાર કરતાં વધારે હતી; પણ સ્વબાંધવોએ વખત આવતાં સહાય માટે પોકાર કર્યો કે તરતજ તેઓ એટલા ઉત્પન્નપર પાણી મૂકી દોડી ગયા ! ગાંધીનો એવો મત છે કે **અકિંચનવૃત્ત સ્વીકારનારો** ( સંગ્રહ કરવા શક્તિમાન છતાં પણ ઉચ્ચ સિધ્ધાંતને ખાતર સંગ્રહ ન કરવાવાળો ) **મનુષ્યજ સર્વ બંધનથી મુકત થઈ સ્વતંત્ર બને છે; અને જો લોકસેવા કરવી હોય તો એવી દારિદ્રયદિક્ષા આવશ્યકજ** છે. આ નિશ્ચયથીજ તેમણે સર્વ બાહ્ય સંપત્તિપર પાણી મૂકયું છે. તેમનો પોતાનો મત આવો છે પણ તે સર્વ અનુયાયીઓને તેમ કરવા આગ્રહ કરતા નથી. પોતાના કોઇપણ વિચાર કોઈ પાસે જુલમથી પળાવવાનો યત્ન તે બિલકુલ કરતા નથી. ગાંધીના અનુયાયીઓમાં અને ભક્તમંડળમાં મોટા મોટા ધનવાનો પણ પુષ્કળ છે.

આ શાંત યુધ્ધની શરૂઆત દક્ષિણ આફ્રિકાના ગોરા બ્રિટિશ પ્રજાજન સમાનજ હિંદીઓને તથા અન્ય કોઇ પણ દેશના વસાહતીને હક્ક હોવા જોઇએ એ ઇચ્છાથી થઇ હતી. કોઇને કોઇપણ સ્થળે જઇને વસવાનો હક્ક સ્વયંસિધ્ધ છે, એમ તે કહે છે; તથાપિ એ હક્કની પ્રાપ્તિ માટે જે સરકારની વિરૂધ્ધમાં તેઓ લડતા હતા, તેજ સરકારને પ્રસંગ પ્રાપ્ત થતાં મદદ કરવાને હમ્મેશાં તત્પર રહેતા. ઇ. સ. ૧૯૦૬ માં ઝુલુ લોકો સાથે યુધ્ધ થયું, ત્યારે હિંદી સ્વયંસેવકોના મુખ્ય અધિકારી તરીકે તેમણે બજાવેલી સેવા બદલ તેમને ચાંદ મળ્યો હતો. તેજ પ્રમાણે ઇ. સ. ૧૮૯૯–૧૯૦૦ માં બોયર યુધ્ધ થયું ત્યારે પણ સરકારે તેમને એક ચાંદ આપ્યો હતો. વળી દક્ષિણ

આફ્રિકામાં તેમણે કરેલા દયાકાર્ય માટે હિંદી સરકારે પણ તેમને કૈસરેહિંદનો સોનાનો ચાંદ આપ્યો હતો. ગાંધીને ભરોસો હતો કે, સરકારને અડચણ હોય તેવા પ્રસંગે જોખમદારીનાં કામ સ્વીકારી તે ઉત્તમપણે પાર પાડવાની શકિત હિંદીઓમાં હોવાનું સિધ્ધ થતાં હિંદીઓ માટે ગોરાઓના હૃદયમાં થોડો પણ આદરભાવ ઉત્પન્ન થશે; પરંતુ યૂરોપનું મહાયુધ્ધ મટયા પછી ખલીફાત તોડતી થયેલી સુલેહ, અમૃતસરમાં સેંકડો નિર્દોષોના લેવાયેલા જાન અને એ પછી પણ સરકારે દર્શાવેલી અનુદાર બુધ્ધિ વગેરેની તેમના ચિત્તપર એટલી અસર થઈ કે એ બન્ને પદક તેમણે તત્કાલ બ્રિટિશ સરકાર તરફ મોકલી દીધા. છેવટસુધી ગાંધીને વિશ્વાસ હતો કે, બ્રિટિશ પ્રજા હાડે ન્યાયી છે એટલે અંતે પણ ન્યાય મળશે; પરંતુ હવે તેમની બુધ્ધિનો નિશ્ચય થયો છે કે, એ વિશ્વાસ અસ્થાને છે.

હિંદુસ્થાનના ઘણા અંગ્રેજોની માન્યતા એવી છે કે, સંતપણાની પીછોડી ઓઢી કાર્ય સાધનાર ગાંધી અન્યના જેવાજ એક સામાન્ય રાજપ્રકરણી પુરૂષ છે. તેમને લાગે છે કે, તેમનું સંતપણું સાચું નથી, પણ લોકોને ભૂલવવાનો એક ઢોંગ માત્ર છે; પરંતુ તેઓ ભૂલી જાય છે કે, હિંદની અનેક જાતિ તથા ધર્મપંથમાંથી દ્વેષભાવ કમી કરીને સ્વરાજ્ય પ્રાપ્ત કરવાની આકાંક્ષા સર્વના મનમાં એક સરખી ઉત્પન્ન કરવાનું જે અતિ મહત્વનું કાર્ય આજ સુધીમાં હિંદનો કોઈ પણ રાજપ્રકરણી પુરૂષ સિદ્ધ કરી શકયો નથી, તે ગાંધીએ આજે પ્રત્યક્ષ સિદ્ધ કરી બતાવ્યું છે. વર્તમાન યુગમાં ના. ગોખલે હિંદુસ્થાનના સુપ્રસિદ્ધ રાજપ્રકરણી પુરૂષ હતા; ગાંધી પોતે કહે છે કે, ગોખલે નમુનેદાર રાજકારણી પુરૂષ હતા. પરંતુ એવા ગોખલે સુદ્ધાં ઉક્ત એકીકરણ કરી શકયા નહિ, તેનું કારણ એજ જણાય છે કે, તેમની દૃષ્ટિ કેવળ તાત્કાલિક ફળ તરફજ વળગી રહેતી હતી. એનું

ભાવી પરિણામ કેવું આવશે તે જોવા તરફ તેમનું લક્ષ નહતું. આથીજ તેમની રાજનીતિ તાત્કાલિક ફળદાયક દેખાવા છતાં તેનું કોઇ પણ પરિણામ ચિરસ્થાયી સ્વરૂપને પ્રાપ્ત થયું નહિ, અને તેમની પાછળ તેમનું સર્વ કાર્ય કેવળ સ્મૃતિશેષ બની રહ્યું. ગાંધીનો માર્ગ એથી તદ્દન ભિન્ન છે. તેમનું લક્ષ તાત્કાલિક ફળ તરફ નથી હોતું એટલેજ અંતિમ ફલ તરફથી તેમની દૃષ્ટિ કદિ પણ ચલિત થતી નથી. આજે પ્રાપ્ત થનારા ગમે તેવા લાભના મોહમાં ફસાઇને અંતિમ સિદ્ધિને આખરે વિઘ્નકારક થઇ પડે તેવી કોઇ પણ વાત તેઓ કરશે નહિ.

'ઇંગ્લાંડનો વિસ્તાર' નામના સુપ્રસિદ્ધ ગ્રંથમાં સર જૉન સીલી હિંદુસ્થાન માટે કહે છે કે, "રાષ્ટ્રસ્વાતંત્ર્ય પ્રાપ્ત કરવા સારૂ સર્વ સામાજીક અને ધાર્મિક ભેદ ભૂલી જઇને ઇટાલીની પ્રજા જેમ એકત્ર થઇ હતી, તેમ હિંદમાં પણ એકરાષ્ટ્રીયત્વની ભાવના ઉત્પન્ન થશે તો આસ્ટ્રીયાએ ઇટાલીની ટક્કર ઝીલી તેટલી પણ અંગ્રેજો હિંદુસ્થાનની ટક્કર ઝીલી નહિ શકે: અને આસ્ટ્રીયાએ જેટલા સમય સુધી સત્તા જાળવી રાખી તેટલા સમય સુધી પણ અંગ્રેજો નહિ જાળવી શકે. તરતજ તેમને સત્તાની ધુંસરી છોડવી પડશે."

સર જૉન સીલીનું આ ભવિષ્ય ખરૂં પડવાનાં પૂર્વ ચિહ્ન આજે દૃષ્ટિએ પડે છે. ગાંધીએ આજે હિંદના નાનાવિધ ધર્મ, પંથ અને જાતિનું અનુકરણ કરી એકરાષ્ટ્રીયત્વની ભાવના ઉત્પન્ન કરી છે.

ગાંધી ઘણાં વર્ષોથી કહી રહ્યા હતા કે, એકદમ પ્રચંડ ક્રાંતિ નહિ કરતાં ઉત્ક્રાંતિના માર્ગે ધીમે ધીમે આગળ વધતા ચાલીનેજ હિંદે અંતે સ્વરાજ્ય પ્રાપ્ત કરી લેવું. એજ દૃષ્ટિએ તેમણે બ્રિટિશ નોકરશાહી સાથે બન્યો તેટલો સહકાર કર્યો; પણ કાલાંતરે એ વિચારમાં પરિવર્તન થતું ગયું અને આજે તેમણે વધારે બળવાન શસ્ત્રનો અંગીકાર કર્યો છે. હિંદના સામાન્ય જનવર્ગના મનમાં તેમણે એવી

ભાવના ઉત્પન્ન કરી છે કે, પરકીય સત્તાના અમલ નીચે રહેવું તે અત્યંત લજ્જાસ્પદ છે.

સર જૉન સીલી કહે છે કે, "હિંદમાં એકરાષ્ટ્રીયત્વની ભાવના તદ્દન મંદ સ્વરૂપમાં ઉત્પન્ન થયેલી હશે અને હિંદમાં પરકીય સત્તાને ફેંકી દેવા જેટલી તીવ્રતા તેનામાં નહિ હોય; તથાપિ હિંદીઓને જે ક્ષણે એમ લાગશે કે, પરકીય સત્તા લજ્જાસ્પદ છે, તેજ ક્ષણે આપણા સામ્રાજ્યનો છેડો આવી જશે. પરકીય સત્તા ટકાવવાને પરકીયને આપણેજ મદદ કરવી એ નામર્દાઇ છે, એમ જે ક્ષણે હિંદીઓને લાગશે તેજ ક્ષણ હિંદમાંના બ્રિટિશ સામ્રાજ્યના અંતની હશે."

લંડનના ફૉર્ટ નાઇટલી માસિકના એક લેખમાં સર માયકલ ઓડવાયર કહે છે કે, "બળવાના સમય પછી હિંદુસ્થાનની બ્રિટિશ સત્તા આજના જેટલી કદિપણ દુર્બળ બની નહતી અને આજના જેટલો તેનો પ્રભાવ પૂર્વે કદિપણ ઝાંખો થયો નહતો. હિંદમાં પ્રથમથીજ આપણું સુરક્ષિતપણું નામનું છે અને તેમાં વળી હાલના ચિંતાજનક અને સંકટના દિવસોમાં તો તેટલુંએ સુરક્ષિતપણું લગભગ નાશના માર્ગે વળ્યું છે. આ ચિંતા અને સંકટનાં મોજાં આજે આખા જગતપર પ્રસર્યાં છે."

પરકીય સત્તાના અધિષ્ઠાનને પોતાની ખાંધપર ઉંચકી રાખવું તે અપમાનભર્યું હોવાની ભાવના ગાંધીએ હિંદમાં સર્વત્ર ઉત્પન્ન કરી છે; પણ એ ભાવનાને પોષણ મળે એવી પરિસ્થિતિ બહારથી ઉત્પન્ન થઈ ન હોત તો એ કાર્ય ગાંધીને કદિપણ સાધ્ય થયું નહોત. પરકીય સત્તા ચાલવા દેવી તે અસહ્ય છે, એ કલ્પનાની પ્રથમ પ્રેરણા હિંદીઓના મનમાં બાહ્ય પરિસ્થિતિએજ કરી આપી છે. આજે વીસ વર્ષથી દેશના રાજકારભારમાં પોતાના હાથમાં વિશેષ સત્તા હોવી

જોઇએ એવી આકાંક્ષા હિંદીઓના ચિત્તમાં વૃદ્ધિંગત થતી આવી છે, અને તે સિદ્ધ કરવા તેમણે અનેક પ્રકારના માર્ગ ચાળી જોયા છે. પ્રત્યેક વર્ષે રાષ્ટ્રીય સભામાં એ વિષે પુષ્કળ શબ્દછળ થયા કર્યો છે. સમસ્ત બંગાળે ‘ ના,ના ’ ના પોકારો કર્યા છતાં લૉર્ડ કર્ઝને બંગાળાના ભાગલા કર્યા; ત્યારે તેના પ્રતિકાર તરીકે સ્વદેશીનું મોજું ઉત્પન્ન થયું હતું અને સમગ્ર બંગાળે તેને ઉત્સાહપૂર્વક ઠેઠ ટોચપર્યંત લઇ જવા યત્ન કર્યો હતો. તેજ પ્રમાણે પંજાબમાં આર્યસમાજ અને બંગાળામાં રામકૃષ્ણ સેવાસમિતિની ધર્મસંસ્થા ઉત્પન્ન થઇ અને આર્યસમાજના પ્રચારકો તથા સ્વામી વિવેકાનંદના શિષ્યોએ લોકોને પોતાના હક્કનું ભાન કરાવ્યું; તથાપિ આજે ગાંધીએ જે કાર્ય કર્યું છે તેટલે સુધી પૂર્વે કોઇએ પ્રગતિ કરી નથી. પૂર્વે કોઇએ પણ ગાંધીના જેવો અસહકારનો ઉપદેશ કર્યો નહતો. ગાંધીએજ એ વાત પ્રથમ લોકોના લક્ષપર આણી કે અનંત પ્રકારના ઝીણા ઝીણા માર્ગોએ નોકરશાહી સાથે સહકાર કરીને હિંદીઓએ તેની જીવનદોરી લંબાવી છે. ગાંધીએજ પ્રથમ એ મુદ્દો લોકોના ચિત્તમાં ઠસાવ્યો કે, પ્રજાની સહાય અને સહકાર્ય ન હોય તો કોઈપણ રાજસંસ્થા ટકી શકતી નથી.

સીલીની ભવિષ્યવાણી આજે ખરી પડવાનો વખત આવ્યો છે અને તેના કારણભૂત ગાંધીજ છે. ઇંડિયા પત્રમાં હમણાં આવેલા એક લેખમાં તેનો લેખક કહે છેઃ—

“ મહાત્મા ગાંધી હિંદુસ્થાનને લાગુ પડેલા રોગના મૂળપરજ કુહાડી મારે છે. કેવળ બાહ્યોપચાર કરીને કામચલાઉ શીતળતા લાવી આપનારો વૈદ્યરાજનો ઉપચાર ન કરતાં તેમણે શસ્ત્રવૈદ્યના તીક્ષ્ણ શસ્ત્રનું અવલંબન કર્યું છે. એ શસ્ત્ર જેમજેમ ઉંડું જતું જાય છે, તેમ તેમ રોગ નિર્મૂળ બનતો જાય છે અને રોગી આરોગ્યને

પંથે ચઢ્યાનાં ચિહ્ન દ્રષ્ટિગોચર થવા લાગ્યાં છે. હવે હિંદુસ્થાનને સ્વાભિમાન, પુરૂષાર્થ અને સ્વાવલંબન જેવા ગુણોની અધિકાધિક પ્રતીતિ થવા લાગી છે. ”

પૂર્વે કોઇથી પણ સિદ્ધ ન થયેલું કાર્ય ગાંધીએ આજે પ્રત્યક્ષ સિદ્ધ કરી બતાવ્યું છે. પૂર્વે કદિ નહિ થયેલી એકતા આજે તેમણે પ્રત્યક્ષ કરી બતાવી છે. ગાંધીની અવ્યભિચારી તપનિષ્ઠા અને કડક તપશ્ચર્યાનો એ પ્રભાવ છે, એ એક કારણ છેજ; પણ બીજું એ પણ કારણ છે કે, બ્રિટિશ નોકરશાહીએ પ્રજાના હૃદયમાં ઉદ્ભવેલી જ્વાળાને તેલ હોમીને અધિક ભડકાવી છે. સમસ્ત જગતના સામ્રાજ્યોમાં બળવાન એવું સામ્રાજ્ય એક બાજુએ છે; ત્યારે બીજી બાજુએ તેની સામે ગાંધી જેવા એક એકાકી ગૃહસ્થ છે. આવો વિલક્ષણ દેખાવ દુનિયા આજે જોઇ રહી છે. ગાંધીને પોતાના માટે કંઇએ સાધવાનું રહેલું નથી. પોતાનો જીવનક્રમ શી રીતે ચાલી શકે તેમ છે, તે જોવા જેટલોએ સ્વાર્થ તેમને નથી. જે તત્ત્વોને તે એક વખત પોતાનાં માને છે, તેને માટે તે અત્યંત કડક નિષ્ઠા રાખે છે; તેમાં તે કોઇ પણ વધઘટ કે મિશ્રણની વાત સ્વીકારતા નથી અને તેનો પ્રચાર તદ્દન નિર્ભય ચિત્તે કરે છે. જે નોકરશાહીએ પ્રજા તરફની સહાય અને શ્રદ્ધા ઉપરનો પોતાનો સર્વ હક્ક ગુમાવ્યો છે એમ તેમને લાગે છે, તે નોકરશાહી તરફથી કોઇપણ પ્રકારની કૃપા સંપાદન કરવી અથવા તેની પાસે કોઇ પણ બાબતની યાચના કરવી તે હવે તેમને તિરસ્કરણીય લાગે છે. તેમને પાકો વિશ્વાસ છે કે, પ્રેમથી દ્વેષ જીતાશે, દંડુકાપર ન્યાયની સત્તા ચલાવી શકાશે અને અંતે વિજય મળશે; અને તેઓ એજ દિશાએ પોતાનું કાર્ય કરી હિંદી જનતાને તે તરફ વાળવાનો યત્ન કરે છે.



# ૩–મહાત્મા ગાંધીજીની ધારણા.

પરસીવલ લંડન ( ડેલી ટેલીગ્રાફ. )

કાલનો દિવસ ગાંધી સાથે મોકળા મને સંભાષણ કરવામાં ગયો અને એટલા સમયમાં તેમણે જે ચળવળને પોતાનું જીવન અર્પણ કરી દીધું છે તે ચળવળ વિષે તેમનું શું કહેવું છે તે મેં સમજી લીધું. હવે કહેવાને હરકત નથી કે, એ ચળવળનું પૂર્ણ સ્વરૂપ મારા લક્ષમાં આવી ગયું છે. વસ્તુતઃ એ ચળવળ કેવા વિશાળ સ્વરૂપની છે, તે કહું તો કોઇને તે સત્ય પણ નહિ લાગે; કિંબહુના તેનું જગદ્‌વ્યાપી સ્વરૂપ આરંભમાં મારા પણ લક્ષમાં આવ્યું નહતું! પહેલાં એક શાણા માણસે મારા આગળ એવા ઉદ્‌ગાર કાઢયા હતા કે, ગાંધીની મનોભૂમિકાનો પરિચય થયા વિના તેમના આ ધર્મયુદ્ધનું સ્વરૂપ કોઇના પણ લક્ષમાં નહિ આવે. મને પણ ભય રહે છે કે, ગાંધીની મનોભૂમિકાથી અપરિચિત માણસને તેમના લેખોની વાતો બહુધા અશકય કોટિની જણાશે. ગાંધીનું અંતઃસ્વરૂપ કેટલું અજબ, કેટલું દઢ અને કેટલું વિસ્તૃત છે તે તેમનો પ્રત્યક્ષ પરિચય થયા સિવાય સમજાય તેમ નથી. તે પોતાના એકાંત સ્થાનમાં બેસી ( ગીતામાં દર્શાવાયેલા ) વિશ્વરૂપ પુરૂષ પ્રમાણે હિંદની રાજકીય રણભૂમિના સર્વ પ્રદેશોપર પ્રવાસ કરતા રહે છે. વસ્તુતઃ ગાંધી તદ્દન એકાકી છે. તેમની આજુબાજુ શિષ્ટમંડળનો કે અનુયાયીઓનો ઘેરો નથી હોતો; તેમજ

વ્યર્થ સલાહકારોનું ટોળું પણ પોતાની ચોતરફ ન રહે એમ તેઓ ઇચ્છતા જણાય છે; કેમકે ગાંધીના કલ્પનાસામ્રાજ્યના સ્વરૂપથી જેમ સંસારી માણસો ગભરાઇ જાય છે તેમ ચોકખા સંસારી માણસોની સૂચનાઓથી ગાંધીનું ચિત્ત પણ ગોટાળામાં પડવાનો સંભવ છે અર્થાત્ એવા પ્રકારનો લોકસમૂહ હોય કે ન હોય તે સરખોજ છે. તે હોય કે ન હોય તેથી કાંઇ તેમના માર્ગમાં ન્યૂનાધિક થવાનો સંભવ નથી. પોતાના વિચારોને બુદ્ધિક્ષેત્રમાંજ રાખવાની ઇચ્છા તેમને નથી. તેમની ઇચ્છા એ છે કે તે જનસમાજના હૃદયતલે પહોંચે. તેમની સમગ્ર હીલચાલનો પાયો વિશ્વવ્યાપી પ્રેમ અને તેના આધારે થયેલી સમાજરચનાનો હોવાથી તેમને એટલું અતુલનીય સામર્થ્ય પ્રાપ્ત થયું છે. તેઓ ઉપદેશે છે કે, પુરાણોમાં આપણે સુવર્ણયુગની જે કલ્પના સાંભળીએ છીએ તે હવે ખરી કરી બતાવો. કોણ કહી શકશે કે, એ સુવર્ણયુગ પૃથ્વીપર ન ઉતરે ? એ માટે શ્રદ્ધાપૂર્વક પ્રયત્ન કરનાર માણસના માર્ગની આડે કોણ આવી શકશે ? ગાંધી બુદ્ધિવાદદ્વારા કોઇને પોતાના મત સમજાવતા નથી. તેઓ પોતાનું કથન શ્રોતાના અંતઃકરણનેજ સમર્પી દે છે. વર્તમાન યુગ બુદ્ધિવાદનો છે. જગતમાં તમે જ્યાં જોશો ત્યાં બુદ્ધિવાદની એટલીબધી ગર્જના સંભળાશે કે જાણે અંતઃકરણ જેવી કોઇ વસ્તુજ હયાતીમાં ન હોય ! આથીજ રાજપ્રકરણની બાબતમાં પણ ગાંધીની હારમાં બેસાડી શકાય તેવો અન્ય એકકે માણસ આપણને મળી આવતો નથી. સમસ્ત સામાન્ય જનતાપર લગભગ અવતારી પુરૂષ જેટલી તેમની છાપ પડેલી છે. આ બાબતમાં તેમની બરાબરી કરે તેવો જગતમાં કોણ છે ? આજે ગાંધી જાણે અરધાપરધા ઈશ્વર બની ગયા હોય તેમ લાગે છે. જગતમાં આજે અનેક રાજપ્રકરણી પુરૂષો વિચરે છે. તેઓ માનવજાતિના ઇતિહાસને ભિન્ન

ભિન્ન પંથે વાળવાના હેતુથી પોતપોતાથી બનતો પ્રયત્ન પણ કરે છે; પરંતુ ગાંધીની ચળવળ યશસ્વી થતાં અખિલ માનવજાતિના ઇતિહાસમાં જે પ્રચંડ ક્રાંતિ થાય, તેનું વિરાટ સ્વરૂપ લક્ષમાં લઇએ છીએ તો જગતના એ સર્વ રાજકારણી પુરૂષો વામનમૂર્તિ જેવાજ જણાય છે.

હું મહાત્માને મળ્યો તે વખતે તે હાથે વણેલી ખાદીનું જાડું વસ્ત્ર લપેટીને એક નાની ઓરડીમાં જમીનપરજ બેઠેલા હતા. આ ખોલીની સજાવટની વાત પૂછશો તો કહીશ કે તેનો શણગાર અવર્ણનીયજ હતો; કારણ કે વર્ણન કરવા જેવી કોઇ વસ્તુજ ત્યાં નહતી. મહાત્માજીએ સ્મિત વદને મારૂં સ્વાગત કર્યું. તેમના મસ્તકની આકૃતિ રમણીય છે અને તે ઉચ્ચ કલ્પનાશીલપણાની ખાત્રી આપે છે. તેમનું વદન પણ ગંભીર છે અને હડપચીના ભાગ તરફ તે સંકુચિત થતું ગયું છે. તેમનાં નેત્ર ઉંડાં અને સકરૂણ છે. તેમના ચિત્તની સ્થિરતા તેમનાં નેત્રોપરથીજ લક્ષમાં આવવા જેવી છે. તેમની સંભાષણપદ્ધતિ તદ્દન નાજુક તથાપિ સ્પષ્ટ છે. તેઓ ભાષણ કરતા હોય છે ત્યારે તેમનું મન કોઇ અન્ય દિશા તરફ હોય તેવી ભાવના મંદપણે શ્રોતાના મનમાં ઉપજ્યા સિવાય નથી રહેતી. આથીજ તેમના સંભાષણને એક પ્રકારની અલૌકિકતા પ્રાપ્ત થાય છે. શ્રોતાને જગતના અસામાન્ય માણસ સાથે પોતે વાત કરે છે એમ લાગતું હોવાથી, પોતાની સમક્ષ બેઠેલી મૂર્તિ સામાન્ય જગતની બહારના કોઇ ભાગમાંથી આવેલી હોય એમ લાગે છે. જે મતના પ્રચારાર્થે આખું જીવન સમર્પવાનો ગાંધીનો નિશ્ચય છે, તેને વિશેષ સામર્થ્ય પ્રાપ્ત થવાનું કારણ પણ તેમને માટે ઉપજતી એ અલૌકિકતા અને અસામાન્યતાની ભાવનાજ છે. તેમનું દર્શન એવી કલ્પના સુદ્ધાં નહિ થવા દે કે, એમનું

મન કોઇ વખત ચળિત થઇ જતું હોય. એમના હસ્તે કંઇ અવિચારી કાર્ય થશે અથવા દ્વેષથી તે કંઈ કરી બેસશે, એવી કલ્પના કોઇના ચિત્તને સ્પર્શ પણ નહિ કરે. આથીજ જનસમૂહમાં તેમની આટલી વિલક્ષણ છાપ પ્રસરેલી છે. પ્રત્યેકની પૂર્ણ ખાત્રી છે કે, તેમના એક ગાલપર કોઇ તમાચો મારશે તો તે જરૂર બીજો ગાલ ધરશે. ઇસુએ કરેલો ઉપદેશ જો કોઇના ચિત્તમાં ખરેખર સ્થિત થયો હોય તો તે ગાંધીજીનાજ ચિત્તમાં થયો છે. મહાત્માજી આજે પુનઃ એજ પ્રાચીન ઉપદેશ આપે છે. તેમની અંતઃસૃષ્ટિ જે પ્રમાણે ઇસુની પ્રતિમારૂપ બનેલી છે; તેજ પ્રમાણે તેમનું બાહ્ય કાર્ય પણ ઇસુના આદેશાનુસાર થયે જાય છે. મારી સાથે ચાલતી વાતમાં જ્યારે ઇસુની વાત નીકળી ત્યારે બોલતાં બોલતાં તેમના મુખમાંથી જે કંઇ શબ્દ સ્વાભાવિકપણે નીકળ્યા હતા, તે પરથી તે ખ્રિસ્તના આદર્શનો શો અર્થ કરે છે, તેનો કેટલોક નિર્ણય થઇ શકે છે. મેં તેમને કહ્યું કે, “ ખ્રિસ્તે કદિપણ રાજકારણમાં લક્ષ આપ્યું નથી.” ત્યારે તેમણે કહ્યું કે, “ મને તેમ લાગતું નથી; પણ જો તમારૂં કહેવું ખરૂં હોય તો તેમનામાં તેટલી ખ્રિસ્તપણાની (જગદોદ્ધારની) ઉણપ હતી. ”

ગાંધીને લાગે છે કે, સ્વાર્થત્યાગ અને પ્રેમના મૂલ પાયાપર જગતની રચના કરવાનું ધ્યેય આજસુધીમાં ખ્રિસ્તાનુયાયી રાષ્ટ્રોને પ્રાપ્ત થયું નથી; પરંતુ એ ધ્યેય એટલું સાદું તથા સુસાધ્ય છે કે, તે વિષે વાદવિવાદ કે ચર્ચાસુદ્ધાં કરવાને કારણ નથી. જો તેમની હીલચાલ સફળ થશે તો હિંદમાં એક મહાન ઉત્પાત થશે. તેમણે કલ્પેલું સામ્રાજ્ય એવા સ્વરૂપનું છે કે, પૂર્વના લોકોને તે તરતજ રૂચે છે. પૂર્વનો જનવર્ગ સામાન્ય રીતે ઉચ્ચ કલ્પનાઓને વિવશ છે; અને બ્રિટિશ સામ્રાજ્યને માટે મોટી જોખમકારક વાત એજ છે. તલવારને અહર્નિશ

ધ્યાનમાં રાખવા જેટલો વિશ્વાસ ઈંગ્લાંડ નહિ રાખી શકે તો અંતર્ગત રકતપાત અને બીજી અયોગ્ય ઘટનાઓનો પ્રારંભ જરૂર થશે. આવી સ્થિતિનું આખર પરિણામ એજ આવે કે, ઈંગ્લાંડને બદલે બીજા કોઇ અધિક રૂધિરપ્રિય રાષ્ટ્રનું સામ્રાજ્ય હિંદુસ્થાનમાં થાય. આ દૃષ્ટિએ ( જો તે દૃષ્ટિ ખરી હોય તો ) મને એમજ લાગે કે ગાંધી દેશબંધુઓના ભયંકર શત્રુ છે.

ગાંધી પોતાની અત્યંત વિનયશીલ પદ્ધતિથી અને સભ્યતાપૂર્વક વાત કરતા હતા; પણ કહેવું જોઇએ કે, તે ગમે તેટલા વિનયશીલ છે, તોપણ અન્યને ખાતર પોતાના મતને લેશમાત્ર છોડે તેમ નથી. આ બાબતમાં તેમની દ્રઢતા વિલક્ષણ છે. સંભાષણના વેગમાં જેમ જેમ તેમના મતની અધિકાધિક સ્પષ્ટતા થતી ગઈ તેમ તેમ સરકાર અને ગાંધી વચ્ચે સમાધાન થવાની મારી આશા ઓછી થતી ગઇ. મારા લક્ષમાં આવ્યું કે, ઈંગ્લાંડની સંસ્કૃતિ અને ઈંગ્લાંડનું આધિપત્ય એ બન્નેએ હદપાર થવુંજ જોઇએ, એવો તેમનો દ્રઢ નિશ્ચય થયેલો છે. એ બન્ને વસ્તુ તેમની દ્રષ્ટિએ તદ્દન તિરસ્કરણીય ઠરેલી છે. આજે હિંદુસ્થાન અસંરક્ષક સ્થિતિમાં છે અને એવી સ્થિતિમાં ઈંગ્લાંડનું છત્ર દૂર થાય તો શું થાય ? એવો પ્રશ્ન મેં કર્યો ત્યારે તેમણે કહ્યું:—

“ જો નોકરશાહીને નામશેષ કરવા જેટલી એકતા હિંદીઓ મેળવશે તો તેજ એકતાના બળથી તે બીજાઓના હુમલાથી પોતાનું રક્ષણ કરી શકશે. કોઇની સાથે પણ તલવારથી વાત કરવાની અમારી ઇચ્છા નથી. તેમ બીજાઓને તાબામાં લાવવાની પણ ઇચ્છા અમારા મનમાં ઉત્પન્ન થતી નથી. અમે સર્વસાથે હૃદયપૂર્વક પ્રેમભાવથીજ રહેવા ઇચ્છીએ છીએ. એ અત્યંત શુદ્ધ, પવિત્ર અને સાત્વિક ઇચ્છાથી ઉદ્ભવેલું ચૈતન્યબળજ અમારૂં સંરક્ષણ કરશે. હિંદના કિનારાપર

અન્ય કોઇનું પગલું પણ નહિ પડે. સ્વસંરક્ષણાર્થે દારૂગોળાના ભંડાર ભરવા પડે એ તો યોગ્યજ નથી. શસ્ત્રાસ્ત્રથી સજ્જ બનવું એ તો યુદ્ધને જાણી જોઇને નિમંત્રણ કરવા જેવું છે."

"પણ હિંદુ મુસલમાન વચ્ચે જે સ્વભાવતઃ વૈર છે તેનું શું ?"

"તે માટે મને બિલકુલ ચિંતા નથી થતી. તેમનાથી શાંતિને ધોકો પહોંચવાનો સંભવ નથી."

આ વખતે મને ગાંધીનાજ એક મુસલમાન અનુયાયીનું સ્મરણ થયું. તે પંજાબવાસી હતો અને ત્યાં તે નેતામાં ગણાતો હતો. તે ગૃહસ્થ સાથે મને વાત કરવાનો પ્રસંગ મળ્યો હતો ત્યારે હિંદુઓને જીતી લઇ દેશને મહંમદી સામ્રાજ્યના શિરસ્થાને સ્થાપવા વિષે તેણે પોતાની કેવી ઇચ્છા છે તે મને જણાવ્યું હતું. એ વાર્તા ચાલતાં ચાલતાં તેના ઉત્સાહથી ખીલી ઉઠેલા વદનનું મને સ્મરણ થયું અને મેં પુનઃ તેજ પ્રશ્ન ગાંધીને કર્યો, ત્યારે તેમણે મને જણાવ્યું કેઃ—

"એવી ભયંકર આફત હિંદપર તૂટી પડે તો તેનું પણ સ્વાગત કરવાને હું તૈયાર છું. એ ઝપાઝપીમાં હિંદ નામશેષ બનશે તો સિદ્ધ થશે કે, ખરેખર તે નાલાયક અને નામશેષ થવાને પાત્ર દેશ હતો અને તેથી કરીને તેમ થશે તોપણ જગતને ફાયદોજ થશે." ગાંધીનો આ ઉત્તર સાંભળી સ્વાભાવિકપણેજ મને લેનીનનું સ્મરણ થયું અને તેના માટે તેમનો શો મત છે તે જાણવા મેં તેવો પ્રશ્ન કર્યો; ત્યારે તેમણે કહ્યું: "લેનીન વિષે સ્પષ્ટ મત આપવા જેટલી તેમની મને માહિતી નથી; પરંતુ ગમે તેમ હોય તોપણ સાંપ્રતની નોકરશાહીના અમલ કરતાં મને લેનીનનું બોલ્શેવિઝમ અધિક આદરણીય લાગે છે." ગાંધીનું ધ્યેય સ્વાર્થી અથવા ઐહિક સ્વરૂપનું ન હોતાં ઉચ્ચ દરજ્જાનું છે, એ વાત ધ્યાનમાં લીધા વગર જો તેમના આ ઉત્તરનો વિચાર

કરવામાં આવે તો તેમના વિરૂદ્ધ થતા સર્વ આક્ષેપો ખરા હોવાનો ભ્રમ ઉપજે તેમ છે; પરંતુ લક્ષમાં રાખવું જોઇએ કે, તેમના મતમાં અતિરેક દેખાતો હશે તોપણુ તેની ઉત્પત્તિ શુદ્ધ ધ્યેયમાંથી જ છે. ગાંધી પોતાના ધ્યેયને વ્યવહારની લગામ ચઢાવતા નથી અને હવે તેમ બનવું શક્ય પણુ નથી; એટલે એ ધ્યેય ઘણી વખત વિસ્મૃત થતાં આપણી દિશાભૂલ કરાવે છે, માટે વિચાર કરનારે એમાંનો મૂળ મુદ્દો હમ્મેશાં ધ્યાનમાં રાખવો જોઇએ.

પાર્વાત્ય અને પાશ્ચાત્ય સંસ્કૃતિની ઉત્ક્રાંતિની દિશા ભિન્ન હોવાથી તે બન્નેનું એકીકરણુ શક્ય નથી, એવો ગાંધીનો મત છે અને તે મને રૂચ્યો; પણુ અંગ્રેજો અને સર્વ અંગ્રેજી સંસ્કૃતિ સદ્ગુણુશૂન્ય અને સર્વથા ત્યાજ્ય છે કે શું ? એવો પ્રશ્ન કર્યો ત્યારે તેમણે કહ્યું: "અંગ્રેજ લોકોની વિરૂદ્ધ અથવા કોઇપણુ વ્યક્તિ વિરૂદ્ધ મેં આ ચળવળ હાથમાં નથી લીધી. હું ખુલ્લા દિલે કબૂલ કરૂં છું કે, હિંદુસ્થાનનું કલ્યાણુ થાય એ એકજ હેતુથી પુષ્કળ અંગ્રેજોએ નિઃસ્વાર્થ બુદ્ધિએ પ્રયાસ કર્યા છે. બ્રેડલો, જાર્ડિન, વેડરબર્ન, મોંટેગ્યુ વગેરે નામો એ બાબતને માટે સદા અમને યાદ રહેશે."

"એમ છે તો પછી તમે સુધારાની સામે કેમ થાઓ છો ?" તેમણે કહ્યું: "અમારા વિરોધનું કારણુ એજ છે કે, એ સુધારા પ્રમાણે વ્યવહાર ચલાવવાનું કાર્ય જેમના હાથમાં મૂકવામાં આવ્યું છે, તેમણે તેનો મૂળ હેતુ નષ્ટ કરી દીધો છે; એટલે તેમના તરફથી ન્યાય મળવાનું હવે અશક્ય બન્યું છે. તમે કદાચિત કહેશો કે, કાઉન્સીલમાં દાખલ થઇ અન્યાયની સામે ન્યાયનું આક્રમણુ ચાલુ રાખી શકાયું હોત; પણુ મારી ખાત્રી થઇ છે કે, એ માર્ગમાં કંઇ તથ્ય નથી. ધારા-

સભામાં દાખલ થયા પછી તેની બહાર કંઇ કાર્ય કરવાની વાત મને જરાએ શક્ય જણાતી નથી."

તથાપિ આ વિષયમાં ગાંધીનો મત નિશ્ચિત સ્વરૂપ પામ્યો હોય એમ મને લાગ્યું નહિ. કદાચિત તેમને લાગતું હશે કે, અસહકારી પ્રતિનિધિઓ કાઉન્સીલમાં જશે તો પોતાની હીલચાલ ઠંડી પડશે કિંવા નરમ દળ સાથે આજેજ ઝગડવું તેમને યુક્ત નહિ લાગતું હોય. કેવળ પાશ્ચાત્ય હોવા ખાતર તો ગાંધી કોઇ બાબતનો ત્યાગ નથી જ કરતા. જુનું એટલું સોનું એમ પણ તેઓ કહેતા નથી. પોતાની ચળવળને ઉપયોગી થનારાં રેલ્વે અને ટપાલ જેવાં પાશ્ચાત્ય સાધનોનો તેઓ ખુલ્લી રીતે ઉપયોગ કરે છે, અને તેમ કરવું તે યોગ્ય છે એમ પણ કહે છે; અર્થાત્ સાંપ્રતની કાઉન્સીલો કેવળ પાશ્ચિમાત્ય પદ્ધતપર હોવાથી ત્યાજ્ય છે એમ તેઓ માનતા નથી. મારી સમજ એવી છે કે, ત્યાં પ્રવેશ કરવાથી પોતાના પક્ષની પૂરી છાપ પડી શકશે એવી તેમની ખાત્રી હોત તો તેમાં જવાને અવશ્ય તેમણે ઓછું ન કર્યું હોત. મને તો એમજ લાગે છે કે, કાઉન્સીલ મૂલતઃ ત્યાજ્ય છે એમ માનીને તેમણે તેનો બહિષ્કાર નથી કર્યો; પણ પોતાના પક્ષની દુર્બળતા જાણીને કર્યો છે. આ ઉપરથી મારી એવી પણ સમજ થઇ કે, અસહકારી પક્ષમાં જેટલું સુસંબદ્ધ સંઘટન હોવું જોઇએ તેટલું નહિ હોય.

અર્વાચીન સુધારણા સંબંધી ગાંધીનો જે પાકો ગ્રહ છે તેજ એક રીતે તેમની હીલચાલને પુષ્ટિકારક છે; પણ બીજી રીતે તેજ કારણથી તેમાં થોડા અંશે કમીપણું આવે છે.

પાશ્ચાત્ય સુધારણાને હિંદીઓ આગળ શુદ્ધ તમોમય કલિયુગના સ્વરૂપમાં મૂકવામાં આવે છે અને તેના વિરૂદ્ધની આ હીલચાલ છે

એમ જણાવવામાં આવે છે, તો હિંદના ગ્રામ્યવાસી બહુજનસમાજના અંતઃકરણને તે બાબત તત્કાલ રૂચે છે. સામાન્યતઃ શહેરની રહેણી માટે હિંદના ગ્રામ્યવાસીઓના મનમાં અતિ વૈરભાવ ઉત્પન્ન થયો છે અને શહેરની વર્તમાન રહેણી એટલે પાશ્ચાત્ય સંસ્કૃતિનું જીવતું પ્રદર્શનજ છે. એટલે ગામડાંના લોકોને લાગે છે કે, ગાંધીની હીલચાલ એ રાક્ષસીના ફાંસામાંથી મુક્ત કરનારૂં દિવ્ય શસ્ત્રજ છે. આથી ગાંધીની હીલચાલને ગામડાંઓ તરફથી વિલક્ષણ ટેકો મળ્યો છે. હિંદની સાંપ્રત પરિસ્થિતિનો વિચાર કરનારા લોકો હિંદના ગ્રામ્યવાસીઓની આ મનઃસ્થિતિને ધ્યાનમાં લેવી જોઇએ તેટલી લેતા નથી. અર્વાચીન સુધારણાનાં અનેક અંગોમાંનાં આરોગ્યપરિચર્યા અને બંધારણ એ બે અંગજ ગાંધીની પસંદગી પામ્યાં છે. એ બે બાબતમાં તેમને બ્રિટિશ રાજ્યપદ્ધતિ પસંદ છે; પણ હિંદના બ્રિટિશ સામ્રાજ્યનું બંધારણ કેટલું સુસંબદ્ધ છે અને મુખ્યતઃ તેનાજ પાયાપર હિંદનું બ્રિટિશ રાજ્ય ઉભેલું છે; એ વાત તેમના લક્ષમાં આવેલી જણાતી નથી. પૌર્વાત્ય અને પાશ્ચાત્ય પદ્ધતિમાં જે વિષમતા રહેલી છે તેનાપરજ ગાંધીના મતની રચના થયેલી છે; પરંતુ ભરતભૂમિએ પૂર્વે શુદ્ધ ત્યાગના પાયાપર સમાજ અને રાજ્યનું બંધારણ ઉભું કરવાનો પ્રયત્ન કરેલો છે, પણ તે નિષ્ફળ ગયેલો છે એ વાત તેમના લક્ષમાં આવેલી જણાતી નથી. સ્વર્ગનું રાજ્ય પૃથ્વીપર ઉતારવાની વાત અવ્યવહાર્ય હોવાનો અનુભવ પૂર્વે એક વખત હિંદને મળી ચૂકેલો છે. ગાંધીની સાથે વાત કરનારને અઢીહજાર વર્ષપર ગૌતમબુદ્ધે કરેલા ઉપદેશનું સ્મરણ થયા સિવાય નથી રહેતું; પરંતુ ગૌતમબુદ્ધનો સુંદર ઉપદેશ કલ્પનાસૃષ્ટિમાંજ રહ્યો છે. અને તેને અનુરૂપ એવી સામાજીક સ્થિતિ સ્થિતિ હિંદને કદિએ પ્રાપ્ત થઇ નથી. એ ઉપદેશથી માનવી મનો-

વૃત્તિમાં અણુ જેટલુંએ પરિવર્તન થયું નથી.×

તેમની હીલચાલના મર્મસ્થાન વિષે વાદવિવાદ ચાલતાં મેં તેમને સીધો પ્રશ્ન કર્યો કે, 'આ હીલચાલનું પર્યવસાન અંતે રક્તપાતમાં નહિ થાય કે?' આ હીલચાલ નિરૂપદ્રવી રાખવાને ગાંધી ગમે તેટલો પ્રયત્ન કરશે, તોપણ અંતે તે એવીજ નિરૂપદ્રવી રહેવી અશક્ય છે, અને એ સર્વ અપયશનું પોટલું તેમના શીરે રહેશે.

મારો પ્રશ્ન સાંભળી લઈ ગાંધીએ કહ્યું: "નોકરશાહી તરફથી સળી થયા સિવાય મને નથી લાગતું કે, કંઈ અનર્થનો પ્રસંગ આવે." આ સાંભળી મહાયુદ્ધ સમયે પ્રથમ ફ્રાન્સે સળી કરી છે, એ જર્મન કથન મને યાદ આવ્યું. મેં કહ્યું: "મારા સાંભળવામાં આવ્યું છે કે, તમે કહો છે કે, બિહાર સરકારે પોતે આગળ થઈને સળી કરી છે. શું ખરેખર તમોને તેમ લાગે છે?" મારો પ્રશ્ન સાંભળીને સહજ હાસ્યમુદ્રા કરી તેમણે કહ્યું: "હું કદિ ન બોલ્યો હોઉં એવી પુષ્કળ વાતો મારે ગળે બાંધવામાં આવે છે."

× બુદ્ધના જન્મ પૂર્વે કેટલા કાળમાં દેશની કેવી સ્થિતિ થઈ હતી; બુદ્ધના જન્મ અને પુરુષાર્થવડે તે કેટલી બધી સુધરી ગઈ હતી તથા તે પછી સેકાંનાં સેકાં વીત્યા પછી કેવી રીતે તે બગડી અને મુસલમાન અમલ ચાલુ થયો અને છતાં તે અમલમાં પણ ભારતવર્ષ અનેક રીતે કેટલો બધો સશક્ત અને સુસમૃદ્ધ રહી શકયો હતો; પાછળથી ધનલોભી કંપનીએ તેમજ તેના પછીની વ્યવસ્થાને લીધે કેટલી બધી વિલક્ષણ દશા થઇ રહી છે અને તે છતાં પણ લોકોનાં હાડમાંસથી ધાર્મિક આદર્શો નથી ખસવા પામ્યા; તેને લીધેજ ભારતનો સર્વનાશ થતો અટક્યો છે, ઇ૦ ઇ૦ બાબતોમાં લેખક જે દયાપાત્ર અજ્ઞાન ધરાવે છે તે આ પેરો દર્શાવી આપે છે.

સંપાદક

અમારા સંભાષણના અંતસુધીમાં ગાંધીએ પોતાની ભલમનસાઇને અને સભ્યતાને બિલકૂલ ચલિત થવા દીધી નહતી. વાદવિવાદના વેગમાં વિરોધ ઉત્પન્ન થવા છતાં તેમની શાંતિ ચળી નહતી; પરંતુ એ પણ લક્ષમાં રાખવા જેવું છે કે, તેમણે પોતાના મતની દૃઢતાએ છોડી નહતી. મારી મુલાકાતનો સાર ટુંકામાં કહેવો હોય તો એટલોજ કહી શકીશ કે, ગાંધી શુદ્ધ કલ્પનાપ્રધાન ગૃહસ્થ છે. એ ઉચ્ચ ગુણના કારણે તેમણે હિંદીઓનાં હૃદયમાં અચળ પદ મેળવ્યું છે અને અંતે તેમના અવ્યવહાર્યપણાના લીધેજ રક્તનું પૂર વહીને હિંદપર દુઃખના ડુંગર તૂટી પડશે.





# ४—भारतीय ऋषि.

(કર્નલ જોસ્યા સી. વેજવુડ, એમ. પી.–ધી નેશન.)

---

હિંદુસ્થાન ધીમે ધીમે અરાજકતાને પંથે ચઢતો જાય છે. આજે હિંદમાં શું ચાલે છે તે જેને બરાબર સમજી લેવું હોય, તેમણે પ્રથમ મહાત્મા ગાંધી વિષે અને તેઓ જે માટીમાંથી નવીન ચિત્ર નિર્માણ કરે છે, તે માટી વિષે પણ માહિતી અવસ્ય મેળવવી જોઇએ. આખું હિંદુસ્થાન આજે મહાત્માજીના ચરણમાં લોટે છે. અર્વાચીન કાળના કેટલાક 'સુશિક્ષિત' તેમનાથી ભિન્ન મતના છે; પરંતુ પોતાનો મત તેઓ ખીસ્સામાંજ રાખી મૂકે છે. ધનવાનો પણ ગાંધીથી ડરતા રહે છે. સરકાર તો ગાંધીના રાજશાસનવિષયક વિચારો સામાન્યતઃ તે સંસ્થાના મૂળ ઉપરજ ઘા કરનારા હોવાથી તેમની વિરૂદ્ધજ રહેવાની.

હું મળવા ગયો ત્યારે ગાંધી જમીનપર પાથરેલી ચટાઇ ઉપર બેઠેલા હતા. તેમની સામે ભાતની થાળી પડેલી હતી અને તેમનો શિષ્યપરિવાર ચોતરફ વિંટળાઇને બેઠો હતો. તેમના પોષાકની વાત કરૂં તો, કેદીની ટોપી જેવી એક નાનીશી સફેદ ખડબચડી ટોપી અને તેવાજ વસ્ત્રનો એક પાયજામો, સિવાય અન્ય કંઇ નહિ. નમસ્કારાદિ થયા પછી તેમણે મને કહ્યું: "તમારાં પત્નીને કેમ ન લાવ્યા ?" તેમના આ પ્રશ્નનો મેં તત્કાળ ઉત્તર આપ્યો નહિ, તથાપિ મને

લાગ્યું કે ઠીકજ થયું; કારણ કે અન્ય સર્વ મંડળી જમીનપર બેઠેલી છતાં તેને બૂટ પહેરીને ખુરશીપર ઠાઠમાં બેસી રહેવું ઠીક લાગ્યું નહોત.

ગાંધીનો મહત્ત્વનો કાર્યક્રમ કહું તો તે પોતાની હાજતો ઘટાડવી એ છે. તે અહર્નિશ કઇ કઇ વસ્તુ ત્યજી શકાય તેમ છે, તેની મીમાંસા કરતા રહે છે. ઉપવાસ તો તેમને માટે એક ગમ્મતનો પ્રકાર છે. પોતે ઉપવાસ કરવો અને શિષ્યો પાસે કરાવવો, એમાં તેમને મઝા પડે છે. તેમનું શરીર એટલું દુર્બળ, નાજૂક અને ક્ષુદ્ર જણાય છે કે, નાના બાળકની માફક તેમને ઉંચકી લઇ આમ તેમ ફેરવી શકાય; અને તેમની વૃત્તિ પણ એટલી બાલભાવની છે કે, તેથીજ પ્રેક્ષકની ભાવ-વૃત્તિને અધિક પોષણ મળે છે. ખરેખર, તે બાલક પ્રમાણે જ નિષ્પાપ અને પવિત્ર છે. નાનું બાલક જેમ અંદર કંઇ અને બહાર કંઇ, એવી વૃત્તિ રાખી શકતું નથી; તેજ પ્રમાણે મહાત્માજી પણ અંતર્બાહ્ય એક-રૂપ છે. આજે હિંદુસ્થાન તેમના પ્રત્યે જે સદ્‌ભાવ દર્શાવી રહ્યું છે તેનું કારણ એજ છે. તેમની ખ્રિસ્ત સાથે તુલના કરવામાં કોઇને પણ વાંધો જણાશે નહિ; અથવા તેમ કરવામાં પોતે કંઇ પાપ કરે છે એમ પણ મનમાં આવશે નહિ. ખ્રિસ્તે પણ શું પોતાના સમયના 'બુદ્ધિવાદી' અને 'સુધરેલા' લોકોને કંટાળો નહોતો આપ્યો? ખ્રિસ્તના એકંદર ચરિત્રનું નિરીક્ષણ કરીશું તો તેણે પોતાના શિષ્યોને અનેક વખત એવાજ ગૂઢમાં નાખ્યા હશે એવી શંકા થયા સિવાય નથી રહેતી. તેમની દૃષ્ટિએ હાલની સમાજરચના આદરણીય જણાતી નથી. ગાંધી એટલે ટૉલ્સ્ટૉયની નવીન આવૃત્તિ, એમ કહીશું તો ચાલશે. ફરક એટ-લોજ કે ગાંધીનું પૂર્વચરિત્ર ટૉલ્સ્ટૉયના પૂર્વચરિત્ર જેવું નથી; તેજ પ્રમાણે પોતાના પૂર્વસ્વભાવપર કાબુ મેળવવા માટે ટૉલ્સ્ટૉયની માફક ગાંધીને દીર્ઘકાળ ગડમથલ કર્યા કરવી પડી નથી. તેમણે પોતાની

પ્રકૃતિને મુઠીમાં લીધે ઘણો લાંબો વખત થઇ ગયો છે અને હવે તો સાદાઇની પેલી તરફની સીમા તેમની નજીકમાં જણાય છે.

ગાંધી જ્યારે પ્રથમજ ઇંગ્લાંડમાં આવ્યા ત્યારે તેમને ઉચ્ચ વર્ગની રહેણીને યોગ્ય એવું સામાજીક શિક્ષણ ઉત્પન્ન કરવાનો મોહ થયો હતો. વક્તૃત્વ અને નૃત્ય એ બે કલાનો પોતે લંડનમાં અભ્યાસ શરૂ કર્યો હતો, એમ તેમણે પોતેજ મને કહ્યું; પરંતુ તે જાતે જૈન (?) હોવાથી એ બાબતનો સૂક્ષ્મ વિચાર તેમના સ્વભાવવિરૂદ્ધ હતો. અપ્રતિકારનું તત્ત્વ બાલ્યાવસ્થાથીજ તેમના ચિત્તપર આરૂઢ થયું હતું. પછી ધીમે ધીમે રસ્કિનનાં પુસ્તકો તેમના વાંચવામાં આવ્યાં અને તે સાથેજ તેમની નૃત્યવિદ્યાની ઇતિશ્રી થઇ. સામાન્યતઃ ચાલુ સંસ્કૃતિ માટે અને વિશેષતઃ પાશ્ચાત્ય સંસ્કૃતિ માટે તેમને વિષાદ થવા લાગ્યો. ધીમે ધીમે એ વિષાદને શુદ્ધ તિરસ્કારનું સ્વરૂપ પ્રાપ્ત થતું ગયું. 'સ્વર્ગનું રાજ્ય તારા અંતરમાં છે!' એ ટૉલ્સ્ટૉયનું પુસ્તક તેમણે વાંચ્યું અને તરતજ તેને હૃદયપ્રદેશમાં સ્થિત કર્યું. તે ચાલુ સદીના આરંભમાં દક્ષિણ આફ્રિકામાં વકીલાતનો ધંધો કરતા હતા, પણ તે ધંધો નામનોજ હતો. ત્યાંના હિંદી વસાહતીઓનું નેતૃત્વ તેમને મળ્યું અને તે સાથેજ એ ધંધો હમ્મેશને માટે છૂટયો. ધીમે ધીમે ટ્રાન્સવાલ અને નાતાલની તુરંગો તેમના શિષ્યવર્ગથી ભરાઇ જવા લાગી. સરકાર ગમે તે કરે તોપણ તેની કૃતિની ઉપેક્ષા કરવી નહિ, એજ સરકારને શુદ્ધિપર લાવવાનો તેમનો માર્ગ છે. કાયદાને માનવો નહિ અને સરકાર સાથે સહકાર કરવો નહિ; એ બે તત્ત્વનો જન્મ દક્ષિણ આફ્રિકામાં થયો. આ શસ્ત્ર વજ્રસમ અભેદ્ય છે; પણ પોતાનું સર્વસ્વ હોમી દેવા જેટલી જેનામાં પ્રખર હિંમત હોય તેજ તેનો યોગ્ય ઉપયોગ કરી શકે. આ મહત્ત્વનો મુદ્દો હવે હિંદી સ્વરાજ્ય-

વાદીઓના લક્ષમાં આવવા લાગ્યો છે. એ ભયંકર ચિત્રથી ચમકીને કેટલાક તો સ્તંભીજ ગયા છે; પરંતુ મહાત્માજીને એ ચિત્રની ભીતિ લેશ માત્ર લાગતી નથી. તેમને સ્વીકૃત માર્ગમાંથી એક પગલુંએ બાજુએ ફેરવવાનું સામર્થ્ય એ ચિત્રમાં નથી. તેમણે ત્રણ વખત તુરંગનું આતિથ્ય સ્વીકાર્યું છે અને એક વખત તેમનાજ શિષ્યોએ એમને વિશ્વાસઘાતી ધારી લઇને એટલો બધો માર માર્યો હતો કે, કેટલીક વાર સુધી તે મૃતવત્ પડી રહ્યા હતા.

દક્ષિણ આફ્રિકાના નિવાસ દરમીયાન ગાંધીએ પોતાનું પહેલું પુસ્તક 'હિંદ સ્વરાજ્ય' લખ્યું છે. એ પુસ્તકમાં પણ તેમણે પોતાના ઉપરોક્ત મતોનું પ્રતિપાદન કર્યું છે. તેમણે જણાવ્યું છે કે, હિંદની અંગ્રેજી નોકરશાહીનો નાશ કરવા માટે અદાલતોનો ત્યાગ, શાળાઓનો બહિષ્કાર અને તુરંગવાસ એજ ઉપાય રોગને સમૂળ ઉચ્છેદ કરનારા છે. ગાંધી કહે છે કે, "**આ પાશ્ચિમાત્ય સંસ્કૃતિને લીધે તમારાં મન ભ્રષ્ટ થયાં** છે. અસહકાર કરીને પ્રથમ એ સુધારણાને હદપાર કરો. પ્રસંગે રાજશાસનનો અધિકાર પાશ્ચિમાત્યોના હસ્તમાં રહેશે તો ચાલશે; પણ આ **પાશ્ચાત્ય સંસ્કૃતિનો અને તેની સાથે ઉત્પન્ન થતી નવી નવી જરૂરીઆતોનો તથા શહેરના પરાવલંબી જીવનનો તો તમારે પ્રથમજ ત્યાગ કરવો જોઇએ.**"

ગાંધી પોતાના શરીરપર જે વસ્ત્રો રાખે છે તે હાથે કંતાયેલાં, હાથેજ વણાયેલાં અને હાથેજ શીવાયેલાં હોય છે. ગાંધી જે અન્નનો આહાર કરે છે તે એવું હોય છે કે, તુરંગના અન્નનો ભય રાખવાને કારણ જ રહેતું નથી; તથાપિ તે નવીન પદ્ધતિની મોટરગાડી વાપરે છે અને આગગાડીના ત્રીજા વર્ગમાં પણ પ્રવાસ કરે છે. તેમના

વર્તનનો આટલો સરખો વિરોધ પણ ઘણા નખરાંબાજ લોકોના હાસ્યનું કારણ બને છે.

હિંદના લોકોના ચિત્તપર ગાંધીએ આટલું અધિરાજ્ય શી રીતે સ્થાપન કર્યું, તેની મીમાંસા આ વર્ણનપરથી થવા જેવી છે. હિંદ ભૂમિ સ્વભાવતઃજ ભોગી નથી પણ ત્યાગી છે; એટલે સ્વાભાવિક-પણેજ તેનું મન ત્યાગી મનુષ્ય તરફ આકર્ષાય છે, અને તેમ થાય છે તેથીજ પ્રતિપક્ષીઓને ગાંધી મહાભારત શત્રુ જેવો લાગે છે. ગાંધી માતાપિતાઓની સંમત્તિ સિવાય પણ શાળામાં ભણતા વિદ્યાર્થીઓને પોતાની પાછળ આવવા જણાવે છે અને તેઓ પણ તેમની પાછળ દોડી જાય છે. સર્વને શિક્ષણ મળવું જોઇએ એ વાત ખરી છે; પણ અર્વાચીન શિક્ષણ પાશ્ચિમાત્ય બીજનાં ફળ હોવાથી ગાંધીને તે નથી જોઇતું. કાશીના વિશ્વવિદ્યાલયના રક્ષણાર્થે તે જેમને પૂજ્ય માને છે તે પંડિત માલવીયાને પણ અડગ યુદ્ધ કરવું પડ્યું હતું. પાર્લામેંટ અને કાઉન્સીલ જેવાં સાધન પાશ્ચિમાત્ય હોવાથી ગાંધીને તે જોઇતાં નથી. કાઉન્સીલમાં નહિ જવાની વાત થતાંજ હિંદના રાજકારણી પુરૂષો તેનાથી દૂર રહ્યા. પંજાબ પ્રકરણના કારણે લોકમત અધિક ક્ષુબ્ધ થયો હતો; એટલે સ્વાભાવિક રીતેજ હિંદી જનતા પશ્ચિમના વિરોધી ગાંધીની પાછળ દોરાઇ. કાઉન્સીલની સર્વ બેઠકો મવાલોથી ભરાઈ ગઇ. કેટલાક રાષ્ટ્રીય પક્ષના નેતાઓને ગાંધીનો આ મત પસંદ પડ્યો નહિ હોય; છતાં તેમણે પણ તેમની આજ્ઞાનું ચુપકીથી પાલન કર્યું છે. મને ભય રહે છે કે, પાશ્ચિમાત્ય લોકસત્તાવાદ અથવા રાજસત્તા-વાદ, એ બન્ને ભાઇભાઈ હોવાથી ગાંધી લોકસત્તાવાદની પણ ના પાડશે કે શુ? અદ્યાપિ ગાંધીને વકીલો તથા સરકારી નોકરોપર કાબુ મેળવવા જેટલું સામર્થ્ય પ્રાપ્ત થયેલું નથી; તેજ પ્રમાણે ગાંધી ગમે

તેવા મહાન હશે, તોપણ પાશ્ચિમાત્ય સંસ્કૃતિનો નાશ કરવા જેટલી શક્તિ તેમનામાં નથી. 'મહાત્મા ગાંધીકી જય' એવી પ્રચંડ ગર્જના કરીને તેમની પાછળ દોડી જતી જનતાપર તેમનું પ્રભુત્વ ગમે તેટલું મહાન હશે; પરંતુ પાશ્ચિમાત્ય વસ્તુમાત્રનો નાશ કરવાનું સામર્થ્ય ગાંધી પાસે નથી. એ ભક્તસમૂહને ગાંધીના તત્ત્વનો વિજય થશે તો અંતે પોતાના હસ્તમાં શું આવશે તેની કલ્પના નથી. સાથે સાથે એ પણ ખરૂં છે કે, એ ભક્તસમૂહ ગમે તેટલો મોટો હશે; તથાપિ હિંદમાં શુદ્ધ અરાજકતા જમાવવાની શક્તિ પણ ગાંધી પાસે નથી. કડવી મુસલમાન પ્રજા ગાંધીના પક્ષમાં ગઇ છે. પંજાબ પ્રકરણ જેવા કૃત્યની આમવર્ગપર કેવી અસર થઇ છે તેનું હિંદી સરકારને પૂર્ણ ભાન થયેલું છતાં, આબરૂ જવાના ભયથી પશ્ચાત્તાપ કરી ક્ષમા માગવાનું ધૈર્ય તે બતાવી શકતી નથી.





# ૫–जगतनो भाग्यविधाता.

(ડૉક્ટર રવીન્દ્રનાથ ટાગોર.)

(એક અમેરિકન પ્રતિનિધિ સાથેની મુલાકાત.)

---

"મહાત્મા ગાંધી વિષે તમારો શો મત છે?"

મારો આ પ્રશ્ન સાંભળી એક મોટા કવિએ કહ્યું: "શું? મારો મત? એ પ્રશ્ન જ કરવાની જરૂર નથી. ગાંધી માટે મને અત્યંત આદર છે. તે એક મહાન ગૃહસ્થ છે."

"આજે હિંદના અસંખ્ય માણસોપર ગાંધીની અજબ છાપ પડેલી છે, તેનું કારણ શું હશે?"

"એનું રહસ્ય એજ છે કે, ગાંધીની ચૈતન્યશક્તિ સુપ્તાવસ્થામાં નથી. તેમનામાં પ્રેરણાનું સામર્થ્ય છે. તે અન્યના અંતરમાં રહેલા ચૈતન્યને જાગૃત કરે છે; તેજ પ્રમાણે ગાંધીની ત્યાગવૃત્તિના કારણે પણ તેમને અસામાન્ય મહત્ત્વ પ્રાપ્ત થયું છે. તેમનો ત્યાગ અમુક કોઇ ખાસ સમય પુરતો કે ખાસ વસ્તુ પુરતો નથી. તેમની વૃત્તિ સ્થિતપ્રજ્ઞ થઇ છે. પુષ્કળ નેતાઓ અનેક વખત આપણને સ્વાર્થનો ભોગ આપતા જણાય છે; પણ તેમના તે ત્યાગના દેખાવની પાછળ કોઇપણ ભોગેચ્છા છૂપાયેલી હોય છે, તેમનો ત્યાગ એવા કોઇક હેતુ-મૂલકજ હોય છે. એક શરાફ કોઇને કરજ ધીરતાં જેમ પુષ્કળ વ્યાજ

મેળવવાની આશા રાખતો હોય છે, તેમ એ નેતાઓ પણ પોતાનો ત્યાગ વ્યાજે ધીરે છે. ગાંધીનો ત્યાગ એથી ભિન્ન પ્રકારનો છે. તેમના ઉદાર ચરિતના મૂળમાં કોઈપણ સ્વાર્થી હેતુ નથી. આથી ત્યાગી નેતાઓમાંના કોઇમાં પણ તેમની પંક્તિમાં બેસવાની યોગ્યતા નથી. જો કોઇને પ્રત્યક્ષ **યજ્ઞ પુરૂષનું** દર્શન કરવું હોય તો તેણે ગાંધીને મળવું. મને લાગે છે કે, **યજ્ઞને મનુષ્યસ્વરૂપ લેવાની ઇચ્છા થઈ અને તે ગાંધીરૂપે અવતર્યો.**"

"તેમને કીર્તિની લોલુપતા નથી. સામાજીક પરંપરામાં તેમને મહત્ત્વનું સ્થાન નથી જોઇતું. તે દ્રવ્યની દરકાર રાખતા નથી અને પોતાના હસ્તમાં કંઈ સત્તા હોવી જોઇએ એમ પણ ઇચ્છતા નથી. જો તમે તેમને ભારતભૂમિનું સિંહાસન આપો તો તે તેમાં જડાયેલાં રત્ન વેચી મારીને દુર્બળોની સેવામાં વાપરી દે. ધનવાન અમેરિકા કાલે જો પોતાનો સર્વ પૈસો ગાંધીને આપી દે, પણ જો તેને માનવકુલની ઉન્નતિ કરનાર એકાદ કાર્યમાં ન રોકી શકાતો હોય તો ફૂટી બદામને પણ તે સ્પર્શ ન કરે."

"તેમનું ચિત્ત અહર્નિશ એજ વિચાર કર્યા કરે છે કે, પોતાની પાસેની કઈ વસ્તુ લોકોને આપી શકાય તેમ છે? તેનો બદલો મેળવવાનો વિચાર એમના મનમાં નથી ઉપજતો; એટલુંજ નહિ પણ 'ઉપકાર થયો' એટલા શબ્દ સુદ્ધાં સાંભળવાને તે ઇચ્છતા નથી."

"મારૂં આ લાંબુલચ વર્ણન સાંભળીને તમે ગભરાઇ જતા નહિ. એમાં અવાસ્તવિક એવો એકે શબ્દ નથી. ગાંધીનો મને પૂર્ણ પરિચય મળેલો છે. તે જ્યારે અમારા બોલપુરના શાળાગૃહમાં કેટલાક દિવસ રહ્યા હતા, ત્યારે તેમનો અંતર્બાહ્ય પરિચય મેળવવાની મને પુરી તક મળી હતી. તેમનું ચિત્ત અત્યંત નિર્ભય હોવાથી તેમના

આત્મયજ્ઞને અપૂર્વ સામર્થ્ય પ્રાપ્ત થયું છે. મહાન ચક્રવર્તી સત્તાધીશો, પ્રચંડ તોપો, જ્વલંત શસ્ત્રાસ્ત્રો, ભયંકર અંધાર કોટડીઓ, તુરંગનાં નાનાવિધ મનુષ્યસંહારક સાધનો, અપમાન અથવા શરીરઘાત; એમાંની કોઈપણ વસ્તુ સમક્ષ ગાંધીનો દિવ્ય જીવાત્મા મસ્તક અવનત નહિ કરે. અરે વિશેષ શા માટે ? પ્રત્યક્ષ મૃત્યુ પણ પોતાના વિકરાળ સ્વરૂપમાં તેમની સમક્ષ આવે, તોપણ તેમનું ચિત્ત લેશમાત્ર કંપિત નહિ થાય. ગાંધી જીવનમુક્ત આત્મા છે. મારી ખાત્રી થઈ છે કે, મારા ગળે જો કોઇ ફાંસો નાખશે તો હું 'ધાજો રે ધાજો' એમ પોકારી ઉઠીશ; પણ એવી સ્થિતિમાં ગાંધીના મુખદ્વારા દુઃખનો ઉચ્છ્વાસ સુદ્ધાં નહિ નીકળે. ઉલટા મારનાર તરફ જોઇને તે ખરેખર હસી પડશે. મરતી વખતે પણ તે હસ્તાવદને દેહ ત્યજશે."

"એક નાનું બાળક જેટલું સાદું અને અહેતુક હોય છે, તેટલીજ સાદી વૃત્તિના તે છે; તેજ પ્રમાણે તેમની સત્યનિષ્ઠા પણ અદ્વિતીય છે. માનવજાતિ માટે તેમના હૃદયમાં જીવંત પ્રેમ છે; એટલુંજ નહિ પણ તે જાગૃત છે અને વ્યક્ત દશામાં આવવા અસ્ખલિત મંથન કરે છે. માનવ જાતિનું કલ્યાણ કરવું, એ એકજ ઇચ્છાથી પ્રેરાઇને તેનાજ પ્રયત્નના પરિણામે શૂળીએ ચઢનાર ખ્રિસ્તની વૃત્તિ ગાંધીમાં રહેલી છે. જેમ જેમ ગાંધીનો અધિક પરિચય થતો જાય છે, તેમ તેમ તેમના વિષેની ભક્તિ વૃદ્ધિંગત થતી જાય છે. શું એ કહેવાની જરૂર છે કે, ભવિષ્યમાં જગતને નવીન વલણ આપવાના કાર્યમાં ગાંધીને અતિ મહત્ત્વની ભૂમિકા પ્રાપ્ત થશે ?"

"આપે કરેલું વર્ણન સાંભળીને મને લાગે છે કે એવા ગૃહસ્થનો જગતને અધિક પરિચય થવો જોઇએ. આપ પોતે આજે જગવિખ્યાત ગૃહસ્થ છો, તો પછી જગતને ગાંધીનો અધિક પરિચય કેમ

કરાવતા નથી?" "શું? ગાંધીનો હું પરિચય કરાવું? મને તે સાધ્યજ શી રીતે થાય? એ પ્રભાવશાળી દિવ્ય આત્મા આગળ હું એક અતિ ક્ષુદ્ર પદાર્થ છું; અને ખરી રીતે જે જન્મતઃ મહાન છે તેને અન્યે શી મહાનતા આપવી? એવા પુણ્યાત્માની મહાનતા સ્વયંભૂ હોય છે. તેની પ્રભા આત્મતેજથીજ સર્વત્ર પ્રસરે છે. તેનો પ્રકાશ ગ્રહણ કરવા જેટલું જગત તૈયાર થાય છે એટલે તે આપો-આપજ પ્રકટ થાય છે. એવો સમય આવશે એટલે ગાંધી પણ પ્રકટ થશે. જગતને શુદ્ધ પ્રેમપૂર્ણ સ્વાતંત્ર્ય અને સર્વત્ર બંધુભાવની જરૂર છે; પણ આજે તેને ગ્રહણ કરવા જેટલી શક્તિ જગતમાં નથી. એ શક્તિ પ્રાપ્ત થશે એટલે ગાંધીનો સંદેશ સાંભળવાને તે પાત્ર થશે અને તેજ સમયે તે ગાંધીને ઓળખશે."

"અમારી પૌર્વાત્ય સંસ્કૃતિનું અંતિમ ધ્યેય ગાંધીરૂપે અવતર્યું છે. મનુષ્ય કેટલી હદ સુધી શુદ્ધ હોઇ શકે છે તેનો પરિચય આજે ગાંધી પોતાના પ્રત્યક્ષ ચરિતથી કરાવે છે. માનવ પ્રાણીનું ખરૂં સ્વરૂપ નીતિમય અને પ્રેમમય પરિસ્થિતિમાં જ વિકાસ પામે છે, એ આજે ગાંધી સિદ્ધ કરી બતાવે છે. આપણે જોતાજ આવ્યા છીએ કે, પર-સ્પરના દ્વેષથી અને બંદૂકના ધૂમાડાથી એ સ્વરૂપનો નાશ થાય છે. હોવીટ્ઝરના ધૂમ્રમય વાતાવરણમાં માનવી ચૈતન્ય જાગૃત રહી શકતું નથી."

"થોડાજ દિવસોપર ગાંધીએ કહ્યું હતું કે, હિંદુસ્થાનને એક વર્ષમાં સ્વરાજ્યપ્રાપ્તિ થશે, એ નિયત કરેલી મુદતમાં કદાચિત હિંદને સ્વરાજ્ય નહિ મળે; તથાપિ એ સંબંધમાં ગાંધીની આત્મશ્રદ્ધા અજબ છે એમાં સંદેહ નથી. પોતાના એ સાધ્યને વસ્તુસૃષ્ટિમાં લાવવા સારૂ તે જોઇએ તેટલું કષ્ટ સહન કરશે, જોઇએ તેટલો ત્યાગ કરશે

અને કોઇપણ દુઃખથી ડરીને પાછા નહિ પડે."

"આઠ વર્ષ સુધી શાંતતાનું યુદ્ધ કરીને અંતે ગાંધીએ દક્ષિણ આફ્રિકામાં જય મેળવ્યો. પાશવબળથી કેટલોક કાળ ભલે સત્યને દબાવી શકાશે; પણ અંતે તો નિશ્ચિત જ છે કે સત્યનો જ જય થવાનો."

"હાલમાં ચાલતા અસહકારની હીલચાલ વિષે આપનો ખરો મત શો છે?"

"એ હીલચાલ અત્યંત મહત્ત્વની છે. એ યુદ્ધ અધ્યાત્મવાદ અને જડવાદની દંડનીતિ વચ્ચેનું છે. મને તો લાગે છે કે, જડશક્તિ અને ચૈતન્યશક્તિના યુદ્ધમાં અંતે ચૈતન્યશક્તિનો જ જય થશે. આ પ્રચંડ હીલચાલ ગાંધી જેવા યોગ્ય પુરૂષના હાથમાં છે, તે ખરેખર સદ્ભાગ્યજ સમજવું જોઇએ. ગાંધીના સદાચરણથી આજે આખું ભારત તેમના ચરણમાં છે. જ્યાં સુધી હિંદ નૌકાનું સૂકાન ગાંધીના હાથમાં છે; ત્યાં સુધી મને એવી ધાસ્તી નથી કે, તે ભિન્ન દિશાએ વહે કિંવા ખડકપર ચઢી જાય; એટલુંજ નહિ પણ અંતે તે પોતાના નિયત બંદરે સુખરૂપ પહોંચશે એ વિષે પણ મને શંકા નથી."



# ६—हिंदनो रक्षक.

(બ્લેન્ચી વૅસ્ટન "ધી ગ્રીન ફ્રેઈનર" ઑફ ન્યૂયૉર્ક.)

લૉર્ડ રીડીંગે હિંદના વાઈસરૉયપદનો સ્વીકાર કરી હિંદમાં પગ મૂકવાની સાથેજ પ્રથમ ગાંધીની મુલાકાત લેવાની ઇચ્છા પ્રકટ કરી હતી. એ વખતે હિંદી સરકારના પુષ્કળ અધિકારીઓને સુખે નિદ્રાપણ આવતી નહતી. ગાંધીની હીલચાલ તેમને રાત્રે પણ ભડકાવ્યા કરતી હતી. રીડીંગ અને ગાંધીની મુલાકાતમાં થયેલી વાતો બહાર આવી નથી; તથાપિ ગાંધીએ એટલું માત્ર જાહેર કર્યું હતું કે, તેમણે મને ઓળખ્યો અને મેં તેમને ઓળખ્યા. એક બીજાની આ પીછાન ગમે તે સ્વરૂપની હશે; પણ તેથી ગાંધીની હીલચાલ શાંત પડી નહિ, એ લક્ષમાં રાખવા જેવું છે. ગાંધીની હીલચાલથી પરદેશી કાપડનો બહિષ્કાર કરી લોકો ખાદી વાપરવા લાગ્યા છે અને એક વર્ષમાંજ "રેંટીયામાં સ્વરાજ્ય" એ સૂત્રનો પ્રચાર કરોડો માણસોમાં થયો છે. નવીન રાષ્ટ્રીય ધ્વજપર પણ મુખ્ય ચિહ્ન રેંટીયાનું જ છે.

ગયા સાત મહિનામાં હિંદુસ્થાનના ઇતિહાસનો જે ભાગ લખાયો છે; તેની જોડી કરે તેવો ઇતિહાસ અર્વાચીન કાળમાં કોઈ પણ સ્થળેથી મળી આવશે નહિ. ગાંધીના અસહકારની હીલચાલ વિરૂદ્ધ પ્રથમ જે ખટપટ થઈ હતી અને તે અનિવાર્યજ હતી. કોઇ પણ નવીન હીલ-

ચાલ શરૂ થતાં જુના અખાડાના લોકો તેની વિરૂદ્ધ થવાનાજ. અઢારમી સદીમાં અમેરિકામાં સ્વતંત્રતા માટે ચળવળ ચાલી ત્યારે ત્યાં પણ જુનો અખાડો અસ્તિત્વમાં હતો; તે પ્રમાણે આજે વીસમીસદીના હિંદુસ્થાનમાં પણ તે અસ્તિત્વમાં છે; પરંતુ તેની સાથે અમેરિકાના છોતેર નેતાઓનું ચૈતન્ય પણ હિંદ ભૂમિમાં અવતર્યું છેજ. અમેરિકન દેશભકતોએ જે સાધ્ય પોતાની સમક્ષ રાખ્યું હતું, તેજ સાધ્ય આજે હિંદી પ્રજા સમક્ષ છે. અમેરિકાની તે વખતની સ્થિતિ અને હિંદની આજની સ્થિતિમાં જે ફરક છે તે માત્ર સાધનોનોજ છે. સ્વાતંત્ર્યપ્રાપ્તિ માટે અમેરિકાએ લશ્કર એકત્ર કર્યું હતું, તેને બદલે હિંદી પ્રજાએ આજે અસહકારનું શસ્ત્ર ધારણ કર્યું છે. આજે હિંદી પ્રજા નિશ્ચય કરી રહી છે કે પોતા તરફથી રાજકર્તાને કોઈ પણ પ્રકારની સહાય થવા દેવી નહિ; અને એજ નિશ્ચયની સાથે કોઇપણ પ્રકારે શાંતિનો ભંગ નહિ થવા દેવાના પણ તે શપથ લે છે. આથી સ્પષ્ટ થાય છે કે, તે અમેરિકન પ્રજા પ્રમાણે શસ્ત્ર ગ્રહણ કરશે નહિ. તે સમયે અમેરિકન પ્રજા દ્વેષાગ્નિથી ધુંધવાઇ રહી હતી; પણ આજે હિંદી પ્રજાએ દ્વેષાગ્નિને સ્થાને પ્રેમનો પ્રવાહ સ્વીકાર્યો છે. ગાંધી કહે છે કે, "મારામાં શક્તિ હોત તોપણ મેં તમારા પર, શસ્ત્ર ઉગામ્યું ન હોત. હું તો કેવળ કષ્ટ ભોગવીને તમને જીતવા ઇચ્છું છું. રણાંગણમાં લડવાની વાત અમારા માટે અશકય છે. એ વીરવૃત્તિ દર્શાવવાની સગવડ આજે અમારા હાથમાં નહિ હોય; તથાપિ જીવાત્માની સાત્વિક વીરવૃત્તિ પ્રકટ કરવાનો માર્ગ તો અમારા માટે મોકળો જ છે. એ સાત્વિક બળ અમારા લોકોમાં પ્રકટ થાય એજ ઉદ્યોગમાં હવે હું ગુંથાયો છું."

ગાંધીએ આ માર્ગ દોરી આપતાં હિંદી પ્રજા એ માર્ગે કેટલા

ઉલ્લાસથી જવા લાગી છે, તેની ખરી કલ્પના પાશ્ચિમાત્ય પ્રજાને આવવી કઠિન છે. ત્રીસ હજાર માણુસો તોફાનપર ચઢયા ત્યારે કેવળ બે સંન્યાસીઓએ તેમને શી રીતે શાંત કર્યા, તેની વિશ્વાસનીય હકીકત પ્રસિદ્ધ થઈ છે. " આપણે અનત્યાચારી–અહિંસક રહેવાની પ્રતિજ્ઞા લીધી છે " એટલું સ્મરણ એ સ્વામીઓએ કરાવતાં જ એ સર્વ સમૂહ શાંત પડી પોતપોતાના માર્ગે જવા લાગ્યો. કોઈપણ અસહકારીને સરકારી અધિકારી પકડે છે તો તેમાં લોકો કોઈ પણ પ્રકારનું વિઘ્ન નાખતા નથી. સત્યાગ્રહ એટલે કોઇ પણ પ્રસંગે સત્યને વળગી રહેવું, એજ ગાંધીનો રાજમાર્ગ છે. હિંદી પ્રજાના અંગમાં આજે જે બળ સંચરી રહ્યું છે તેના મૂળમાં આજ સત્યાગ્રહ તત્ત્વ છે. દંડુકાશાહીને ગમે તેટલું પ્રચંડ સ્વરૂપ અપાશે; તદપિ આ આધ્યાત્મિક બળનો સંપૂર્ણ નાશ કદિ પણ નહિ કરી શકાય.

આવી રીતે પરકીય સત્તાનો અસહકાર એક બાજુએ ચાલવાની સાથે બીજી તરફ નવીન રાષ્ટ્રીય ઘટનાનું કાર્ય પણ ચાલે છે. ગાંધીની આ નીતિનું, પરકીયનો ત્યાગ અને સ્વકીયનું એકીકરણ એવું દ્વિધા સ્વરૂપ છે. હિંદી રાષ્ટ્રની દીર્ઘ પરંપરામાં રહેલી સારી વસ્તુઓનો પુનરોદ્ધાર કરવાનો યત્ન આરંભાયો છે. ગાંધીની નીતિ એક પક્ષે જેમ નિષેધાત્મક છે તેમ બીજા પક્ષે રચનાત્મક પણ છે. બહારથી પરકીય સત્તા અને સંસ્કૃતિને તોડી પાડવાનો પ્રયત્ન ચાલવાની સાથે અંદરથી નવી શાસનસંસ્થા નિર્માણ કરવાનો પ્રયત્ન પણ થાય છે જ. હાલની પરાવલંબી સ્થિતિનો નાશ કરી તેના સ્થાને સ્વાવલંબી સંસ્થાને જન્મ આપવાનો યત્ન પણ જારીજ છે. ત્રીસ કરોડ માણુસને એકજ સમયે દાસત્વમાં જકડી નાખનારી જે જે બાબતો અસ્તિત્વમાં છે; તે તે સર્વનો સંપૂર્ણ નાશ કરવાનો ઉદ્યોગ એક બાજુએ ચાલે છે અને

બીજી બાજુએ નવી અંતર્ગત કર્મસૃષ્ટિ ઉદય પામતી જાય છે. હિંદીઓની મનોભૂમિકામાં સ્વતંત્રતા અને સ્વાવલંબનનું બીજારોપણ કરવાનો યત્ન ચાલુ છે. લવાદ કચેરીઓ સ્થાપન કરવી, ગામ પંચાયતો નિર્માણ કરવી, નવી શાળાઓ ઉઘાડવી, પ્રાચીન ઉદ્યોગ ધંધા શરૂ કરવા વગેરે બાબતો પુનરૂજ્જીવનદર્શક છે. એ રીતે લાખો માણસોને નૂતન જન્મ આપવાનું કાર્ય શરૂ થયું છે.

પરદેશી રાજસત્તા સાથે અસહકાર કરવાના માર્ગનું કથન એકજ શબ્દમાં કરવું હોય તો 'નેતિ નેતિ' અથવા 'ત્યાગ' એ શબ્દથી થઈ શકશે; પણ દુઃખદાયક માર્ગના ત્યાગની સાથે નવીન સુખદાયક માર્ગનું અવલંબન પણ આપોઆપ થાય છે. જુનો માર્ગ રાષ્ટ્રને મૃત્યુપંથે લઈ જતો હતો; ત્યારે નવીન માર્ગ હવે તેને જીવનોન્મુખ બનાવે છે. એ રીતે મૃતપ્રાય બનેલા હિંદી રાષ્ટ્રમાં નવજીવનનો સંચાર થાય છે. અસહકારના માર્ગની રચનાત્મક બાજુ આજ છે—કહો કે ગાંધીએ દોરી આપેલા માર્ગનું અંતિમ ધ્યેય એજ છે.

આ પ્રકારે હિંદુસ્થાનમાં જે ક્રાંતિ આજે થતી જાય છે, તે ખરેખર આખા જગતમાં અપ્રતિમ છે. આ પૂર્વે એવું વિલક્ષણ દૃશ્ય કદિ પણ જોયું નથી. એ દૃશ્ય જ્યારે દૃષ્ટિસમક્ષ આવશે ત્યારે સમગ્ર માનવજાતિના ચિત્તમાં અજબ ખળભળાટ જાગશે. દંડનીતિને ગેરકાયદે ઠરાવી તેને હદપાર કરવી તથા તેની સાથેજ નવીન શાંતિનો યુગ ઉત્પન્ન કરવો, એ કાર્યને જેવું તેવું કહી શકાશે કે? ખ્રિસ્તે કહ્યું છે કે, "તારા એક ગાલપર કોઇ તમાચો મારે, તો તારો બીજો ગાલ પણ આગળ ધર;" પરંતુ આજે બે હજાર વર્ષ જેટલા સમયમાં પણ એ આજ્ઞાનો ખરો અર્થ સમજવામાં આવ્યો નથી અને તે આજ્ઞા કેવળ

અભરાઇએ ચઢી ભૂલાઇ ગઈ છે. હવે એજ આજ્ઞા હિંદુસ્થાનમાં પુનર્જન્મ લે છે; એટલુંજ નહિ પણ પ્રત્યક્ષ વ્યવહારમાં સુદ્ધાં તે સ્પષ્ટ દશા પામતી જાય છે. એ પ્રચંડ ઉદ્યોગ જો સિદ્ધ થશે તો જગત **યુદ્ધ–રાક્ષસના સપાટામાંથી હમ્મેશને માટે મુક્ત થઇ જશે.** સમગ્ર જગતમાં દાવાગ્નિ પ્રસારતો, માનવજાતિનાં તેજસ્વી રત્નોનો સંહાર કરતો અને એક પેઢી તો શું પણ બબ્બે ત્રણ ત્રણ પેઢી પર્યંત આંચ પહોંચાડતો રૂધિરપ્રિય યુદ્ધાસુર હમ્મેશને માટે સ્વધામ પહોંચી જશે.

અંગ્રેજોની દૃષ્ટિએ હિંદુસ્થાનના તેમના સામ્રાજ્યનો મોટામાં મોટો શત્રુ ગાંધી છે. હિંદની નોકરશાહીને ઉથલાવી પાડવી એજ પોતાનું કાર્ય છે, એમ ગાંધી સ્પષ્ટપણે કહેતા હોવાથી ચાલુ કાયદા પ્રમાણે તે રાજદ્રોહી ઠરે છે; તથાપિ રક્તપાતની ઉથલપાથલ અને બ્રિટિશ સત્તા એ બંનેની વચ્ચે તોડજોડ કરનારી જો કોઇ વ્યક્તિ હોય તો તે પણ ગાંધીજ છે. આજે જો હિંદનું નેતૃત્વ ગાંધી પાસે ન હોત તો ક્રાંતિનો ઝંઝાપાત જારી થઇને રક્તપાતનો આરંભ થઇ ચૂક્યો હોત. હિંદુસ્થાનની બાતમીઓ બહાર ન જાય તે માટે ત્યાંનો અધિકારીવર્ગ કાળજી રાખનો હોવા છતાં લોકક્ષોભ થયાની થોડી ઘણી વાતો પણ બહાર આવ્યા સિવાય નથી જ રહેતી. એ તો સ્પષ્ટ જ છે કે, એવા પ્રકારના સ્ફોટ તદ્દન સામાન્ય સ્વરૂપના નથી હોતા. તેમનું જેટલું સ્વરૂપ બાહ્યતઃ જણાય છે, તે કરતાં તેમાં અધિક અર્થ રહેલો હોય છે. આવી સ્થિતિમાં ગાંધીએ લોકોની આગેવાની સ્વીકારી યુદ્ધનું રણશીંગું ફૂંક્યું છે; પણ તેમનો માર્ગ માત્ર ભિન્ન છે. એક બાજુએ કેટલાક લોકો સીઝરનું શિષ્યત્વ સ્વીકારી હસ્તમાં તલવાર ધારણ કરે છે; ત્યારે બીજી બાજુ તેથી ઉલટીજ રીતે બુદ્ધ અને ખ્રિસ્તનું અનુકરણ કરીને શાંતિમય યુદ્ધ પોકારવામાં

આવે છે. આ રીતે હિંદુસ્થાન પરસ્પર વિરોધી શક્તિઓ વચ્ચે આજે ઝોલાં ખાય છે.

આજે હિંદીઓએ બુદ્ધ અને ઇસુનાં તત્ત્વો વ્યવહારમાં ઉતારી શકાય તેવાં છે, એ પ્રત્યક્ષ સિદ્ધ કરી બતાવવાનું બીડું ઝડપ્યું છે; અને પશ્ચિમની પ્રજા તેમના તરફ ઉત્સુકતાપૂર્વક દષ્ટિ કરી રહી છે. ગાંધીમાં નેતૃત્વ ધારણ કરવાની યોગ્યતા સ્વયંભૂ છે; એથીજ વિધ-વિધ મતના, વિધવિધ પંથના અને વિધવિધ પરિસ્થિતિના લોકો આજે તેમના શબ્દોને માન આપે છે. એ અનેકાનેક સ્ત્રી પુરૂષોએ સ્વતંત્રતાના યુદ્ધ ખાતર ઉત્સુક બનીને જડસૃષ્ટિનાં જડ સાધનોનો ત્યાગ કરી અંતઃસૃષ્ટિનાં સૂક્ષ્મ શસ્ત્રાસ્ત્રોનું અવલંબન સ્વીકાર્યું છે. હિંદનું સ્વાતંત્ર્ય એ તેમનું અંતિમ ધ્યેય છે અને એ માર્ગે જઈ હિંદુસ્થાન સ્વતંત્ર થશે, તો એમાં કંઇજ શંકા નથી કે આખું જગત સ્વતંત્ર થશે.





# ૭–ગાંધી સાહેબ.

## ( ધી ગ્લાસ્ગો હેરલ્ડ. )

એ ગાંધી છે કોણ ? એમની સઘળીજ કલ્પનાઓ અતિ વિચિત્ર ભાસે છે અને એ ગાંડી જણાતી કલ્પનાનો પ્રચાર એ ગૃહસ્થ અત્યંત હૃદયતાપૂર્વક કરે છે. એ ગૃહસ્થનો ઉદ્દેશ એ છે કે, હિંદની બ્રિટિશ સત્તાને નમાવી હિંદમાં સ્વરાજ્ય સ્થાપન કરવું. એક બાજુ હિંદી પ્રજા ઉત્સાહપૂર્વક એમની કૃતિ તરફ એકીટશે જોઇ રહી છે; ત્યારે બીજી બાજુએ તેઓ યૂરોપીયનોની મશ્કરીનો વિષય થઇ પડ્યા છે. આવા પ્રકારનો એ વિચિત્ર પ્રાણી છે કોણ ?

હિંદમાં આજે જે ક્રાંતિનો આરંભ થયો છે, તેનો આત્મા એ ગાંધીજ છે. હિંદુસ્થાનમાં પ્રવર્તેલા અસંતોષનું સૂક્ષ્મ રૂપ એટલે ગાંધી. પશ્ચિમ અને પૂર્વનો દરજ્જો સમાન હોવાની વાત સિદ્ધ કરાવનાર ગૃહસ્થ ગાંધીજ છે. આજે હિંદમાં ગાંધી અત્યંત શક્તિમાન બની બેઠા છે અને તેજ પ્રમાણે તેમના પ્રતિપક્ષીઓને તે એકાદ ગૂઢ વસ્તુ રૂપ થઇ પડ્યા છે. દેહની દૃષ્ટિએ જોતાં તે એટલા ક્ષુદ્ર છે કે તેમનું સ્વરૂપ નેત્રમાં પણ સમાતું નથી. આશરે પાંચ સાડાપાંચ ફૂટ ઉંચાઈ, જીર્ણ દેહ અને ભિખારી ભટ જેવો પોષાક, એ તેમનું બાહ્ય વર્ણન છે. તે મોટા રૂવાબદાર દેખાય છે એવું પણ નથી. તેમના તરફ જોઇને કોઇને પણ એમ નહિ લાગે કે, આ ગૃહસ્થ મહાન કાર્યકર્તા

હશે. એકંદરે તેમની બાહ્યાકૃતિ કોઈ પણ અસામાન્ય ગુણદર્શક નથી; તથાપિ તેમના નેત્રના તેજમાં અને ચાલવાની ઢબમાં જે વિશિષ્ટત્વ છે, તે પરથી સામાન્ય ટોળામાંથી તેમને જુદા પાડી શકાય છે. તેમનો જન્મ મહાન કુળમાં થયો છે એમ કંઈ નથી; તેજ પ્રમાણે તેમની જાતિ પણ સર્વશ્રેષ્ઠ નથી. તેમના પિતા હિંદુસ્થાનના દેશી સંસ્થાનમાં સામાન્ય કામદાર હતા. ગાંધી પોતે પણ આગળ વકીલાત કરતા હતા; પણ તેનો ત્યાગ કરે હવે ઘણાં વર્ષો થઇ ગયાં છે. જાતે તે વૈશ્ય છે. ઇંગ્લાંડમાં તેમણે સાત વર્ષ ગાળ્યાં હતાં અને દક્ષિણ આફ્રિકામાં તેવીસ વર્ષ રહ્યા હતા; આથી તેમની દૃષ્ટિ વિશાળ થઇ છે તથા એકંદર જગતનું અવલોકન કરવાની ટેવ પડી છે. જગતના મુખ્ય દેશો અને ત્યાંની મુખ્ય વ્યક્તિઓ કયા ઉદ્યોગમાં છે તે તેમનાથી અજાણ્યું નથી હોતું. ઇંગ્લાંડમાં તેમણે ઘણો વખત ગાળેલો હોવાથી તેમને અંગ્રેજી ભાષાનું એટલું માર્મિક જ્ઞાન છે કે, તેમના દેશમાં ઘણા થોડાજ માણસો તેમની બરાબરી કરી શકશે. ગાંધી મહાન વક્તા નથી; તથાપિ તે બોલવા લાગે છે એટલે સમસ્ત હિંદના કાન તેમના તરફ વળે છે. તે ભારે પંડિત નથી અને મહાન કીર્તિ પ્રાપ્ત થાય તેવું એકાદ પુસ્તક પણ તેમણે નિર્માણ નથી કર્યું. હિંદુસ્થાનમાં અમુક એક પક્ષના તે નેતા હોય એવું પણ નથી. આવા પ્રકારના કરોડો દેશબંધુઓ ઉપર આટલી અભૂતપૂર્વ છાપ શી રીતે બેસાડી, તે વિષે કોઇને અત્યંત નવાઇ લાગશે; પણ એમાં આશ્ચર્ય થવા જેવું કંઇ કારણ નથી. એ ગૂઢને ટુંકામાંજ ઉકેલીશું તો તેનું એજ કારણ જણાશે કે, એ સાડાત્રણ હાથના દેહમાં જે ચૈતન્ય છે તેમાંજ એ સર્વ શક્તિ સંગ્રહાયેલી છે. જન્મથી સામાન્ય હોઇને પોતાના ચારિત્ર્ય વડેજ સંતની પદવી પામેલા મહાત્મા ગાંધી આજે રાજપ્રકરણી પુરુષ

બન્યા છે. ટૉલ્સ્ટૉય અને રસ્કિનના મત ગ્રહણ કરી દક્ષિણ આફ્રિકામાંથી સ્વદેશ આવ્યા પછી આખા દેશનું નેતૃત્વ સ્વીકારી, આજે તે સર્વશ્રેષ્ઠ પુરુષ બની ચૂકયા છે. **તેમની હરોળમાં રહી શકે તેવો કોઈ પુરુષ આપણે વિલાયતમાં શોધીશું તો નિરાશાજ મળશે.** જનરલ બૂથ કિંવા રેવરંડ રૉથસ્માઇલ રાજપ્રકરણમાં પડયા હોત તો કદાચિત તેમની તુલના ગાંધી સાથે થઇ શકી હોત; તથાપિ તે સુદ્ધાં પુષ્કળ બાબતમાં ગાંધીની બરોબરીના ઠર્યા નહોત. તેમને જોવાથી ગાંધી વિષે આપણને ખરી કલ્પના થઇ શકી નહોત. ગાંધીનું આ રીતે વર્ગીકરણ કરવું અથવા તે અમુકના જેવા છે, એમ નિશ્ચયપૂર્વક કહેવું શકય નથી. તેમના વિષે લોકમત કેવો છે તે જાણવા ઇચ્છીશું તો કેટલાએ વિલક્ષણ મત સંભળાશે. મારો પોતાનોજ અનુભવ સાંભળો. એક બંગાલી સ્ટેશન માસ્તરે કહ્યું: “ અરે, ગાંધી તો એક દેવજ છે ! ” બીજો એક અભણ ગામડીઓ બોલ્યો: “ હાલની વિલક્ષણ સ્થિતિમાં પ્રભુએ એકજ ગાંધી સાહેબ નિર્માણ કર્યા છે ! ” એક વિદ્યાર્થીએ કહ્યું: “ ગાંધી મહાત્મા છે. તે મનુષ્યથી પર એવા પુરુષ છે ! ” એક સરકારી કામદારે કહ્યું: “ ગાંધીને જોઇને મને પૉલ પ્રેશિતનું સ્મરણ થાય છે ! ” મારા એક મિત્રે કહ્યું: “ સાવધાન, ગાંધી એક ભયંકર ક્રાંતિકારક ચળવળીઓ છે. ” એ ઉપરાંત ગાંધી વિષે ‘ ઢોંગી ’, ‘ ગાંડો, ’ ‘ કલ્પનાપ્રિય ’ વગેરે અનેક વિશેષણો મારા સાંભળવામાં આવ્યાં છે; તેજ પ્રમાણે ‘ ભોળપણનો ઢોંગ કરી પોતાનો ખરો વિચાર છૂપાવીને ગાંધી બ્રિટિશ સત્તા ઉથલાવી પાડનાર એક પાકો ચળવળીઓ છે, ’ એમ કહેનારા લોકો પણ મને મળ્યા છે. ‘ ગાંધી એક બેજવાબદાર અને પોતાના માર્ગમાં નીતિ અનીતિની દરકાર નહિ કરનારો ગૃહસ્થ છે,’ એમ પણ કેટલાક

કહે છે. ઉલટપક્ષમાં 'ગાંધી એ એકજ દેશનો ઉદ્ધાર કરનાર પુરૂષ છે,' એમ કહેનારા લોકો પણ મને મળી આવ્યા છે. આ એકંદર મતનો વિચાર કરવાથી કોઇને પણ જણાશે કે, ગાંધી એ સામાન્ય કોટીના પુરૂષ નથી. તે ક્રાંતિપ્રિય હો કે ઉત્ક્રાંતિવાદી હો; પુણ્યશીલ હો કે પાપી હો; ખરા રાજપ્રકરણી હો કે પાકા ચળવળીયા હો; ગાંડા હો કે શાણા હો; સ્વદેશના રક્ષક હો કે ભક્ષક હો; મનુષ્ય હો કે દેવ હો; ગમે તે હો પણ એમાં તો કંઇજ શંકા નથી કે, તે એક અદ્વિતીય વ્યક્તિ છે. ગાંધીના શબ્દ અને કૃતિ આજે ધ્યાનમાં લેવાની આવશ્યકતા છે. વર્તમાનપત્રમાં એકાદ લેખ લખી તેમની પુષ્કળ સ્તુતિ કરવામાં જેમ કંઇ અર્થ નથી, તેમજ તેમની મશ્કરી કે નિંદા કરવામાં પણ અર્થ નથી. હિંદુસ્થાનમાં અનેક કારણોને લીધે જે અસંતોષ વ્યાપેલો છે, તેજ આજે ગાંધીના મુખદ્વારા બહાર પડે છે. અપ્રિય કાયદા,ખેડુતોના પોકારો, કારીગરોનાં રૂદન, ગોરા કાળામાં સ્પષ્ટ જણાતા પક્ષપાત, યુદ્ધમાં થયેલા પરિવર્તનની અસર અને પંજાબના લશ્કરી કાયદાના અમલ પછી શેષ રહેલી તીવ્ર મનોભાવના, એ સર્વ ગાંધીના મુખદ્વારા બહાર આવે છે. એ સર્વ કારણો નિર્મૂળ થયા વિના અથવા તેનું ખરૂં સમાધાન થયા વિના ગાંધીનું મુખ બંધ થાય તેમ નથી.

હવે ગાંધીની અંતઃસૃષ્ટિ તરફ સહજ દૃષ્ટિ કરવી જોઇએ. ગાંધી અસલ સ્વદેશભક્ત છે. હિંદુત્વનો ખરો આત્મા ગાંધીમાં જેવો જણાય છે, તેવો નિર્મળ અન્યત્ર તમે નહિ જોઇ શકો. એ સિવાય ગાંધીનું બીજું એક વિશેષત્વ ધ્યાનમાં રાખવા જેવું છે. ગાંધી નેતા હોવા છતાં સામાન્ય પ્રજાવર્ગથી જુદા પડી ગયેલા નથી. છેક કનિષ્ઠ પ્રતિના માણસને પણ તે પોતામાંનાજ લાગે છે. દરિદ્રતાના તો તે પૂજારી બન્યા છે. એ એમના ધ્વજનું ચિહ્ન છે. શરીરપરનાં ખડબચડાં વસ્ત્ર કદાચિત

તેમના પોતાના હસ્તેજ વણાયેલાં હશે. હાથકંતામણનું એક ગાંડપણજ તેમના મસ્તકમાં ભરાઇ ગયું છે. દેહરક્ષા માટે તેમણે વિશેષ હાજતો રાખેલી નથી. થોડાં ફળ અને કંઇંક સુકા મેવાપરજ તે ગુજરાન ચલાવે છે. આગગાડીના ત્રીજા વર્ગમાં તે પ્રવાસ કરે છે. આવા પ્રવાસને તેમની લીનતાની ખરી કસોટી સમજવામાં આવે છે; તથાપિ એવી સ્થિતિમાંએ મહત્ત્વની બાબતમાં હાનિ કરતી લોકરીતિને તે માન આપતા નથી. રૂઢીનો કિલ્લો તોડી નાખી ઢેડભંગી જોડે બેસી અન્નવ્યવહાર કરવા જેટલું ધૈર્ય ગાંધીમાં રહેલું છે. ખ્રિસ્તી પાદરીઓની પંક્તિમાં બેસવામાં તેમને જરાએ અધર્મ જણાતો નથી. રાજપ્રકરણમાં પડવાથી કેટલીક વખત તેમને વિચિત્ર પ્રકારના ભોજન સમારંભમાં પણ હાજર રહેવું પડે છે. તે સંત છે, તથાપિ સંત પદવીની શૃંખલામાં ગૂંચવાઇ પડ્યા નથી. કેવળ સંત તરીકે દંભ જમાવી કંઇપણ કર્યા વગર લોકો પાસે પૂજા કરાવવાની તેમની વૃત્તિ નથી. તે સંત હશે, તોપણ પોતાનું સામાન્ય મનુષ્યત્વ ભૂલ્યા નથી. સામાન્ય માણસની માફકજ તે સર્વમાં ભળી જાય છે, સર્વની સાથે વાત કરે છે અને સામાન્ય પ્રમાણેજ વિનોદ પણ કરે છે. તે ખરા ત્યાગી પુરૂષ છે અને નિઃસીમ ત્યાગબુદ્ધિનાં સ્પષ્ટ ચિહ્નો તેમના દેહપર સુદ્ધાં દૃષ્ટિએ પડે છે; અને ગાંધીના સામર્થ્યનું રહસ્ય પણ એમાંજ છે. એકનિષ્ઠ દેશભક્ત બનવા માટે એ ગૃહસ્થને વિલક્ષણ કષ્ટ સહન કરવાં પડ્યાં છે. ગાંધીની દેશભક્તિ વારંવાર કસોટીએ ચઢી છે. દક્ષિણ આફ્રિકામાં પોતાના દેશબંધુઓના દુઃખમાં ભાગીદાર બનવા સારૂ તેમણે પોતાની વકીલાતપર સુદ્ધાં પાણી મૂકી દીધું છે. એ અંગીકૃત કાર્યમાં તેમને વારંવાર તુરંગવાસ સહેવો પડયો છે અને એક વખતતો મૃત્યુના મ્હોમાં સુદ્ધાં જવું પડ્યું છે. આ સર્વનો વિચાર કરતાં

ગાંધી માટે સર્વ કોઇને આદર ઉપજે તેમાં નવાઇ નથી. સ્વકાર્યસિદ્ધિ માટે પ્રાણાર્પણ કરનારા પુરૂષોના હાડમાંસમાંથી ગાંધીની મૂર્તિ નિર્માણ થઇ છે, એમાં કંઇજ સંશય નથી.

ગાંધી જો કે રાજપ્રકરણી બાબતમાં સજ્જડ ચોટી રહેતા હશે; તોપણ ધર્મની બાબતમાં તે એવા હઠીલા નથી. તે પોતાને હિંદુ કહેવડાવે છે; તથાપિ તેમની હિંદુત્વની વ્યાખ્યા અત્યંત વિસ્તૃત છે અને કેટલીક બાબતમાં ખ્રિસ્તી તથા મુસલમાની ધર્મના વિચારોને પણ માન આપે છે; એટલુંજ નહિ પણ મુસલમાની ધર્મ વિષે પણ તેમના ચિત્તમાં અત્યંત આદર હોવાથી જ ખિલાફત પ્રકરણમાં તેમણે આટલી આગેવાની લીધી છે અને તેથીજ એ પ્રશ્નને આટલું ગંભીર સ્વરૂપ પ્રાપ્ત થયું છે. ટૉલ્સ્ટૉય અને રસ્કીનના વિચારો તેમને રૂચ્યા છે. ખ્રિસ્ત માટે ગાંધીના મનમાં પૂર્ણ આદરભાવ છે; અને તેમના સંભાષણમાં પુષ્કળ વખત ગીતાવચનની માફકજ બાયબલનાં વચનોનો ઉપયોગ થાય છે. પૉલ પ્રેશિતે ગાયેલા પ્રેમમહિમાના ઉદરમાં ગાંધીને પોતાનાં તત્ત્વો નજરે પડે છે; અને જે ક્ષેત્રપર ઇસુને શૂળીએ ચઢાવવામાં આવ્યા તે ક્ષેત્ર આત્મયજ્ઞના નિદર્શક તરીકે તેમને અત્યંત પવિત્ર લાગે છે. ગાંધીને ખ્રિસ્ત ધર્મશાસ્ત્રોનો દૃઢ પરિચય છે, એ વાત વિશેષ લક્ષમાં રાખવા જેવી છે. જે કાંઇ કરવું અને કહેવું તે હૃદયપૂર્વકજ કરવું–કહેવું; એ ગાંધીનો ખાસ ગુણ હોવાથી એ ગુણની સાથે રહેનારૂં ધૈર્ય પણ તેમની પાસે જોઇએ તેટલું છે. શત્રુ કે મિત્ર કોઇથીએ તે ડરતા નથી. તે પોતાના મત એટલા સ્પષ્ટપણે બોલી બતાવે છે કે, શ્રોતાઓને ખરેખર કૌતુકજ લાગે છે. મનનું મોકળાપણું એ હાલના હિંદીઓનો સ્વભાવ નથી. કડવું સત્ય તે સ્પષ્ટપણે બોલશે નહિ. પોતાના મનમાં શું છે તેનો પત્તો તે લાગવા દેશે નહિ; પરંતુ ગાંધી એ બાબતમાં સર્વથી ભિન્ન છે. તેમના

ચિત્તને પડદાનો પરિચય નથી. પોતાના મત પ્રકટ કરવામાં શ્રોતાને વિષાદ થશે કે આનંદ, તેનો તે વિચાર કરતા નથી. દઢ નિશ્ચય એ ગાંધીનો વળી બીજો એક મોટો ગુણ છે; તથાપિ ઘણી વખત દઢ નિશ્ચયને હઠવાદનું નામ અપાતું હોવાથી ગાંધીના નિશ્ચયને પણ પુષ્કળ વખત એવું સ્વરૂપ અપાય છે. અમુક વાત કરવાનો એકવાર નિશ્ચય થયો કે, પછી તે બાબતની સિદ્ધિ થતાં સુધી વચ્ચે કોઇપણ સ્થાને ગાંધી રોકાવાના નહિ. દષ્ટાંત તરીકે 'નિષ્ક્રિય પ્રાતકાર' અમલમાં મૂકવાની તેમણે શરૂઆત કરી તે સાથેજ પંજાબમાં લોકક્ષોભનું મોજું ઉછળ્યું. લોકક્ષોભ કરવાનો તેમનો હેતુ નહતો; તથાપિ તેમનો નિષ્ક્રિય પ્રતિકાર થોડા અંશે પણ એ અનર્થને કારણભૂત બન્યો, અને એ સ્ફોટને લીધેજ પંજાબમાં વૈતાળનુ સામ્રાજ્ય પ્રવર્ત્યું.

ગાંધી હઠવાદી હશે; પરંતુ તોડજોડનું મહત્ત્વ તે સમજતા નથી એમ કંઇ નથી. કયા સ્થળે તોડજોડ કરવાથી પોતાનો માર્ગ સરળ બનશે, તે સમજવા જેટલી દૂરદષ્ટિ અને વ્યવહારજ્ઞાન તેઓ ધરાવે છે. બાવન વર્ષની વયમાં ગાંધીએ જેટલી વાતો હાથમાં લીધી અને તેમાંની જેટલીમાં સફળતા મેળવી છે, તેટલી મેળવવાનું ભાગ્ય સામાન્ય રાજપ્રકરણી પુરૂષમાંના કોઇનેજ પ્રાપ્ત થયું હશે. દક્ષિણ આફ્રિકાના તેમના કાર્યનું પરીક્ષણ કોઈ ગમે તેટલું કસીને કરશે, તોપણ તેને તેમાં આંગળી ચીંધવા જેવી એકે જગ્યો નહિ મળે. એ કાર્યની જે કોઇ માહિતી મેળવી લેશે તેને **ગાંધીની સાવધાન બુદ્ધિ અને દેશભક્તિ માટે પરાણે પણ પ્રશંસા કરવીજ પડશે.**

દક્ષિણ આફ્રિકામાંથી ગાંધી હિંદુસ્થાનમાં આવ્યા ત્યારે તેમની યુવાનીનો કાળ પૂર્ણ થયેલો હોઇ ઉત્તરવયમાં પ્રવેશ થયો હતો. હિંદુસ્થાનમાં આવતાંજ રાજપ્રકરણમાં લક્ષ આપી તેમણે એ કાર્ય અત્યંત ઉત્સાહથી હાથમાં લીધું. ઘણાને લાગ્યું કે, હવે ગાંધી ગોખલેની

ખોટ પૂરી પાડશે. આરંભમાં તેમણે સામાજીક તથા સાંપત્તિક પરિસ્થિતિનો પ્રશ્ન હાથમાં લીધો. ચંપારણ્ય અને ખેડા જીલ્લામાં તીવ્ર બનેલા અસંતોષને ઘટાડવા સારૂ તેમણે પ્રયત્ન કર્યો, તથા મજૂરોની અડચણો ઓછી કરવાના કામમાં તે વખતે તેમણે પોતાની યોગ્યતા ઉત્તમ પ્રકારે સિદ્ધ કરી. ઘેર બેઠાં થઇ શકે તેવા નાના નાના ઉદ્યોગો તેમણે શરૂ કર્યા. વિશેષતઃ હાથકંતામણ તથા હાથવણાટનો પ્રચાર જોસપૂર્વક થાય તે સારૂ પુષ્કળ શ્રમ તેમણે ઉઠાવ્યો. એ સાથેજ સ્વાભિમાનની જાગૃતિ થાય તે સારૂ પણ પુષ્કળ પ્રયાસ કર્યો. સ્ત્રી-શિક્ષણ અને વિશેષતઃ રાષ્ટ્રીય શિક્ષણ પણ તેમના ધોરણથી મુક્ત ન હતું. તેમનો મત એવો છે કે, બાળકોનું શિક્ષણ પાશ્ચાત્ય વલણવાળું ન હોવું જોઇએ; તેને રાષ્ટ્રીય વલણ મળવું જોઇએ. આરંભમાં રાજકીય ગુંચવણમાં લક્ષ આપવાની વિશેષ ઇચ્છા ગાંધીને હોય એમ લાગતું નથી; તથાપિ તેમની જાજવલ્ય દેશભક્તિએ તેમને સ્વસ્થ બેસવા ન દીધા, તેથી એ બાબતમાં પણ લક્ષ આપવાની ફરજ પડી અને હાલની રાજકીય ચળવળમાં તેમને અગ્રપૂજાનો અધિકાર પ્રાપ્ત થયો છે. તે અસહકારના આદ્ય જનક છે. સ્પષ્ટ ભાષામાં કહીએ તો અસહકાર એટલે બહિષ્કારજ. એ હીલચાલનો સ્પષ્ટ હેતુ એ છે કે, પ્રચલિત શાસનપદ્ધતિથી ચાલતું રાજ્યનું ગાડું અટકાવી પાડવું. ચાલુ પદ્ધતિને વ્યર્થ કરી નાખવી એજ સ્વરાજ્યસંપાદનનો માર્ગ છે. આરંભમાં આ ચળવળમાં માત્ર બે હેતુ હતા. પંજાબ પ્રકરણમાં થયેલા અન્યાયનું નિરાકરણ અને ખિલાફત–તુર્કસુલેહ એ બે વાતોજ ગાંધીને સાધવી હતી; પરંતુ કાળાંતરે એ અલ્પ હેતુનો સમાવેશ એકજ મોટા હેતુમાં કરવામાં આવ્યો. એ મોટો હેતુ એટલે સ્વરાજ્યસંપાદન.

આજે હિંદુસ્તાનમાં અસહકાર આટલો પ્રબળ થતો જાય તેનું કારણ ગાંધી જેવા સામર્થ્યશાળી પુરૂષનું તેને પીઠબળ છે એ

એકજ નથી; બીજાં પણ અનેક કારણો છે. (૧) રૌલેટ કાયદો—દેશમાંથી રાજદ્રોહનો જલદી અને સમૂળ ઉચ્છેદ કરવાના ઉદ્દેશથી એ કાયદો અસ્તિત્વમાં આવ્યો. સુશિક્ષિત લોકોએ એ કાયદા વિરૂદ્ધ અત્યંત પોકાર કર્યા છતાં એને પસાર કરવામાં આવ્યો. (૨) તુર્કી તહ—એની શરતો તુર્ક સુલતાન અને તુર્કી સામ્રાજ્ય એ બન્નેને અપાયકારક છે અને તે અન્યાયી હોવાની સમજથી હિંદની મુસલમાન પ્રજા બેદીલ બની. (૩) પંજાબ પ્રકરણ—ઇ. સ. ૧૯૧૯ના એપ્રિલ મહિનામાં પંજાબમાં અત્યંત શોચનીય પ્રકાર બન્યો. વિશેષ કટોકટીના પ્રસંગે શાંતિ પ્રસ્થાપિત કરવામાં કદાચિત લશ્કરી કાયદાનો સારો ઉપયોગ થતો હશે; પણ પંજાબમાં તેનો ખરો ઉપયોગ થયો કે કેમ તે કહેવાનું કામ કઠિન છે. એ કાયદાના જનકો કહે છે કે, પંજાબમાં ઉત્પન્ન થયેલા બંડનો તેનાથીજ સમૂળ નાશ કરી શકાયો, એ વાત ખરી હોય તોપણ પંજાબી પ્રજામાં અસંતોષ પ્રસરીને તેમના હૃદયપર થયેલા ઘા અદ્યાપિ રૂઝાયા નથી. (૪) દક્ષિણ આફ્રિકા અને સામ્રાજ્યાંતર્ગત અન્ય પ્રદેશોમાં હિંદી વસાહતીઓની પરિસ્થિતિ—હિંદી રાષ્ટ્ર પુરૂષમાં હવે ચૈતન્ય પ્રસરવા લાગ્યું છે. હિંદીઓનું સ્વાભિમાન જાગૃત થવાથી વસાહતોમાં તેમના પર લગાવવામાં આવતો હીનત્વનો શિક્કો તેમને અસહ્ય થવા લાગ્યો છે. (૫) યુદ્ધકાલીન પરિસ્થિતિના કારણે ઉત્પન્ન થયેલું સાંપત્તિક પરિવર્તન—આર્થિક ગોટાળાનું પરિણામ સામાન્ય જનતા સુધી પહોંચ્યું છે અને સર્વને લાગવા માંડ્યું છે કે, સરકાર તેનું નિરાકરણ કરવાને અસમર્થ છે. (૬) ખેડુત અને મજૂર વર્ગનો અસંતોષ—એ બે વર્ગમાં વારંવાર અસંતોષનાં કારણો ઉત્પન્ન થાય છે, અને તે ખરાં હોવાથી રાજકીય ચળવળ કરનારાઓને ઉપયોગી થઇ પડે છે તથા તેઓ તેનો સહેલાઇથી ઉપયોગ કરી લે છે. (૭) સામાન્યતઃ વર્તમાન પરિસ્થિતિ

વિરૂદ્ધ જગતમાં પ્રસરેલો અસંતોષ—સમસ્ત જગતમાં હાલની સ્થિતિ વિષે તીવ્ર અસંતોષ ફેલાયેલો છે. હિંદુસ્થાન દેશ પણ એ તોફાનમાં સપડાયો છે અને તેની ગર્જનાના ધ્વનિ—પ્રતિધ્વનિ સર્વત્ર ઉપજે છે.

આ સર્વ વાત લક્ષમાં લેવાથી ગાંધી જેવા લોકહિતાર્થે જીવતા પુરુષની દૃષ્ટિએ બ્રિટિશ સત્તા નાલાયક કેમ ઠરે છે તે સમજાય તેમ છે. તે કહે છે કે, સ્વરાજ્ય ગમે તેટલું ખરાબ હશે, તદપિ સાંપ્રતના બ્રિટિશ રાજ્યથી તે અધિક ખરાબ હોવું શક્ય નથી. તેમનો મત ભૂલભર્યો હશે, પણ લોકોને તેવો ભૂલભર્યો નથી જણાતો; આથી તેમની બેસમજની ઇષ્ટ અસર લોકોના મનપર થતી નથી. ગાંધીને હવે સ્વરાજ્ય જોઇએ છે અને લોકો તે મેળવવાને ઉંચાનીચા થઇ રહ્યા છે. સુશિક્ષિત વર્ગે આજ સુધી પોતાની સમક્ષ 'સામ્રાજ્યાંતર્ગત સ્વરાજ્ય'નું ધ્યેય રાખ્યું હતું; પણ હવે તેના બદલે 'કાયદેસર અને શાંતિના સર્વ ઉપાયથી સ્વરાજ્ય મેળવવું' એ ધ્યેય સ્થાપન થયું છે. પૂર્વના 'સામ્રાજ્યાંતર્ગત' શબ્દો દૂર થયા છે. હવે એ ધ્યાનમાં લેવાની જરૂર પડે છે કે, હિંદ સામ્રાજ્યમાંથી જુદો પડે તેવો સંભવ ઉત્પન્ન થયો છે; અને અંતિમ ધ્યેય સિદ્ધ થતાં સુધીમાં જે કાળ જશે તેમાં હિંદુસ્થાન એક પ્રચંડ આયર્લાંડ બની જવાનો સંભવ છે.

પરંતુ મારો મત એવો છે કે એ અસહકાર હમણાં ફલદાયી થશે નહિ. બે કારણથી હું એ મત ઉપર આવ્યો છું. એક કારણ એ છે કે, એ માર્ગ માનવ સ્વભાવથી વિરૂદ્ધ છે. વકીલોએ વકીલાત છોડવી, વ્યાપારીઓએ હિંદી માલ સિવાય અન્ય પરકીય માલનો સ્પર્શ કરવો નહિ, આગેવાનોએ કાઉન્સીલોમાં જવું નહિ, પદવીવાળાઓએ પદવીનો પરિત્યાગ કરવો, વિદ્યાર્થીઓએ સરકારી શાળાઓ ત્યજવી અને પ્રજાજનનનું કાર્ય પણ સ્વરાજ્યપ્રાપ્તિ પર્યંત તહકુબ રાખવું; એ તેમનો કાર્યક્રમ છે. આ કાર્યક્રમ ઉચ્ચ દરજ્જાનો છે એ ખરૂં; પણ

સામાન્ય હિંદી પ્રજા ન સહી શકે તેવો બોજો તેના મસ્તકપર મૂકવામાં આવે છે. આજના હિંદી સમાજની પરિસ્થિતિ અનુભવતાં એ વાત પાર પડે તેમ જણાતું નથી. બીજું એ કે, આટલો પ્રચંડ અને અસ્વાભાવિક કાર્યક્રમ પાર પાડવાની ખટપટ કરવા જેટલી તેમને શી જરૂર પડી છે? હિંદનો ખેડુત વર્ગજ સમાજનો અત્યંત મહત્ત્વનો ઘટક છે. ખરી રાજ્યકીય સત્તા અંતે એજ વર્ગના હાથમાં જવાની છે; પણ એ વર્ગ અદ્યાપિ ઉદાસીન છે. ચાલુ જીવનક્રમ છોડીને સ્વરાજ્યપ્રાપ્તિની પાછળ શા માટે પડવું, તેનું રહસ્ય અદ્યાપિ તેને સમજાયેલું નથી અને આજેજ સ્વરાજ્યપ્રાપ્તિની આવશ્યક્તા છે એમ પણ અદ્યાપિ તેને લાગેલું નથી.

પરંતુ અસહકાર અંતે યશસ્વી નહિ થાય; તોપણ વ્યક્તિશઃ ગાંધીનું નામ ચિરસ્મરણીય બની રહેશે, એમાં તો સંશયજ નથી; કેમકે હિંદી રાષ્ટ્રપુરૂષનું સ્વરૂપ ગાંધીમાં સ્પષ્ટ દશા પામેલું છે. છેવટે ગાંધી માટે અમારે એટલુંજ કહેવાનું છે કે, તેમણે સાંપ્રતમાં જે ચળવળ ચલાવી છે, તે ઈંગ્લાંડ પ્રત્યેના દ્વેષથી નહિ પણ સ્વભૂમિના પ્રેમથી. અમુક માણસ અમુક જાતિનો હોવા ખાતર ગાંધી કદિપણ દ્વેષ કરતા નથી. આ બાબતમાં ગાંધીનું વર્તન ખરેખર અસામાન્ય છે. ઈંગ્લાંડ જર્મની સાથે લડતું હતું, ત્યારે ગાંધીએ કાયા, વાચા અને મનથી ઈંગ્લાંડને મદદ આપી હતી; તેજ પ્રમાણે બૉયર યુદ્ધ સમયે પણ તેમણે બ્રિટિશને ઘણી સહાય કરી હતી. સ્વ. લૉર્ડ રોબર્ટસ તેમના સ્નેહીઓમાંના એક હતા. અમને લાગે છે કે, લૉર્ડ રીડીંગ પણ એજ વર્ગમાં ગણાશે. વળી અમારો મત એવો છે કે, ભવિષ્યમાં હિંદના સ્વતંત્ર સંસ્થાનો અસ્તિત્વમાં આવશે ત્યારે ગાંધીનું કાર્ય તથા દાનત અને બ્રિટિશ મુત્સદ્દીપણું એ ઉભયના મિલનથી એ કાર્ય નિર્માણ થયું, એવો અભિપ્રાય ઇતિહાસ પ્રકટ કરશે.



# ૮—ખેડુત, નીતિજ્ઞ અને રાજદ્વારી.

(આર્થર એસ ડ્રેપ.)

લંડનના વ્હાઈટ હૉલમાં આવેલી ઇંડિયા ઓફીસના કેટલાક સરકારી કામદારો, હિંદુસ્થાનના સેંકડો અંગ્રેજ નોકરો અને લંડન, મુંબઈ તથા કલકત્તાના હજારો વ્યાપારીઓ મહાત્મા ગાંધીને ઓળખે છે અને તેઓને તેમનો ભય પણ લાગે છે. તેમને લાગે છે કે, સેંકડો ક્રાંતિકારક ચળવળો અથવા બોલ્શેવિક કરતાં એ એકજ ગૃહસ્થ હિંદમાંની બ્રિટિશ સત્તાને ડોલાવશે.

એ ગાંધી કોણ છે, તે વિષેની માહિતી રા. સમર્થે ' એશિયાટિક રિવ્યુ ' નામના માસિકના અકટોબરના અંકમાં નીચે પ્રમાણે આપી છે. સમર્થ એક જાણીતા વકીલ છે અને હિંદના નરમ દળના મુખ્ય નેતા પણ છે. તે કહે છે:—

" ગાંધી અત્યંત શાંત વૃત્તિના ગૃહસ્થ છે. તે એટલા શાંત છે કે તેમની શાંતિને મર્યાદાજ નથી. આધ્યાત્મિક શક્તિથી જડ શક્તિને મ્હાત કરી શકાશે એ કલ્પના પર તેમનો અચળ વિશ્વાસ છે. ગાંધીને ખાત્રી છે કે, દંડનીતિના આધારપર ચાલતી સરકાર ગમે તેટલી નિષ્ઠુર અને અક્કડ હશે તોપણ તેને આત્મિક શક્તિથી નમાવી શકાશે. "

ગાંધી હાલમાં અતુલનીય સમર્થ પુરૂષ મનાઇ ચૂક્યા છે. એ સમર્થતાના મૂળ પાયામાં ધ્યેયની શુદ્ધતા અને પૂર્ણ મનઃપૂર્વકતા રહેલાં છે. પોતે મુખે જે કંઇ બોલે છે તેને પ્રત્યક્ષ કૃતિમાં ઉતારવાને આવશ્યક ધૈર્ય અને નિશ્ચય એ ગુણો તેમનામાં વસે છે. ગમે તેવું સંકટ પ્રાપ્ત થશે, તોપણ એ બાબતમાં તેમનો નિશ્ચય અણુમાત્ર ચળશે નહિ.

ઇંગ્લાંડમાં હિંદુસ્થાન વિષે જે અનેક લેખો પ્રસિદ્ધ થાય છે, તેમાંના ઘણાખરામાં તમે અવસ્ય ગાંધીનું નામ જોશો. આવા ઘણાખરા લેખોમાં હિંદી સરકારના મતનું પ્રતિપાદન કરેલું હોય છે. એમાંની વિચારસરણી થોડા ઘણા પ્રમાણમાં સરકાર પક્ષની હોય છે; તથાપિ તમે નૈતિક દૃષ્ટિએ ગાંધીપર આક્ષેપ થયેલો નહિ જોઇ શકો. ગાંધી લાંચ-લોલુપતાને વશ થયેલા છે એમ કોઇને પણ બોલતો નહિ સાંભળો. તેમના શત્રુ પણ નહિ કહી શકે કે, ગાંધી પોતાના નામપર જયઘોષ કરાવવા સારૂ કે કોઈ પ્રકારનો આર્થિક લાભ મેળવવાના હેતુથી આ ચળવળ કરે છે. મહાત્મા ગાંધી અસામાન્ય ગૃહસ્થ છે. તમે ગમે તેટલું મૂલ્ય આપવા તૈયાર હશો તોપણ તેમને નહિ ખરીદી શકો.

એ અદ્વિતીય ગૃહસ્થમાં મોટા મુત્સદીનું શાણપણ, સામાન્ય રાજપ્રકરણીનું ચાતુર્ય અને તદ્દન મહેનતુ ખેડુતની સાદાઇ, એ સર્વ ગુણ એકત્ર થયેલા છે. તે અજાતશત્રુ છે. તેમના દેશબાંધવ તેમને દેવની માફક પૂજ્ય માને છે. પુષ્કળ લોકો તેમનાથી ડરે છે; પરંતુ કોઈ પણ માણસ તેમના પ્રત્યે દ્વેષ રાખતો નથી. કલકત્તાની રાષ્ટ્રીય સભામાં અસહકારનો જે કાર્યક્રમ બહુમતે પસાર થયો, તેના જેટલો વિસ્તૃત પ્રમાણનો બહિષ્કાર જગતના ઇતિહાસમાં અન્ય કોઇ પણ સ્થળે તમે નહિ જોઇ શકો.

વકીલોએ વકીલાત છોડવી અને સામાન્ય પ્રજાએ પરદેશી માલનો બહિષ્કાર કરવો, તેજ પ્રમાણે વિદ્યાર્થીઓએ શાળા તથા કૉલેજોનો ત્યાગ કરવો અને આગેવાનોએ કાઉન્સીલો ત્યજવી, એવો ઠરાવ મહાત્માજીએ પસાર કરાવ્યો. હિંદુસ્થાનનો અસંતોષ દૂર થાય તે માટે બ્રિટિશ સરકારે તરતમાંજ કાઉન્સીલોની સુધારણા કરી હતી; પણ ગાંધીએ ઠરાવ્યું કે, એ સુધરેલી કાઉન્સીલોમાં કોઇએ પણ પ્રવેશ કરવો નહિ.

આવા પ્રકારના સર્વવ્યાપી બહિષ્કારથી હિંદી સરકાર ડરે એમાં કંઇ નવાઈ નથી. હિંદુસ્થાનમાંની ઈંગ્લાંડની સત્તાને એ મહાભયનું સ્થાન છે એમાં શંકા નથી; તથાપિ ગાંધીએ એ બહિષ્કારના કાર્યક્રમમાં દંડનીતિને કોઇપણ ઠેકાણે સ્થાન આપેલું નથી. તે અતિ મનઃપૂર્વકતાથી પોતાના અનુયાયીઓને કોઇપણ પ્રસંગે દંડનો આશ્રય નહિ લેવા ઉપદેશ કર્યા કરે છે. તમે આશ્ચર્યથી સ્તબ્ધ થઇ રહો એવો તેમનો ઉપદેશ છે: અને એ તો ચોકખું છે કે, ક્રાંતિકારકોના પ્રચંડ દંડમાર્ગ કરતાં પણ આ માર્ગને દમનથી નષ્ટ કરવાનું કાર્ય કઠિન છે. મારામારીના પ્રસંગે સત્તાધારી પક્ષ હથિયારનો આશ્રય લઇ શકે; પરંતુ નિઃશસ્ત્ર નિષ્ક્રિય પ્રતિકારનો જવાબ કેવી રીતે આપવો એ પ્રશ્ન ઘણો ભારે છે.

પંજાબમાં બનેલા ભયંકર બનાવનું સ્મરણ તાજું હતું તેવા સમયે ગાંધીએ પોતાનો આ કાર્યક્રમ હિંદી રાષ્ટ્રીય સભા સમક્ષ મૂકયો. પંજાબ પ્રકરણે બહુધા સમસ્ત રાષ્ટ્રના મનને દુઃખમગ્ન બનાવી દીધું હતું, તેથીજ એ કાર્યક્રમનો તેમણે સ્વીકાર કર્યો, એવો લંડન ટાઇમ્સના પ્રતિનિધિનો મત છે; પણ સમર્થનો મત એથી ભિન્ન છે. તેમના મત પ્રમાણે રાલેટ કાયદો પસાર થવાની સાથેજ

હિંદી રાષ્ટ્રપુરૂષનું વલણ એવા પ્રકારના કાર્યક્રમને અનુકૂલ થઇ ચૂક્યું હતું. સમગ્ર લોકમત એ કાયદાની વિરૂદ્ધમાં ખળભળી ઉઠયા છતાં હિંદી સરકારે એ મતને ઠોકર મારી કાયદો પાસ કરી લીધો. પોતાના મતનો આમ તિરસ્કાર થયેલો જોઈ હિંદનું મન ઉદ્વિગ્ન બન્યું. આવી સ્થિતિમાં પંજાબનો પ્રકાર બન્યો હોત કે ન બન્યો હોત, તોપણ ગાંધીના કાર્યક્રમપર તેની કંઇજ અસર ન થઈ હોત.

આ પછી ખિલાફત પ્રકરણ ઉપસ્થિત થયું. સંયુક્ત રાષ્ટ્રોએ તુર્ક સામ્રાજ્ય પ્રત્યે બતાવેલું વર્તન હિંદી મુસલમાનોને ન રૂચવાથી તેમનાં મન પણ કલુષિત થયાં; આથી એ એક મોટો વર્ગ ગાંધીને આવી મળ્યો. ગાંધીની હીલચાલ 'ન ભૂતો ન ભવિષ્યતિ' એવી રીતે સારા હિંદુસ્થાનમાં દાવાનળ પ્રમાણે કેમ પ્રસરી તેનાં કારણો આ માહિતીપરથી લક્ષમાં આવશે. હિંદી સરકારે પોકારી પોકારીને કહ્યું કે, પોતે હિંદી મુસલમાનોના વિચાર અતિ દઢતાથી સંયુક્ત રાષ્ટ્રો સમક્ષ રજુ કર્યા છે; તથાપિ મુસલમાનોને ખાત્રી ન થઈ. હજુ પણ હિંદી મુસલમાનોને લાગે છે કે, બ્રિટિશ સરકાર ઇસ્લામધર્મ અને સુલતાનની ગાદીના તથા ખલીફાના હક્કમાં ધાલમેલ કરે છે.

"ગાંધી પોતાના દેશબંધુઓને એમ નથી કહેતા કે, આ જન્મે નહિ તો આવતે જન્મે પણ તમોને સુખપ્રાપ્તિ થશે. ઐહિકનો ત્યાગ કરી પારલૌકિક માર્ગ ખુલ્લો કરવા જણાવતો મોઝીઝનો ધર્મ ગાંધીને માન્ય નથી. તે પોતાના અનુયાયીઓને ઉપદેશે છે કે, આજ ક્ષણે અને આ લોકમાંજ દુઃખમુક્ત થાવ. પાશ્ચાત્ય સંસ્કૃતિ ગાંધીને બિલકુલ પ્રિય નથી. તેમના ચિત્તને એ વસ્તુના મોહનો સ્પર્શ સુદ્ધાં થયો નથી."

ગાંધીના મતનો ટુંકામાં સાર એ છે કે, જુનાનું પુનરૂજ્જીવન. તેમની દષ્ટિ સમક્ષ હિંદના ગત વૈભવનું ચિત્ર છે. હિંદુસ્થાનની પૂર્વ

પરંપરા, સંસ્કૃતિ અથવા તત્ત્વજ્ઞાનમાં શું એવી કોઇ ઉણપ છે કે જે પાશ્ચિમાત્ય વસ્તુથી ભરાઇ જાય? **જે સમાજરચનામાંથી સાધુ સંતો, તત્ત્વજ્ઞાનીઓ અને વીર પુરૂષોની હારોની હારો પ્રકટ થઇ છે, તે સર્વ સમાજરચનાને તમે પાશ્ચિમાત્ય વસ્તુના સંકરથી ભ્રષ્ટ કરશો કે શું?** એવા પ્રશ્નો ગાંધી પોતાના અનુયાયીઓને કરે છે. તેમનું કહેવું એવું છે કે, અર્વાચીન સંસ્કૃતિના અભાવથી નહિ, પણ **પોતાની પ્રાચીન પરંપરાથી અને પોતાના પ્રાચીન શ્રુતજ્ઞાનથી હિંદી રાષ્ટ્ર પરાઙ્મુખ થવાથીજ સાંપ્રતની અવનત સ્થિતિ પ્રાપ્ત થઇ છે.**

ગાંધીનો હિંદી પ્રજાપર આટલો બધો પ્રભાવ પડવાનું કારણ આજ છે. મધ્યકાલીન સામાન્ય યૂરોપી પ્રજા જે પ્રમાણે ધર્મસુધારણા અને સમાજસુધારણાની વિરૂદ્ધ હતી; તેજ પ્રમાણે હિંદી પ્રજા પણ વર્તમાનકાળે સુધારણાની વિરૂદ્ધ છે.*

"ધર્મ એ ગાંધીનું સર્વસ્વ છે. તેમનું રાજપ્રકરણ ધર્મનાજ ધોરણે ચાલે છે. વધુ શું? ધર્મરક્ષણ માટેજ તે રાજકારણમાં પડ્યા છે. યૂરોપના મુત્સદ્દીઓએ ધર્મ અને રાજકારણને પરસ્પરથી પૂર્ણ વિભકત બનાવ્યાં છે, તે પ્રમાણે ગાંધીએ કરેલું નથી. આ સંબંધમાં ગાંધીને અદ્યાપિ યૂરોપી મુત્સદ્દીઓનો અનુભવ મળવો બાકી છે.+"

---

* હોય એમાં નવાઈ પણ શું? નિઃસ્વાર્થીએ સ્વાર્થી બનવું, અથવા ઠંડા દેશકાળનો જાડો કોટ ગરમ દેશકાળમાં લાગુ કરવો, એનું નામ તે સુધારો કે બગાડો? સંપાદક

+ બીજાઓને નીચોવી તથા ગુલામ બનાવીને પોતાના દેશને સમૃદ્ધ કરવા, અને છેવટે એક લુંટારો બીજા લુંટારા સાથે મરવા મારવાપર આવી જાય છે તેમ લડાઈઓ જગાડીને પોતાના દેશમાંના ઓછી અક્કલવાળા ગરીબ માણસોને ચડાવીને બીજાઓને હાથે તેમનો તેમજ તેમને હાથે

ગાંધીના વિચારોને અગ્રાહ્ય માનનાર જે એક પક્ષ હિંદુસ્થાનમાં છે તેને પણ આ ધર્મ અને રાજપ્રકરણનું મિશ્રણ પસંદ નથી. હિંદુસ્થાન હવે પુષ્કળ અંશે પશ્ચિમના વલણે ગયેલું છે તથા પશ્ચિમની સંસ્કૃતિની છાયા તેનાપર પૂર્ણ રીતે પડેલી છે; અને હવે ત્યાંથી પાછું પગલું ભરવું તે પાછા પડ્યા જેવું છે એમ એ પક્ષને લાગે છે. એ પક્ષપર પશ્ચિમના સુધારણાનો મોહ સવાર થયેલો હોવાથી તેને ગાંધીના વેદકાલીન મતો ન પસંદ પડે તેમાં કંઈ નવીન નથી.

બ્રિટિશ સરકારપર આજસુધીમાં અનેક પ્રકારની ગૂંચવણો ઉકેલવાના પ્રસંગ આવી ગયા છે અને જુના પ્રકારના દુશ્મનો સામે તેને ઝુઝવું પડ્યું છે. આયર્લાંડનો ડી વેલેરા પણ તેનો કંઇ જેવો તેવો શત્રુ નથી; તથાપિ તેનાં શસ્ત્રાસ્ત્રોમાં કંઈ નવીનતા કે અપૂર્ણતા નથી. સેનાપતિ સ્મટ્સ અને બોથા પણ ભારે શત્રુ હતા. વીસ વર્ષ પૂર્વે બ્રિટિશ સામ્રાજ્યને એ લોકોએજ હંફાવ્યું હતું; પરંતુ તેમના માર્ગ સુદ્ધાં જુના પુરાણાજ હતા. લેનીન અને ટ્રોઝકીએ કંઇક નવીન હીલચાલ પ્રચારમાં આણી એ વાત ખરી છે; તથાપિ તેમની પણ સામાન્ય યુદ્ધકળા નવીન નથી. તેમના સર્વ મુખ્ય દાવા જુનાજ પ્રકારના છે. મહાત્મા ગાંધીની પદ્ધતિ એ સર્વ કરતાં સમૂળગી નવી છે. હિંદી રાષ્ટ્રના કલ્યાણાર્થે તેમણે તદ્દન નવીન યુદ્ધપદ્ધતિ અસ્તિત્વમાં આણી છે. એ પદ્ધતિમાં પશ્ચિમની હીલચાલની ગંધ પણ નથી. લેનીન અને ડી વેલેરાથી તદ્દન વિરૂધ્ધ દિશાના શિખરે ગાંધી અધિષ્ઠિત થયા છે. બ્રિટિશ પ્રજા ખુલ્લા દિલે કબૂલ કરે છે કે, આપણા માટે ગાંધીનો પ્રકાર નિવેડાવો મુશ્કેલ થઇ પડ્યો છે.

---

બીજાઓના ઘાણ કઢાવવો, વગેરે વગેરે જે યુરોપી મુત્સદ્દીઓનો અનુભવ, તેને ઇચ્છવાનું ને મેળવવાનું મ૦ ગાંધી માટે ભલે સદાને માટે બાકીજ રહે.

સંપાદક



# ૧-નરશ્રેષ્ઠ ગાંધી.

( બેન સ્પૂર, એમ. પી. )

( ફૉરવેલ લેટર ટુ ધી પ્રેસ, જાન્યુઆરી-૧૯૨૧. )

કૉંગ્રેસમાં મધ્યવર્તી અને અધિષ્ઠાતા દેવ કહીએ તો તે મહાત્મા ગાંધીજ છે. જેમના માટે તેમના શત્રુને પણ ખામી દર્શાવવા જગ્યો નથી મળતી. એવા એ ગૃહસ્થ કોણ છે ? તેમની મનઃપૂર્વકતા તેમનું વિશાલ નીતિધૈર્ય અને તેમની ધર્મપરાયણતા એ ગુણત્રયી માટે તેમના કટ્ટા શત્રુ પણ તેમનાં સ્તોત્ર ગાય છે. એમાં કંઇજ અપવાદ નથી એમ પણ નથી. બ્રિટિશ પાર્લામેંટના કેટલાક વિશિષ્ટ સભાસદો પોકારે છે કે, ' એ ગાંધીને ફાંસીએ લટકાવો; ' પરંતુ પૂર્વ સંસ્કારો અને સત્તાબળથી તેમની વિવેકબુદ્ધિ એટલી બધી દબાઇ ગઇ હોય છે કે, ભલુંબૂરૂં ઓળખવાનું લેશ માત્ર પણ સામર્થ્ય તેમનામાં હોતું નથી. એકાદ અત્યંત કર્મઠ પોતાનુંજ ખરૂં છે એવી જક્ક લઇ બેસે છે ત્યારે આપણને જેમ તેની સ્થિતિ દયાજનક લાગે છે, તેમજ આ હટ્ટી સભાસદો કેવળ દયાપાત્રજ છે. સર વૅલેંટાઇન શિરોલ જેવા પક્કા સામ્રાજ્યવાદીને પણ ગાંધીમાં તીવ્ર ધર્મપરાયણતા જણાઇ આવી છે. ગાંધીની બુદ્ધિ ઠેકાણે નથી, એમ કહીને પણ છેવટે તો તેને કબૂલજ કરવું પડે છે કે, તે પૂર્ણ નીતિમાન અને ધૈર્યશાલી

છે. મહાત્માજી ભ્રમિષ્ટ છે એમ કહેનારા પણ કેટલાક લોકો છે; તથાપિ તેઓ સુદ્ધાં કહે છે કે, તેમની ભ્રમિષ્ટતા સદાચારપોષક છે. સાંપ્રત કાળે જગત એટલું બધું ફરી ગયું છે કે, સારૂં શું અને ખોટું શું તે સમજવાને પણ તે અશક્ત બન્યું છે. ઉચ્ચ સદાચાર અને પ્રમાણિકતાને ભ્રમિષ્ટતા સાથે બહારથી એટલું સાંનિધ્ય છે કે, સાંપ્રતની વિપરીત અવસ્થામાં તેમના વચ્ચે રહેલો ભેદ જગતથી સમજી શકાતો નથી. શુદ્ધ માયાવી બજારમાં વસ્તુ માત્રનું મૂલ્ય માયાવી રીતેજ થતું હોય, ત્યાં આધ્યાત્મિકતાનું ખરૂં મૂલ્ય શી રીતે સમજાય ? જ્યાં જૂઠાઓ સિંહાસનપર બેસે અને સાચા શૂળીએ ચઢે, ત્યાં માણુસ અને તેના કાર્યની ખરી કિંમત અંકાવાની આશાજ રાખવી નકામી છે; તથાપિ જેમને ગાંધીની પ્રત્યક્ષ ભેટ થઇ હશે અને જેમને તેમની સાથે બે શબ્દ બોલવાની તક મળી હશે, નાની ખાનગી બેઠકમાં અથવા માણુસોની પ્રચંડ મેદનીમાં પણ સામાન્ય પ્રજાપર તેમની કેવી છાપ પડે છે તે જેમણે પ્રત્યક્ષ જોયું હશે, તેમને ગાંધીના અપૂર્વ સામર્થ્ય વિષે ખાત્રી થયા સિવાય નહિ રહી હોય. ગાંધી ગાંડા છે એમ કોઇને કહેવું હોય તો ભલે કહે; તથાપિ તે સુકલકડી શરીરમાં વિલક્ષણ સામર્થ્યનો વાસ છે એ વાતનો તેનાથી અસ્વીકાર નહિ કરી શકાય. ગાંધીના ફક્ત ચાર શબ્દથી જે અસંખ્ય માણુસો પર અસર થાય છે, તે મોટા ઘાંટાવાળા અને લટકાં મટકાં કરીને છટાથી બોલનારા વક્તાથી પણ થઇ શકશે નહિ. તેમની ખાનગી બેઠકમાં બેસવાનો પ્રસંગ અમને પ્રાપ્ત થયો હતો અને તેમની ચરણધૂલિને સ્પર્શ કરવાની ઇચ્છા રાખનાર હજારો માણુસોના સમુદાયમાં પણ અમે તેમને જોયા હતા. એ બન્ને પ્રસંગમાં તેમના સામર્થ્યની એકરૂપતાની અમને પ્રતીતિ થઇ છે. તેમના દુર્બળ દેહમાં એટલું સામર્થ્ય છે કે, અત્યંત વ્યવસ્થિત

અને સુસંઘટિત એવી રાજસત્તા ગમે તેટલા મજબૂત હલ્લા ગાંધીપર કરશે; તોપણ તેમના મોરચામાંથી એક કાંકરોએ નહિ ખરે. જગતના કોઇ પણ નેતા પાસે આટલો પ્રચંડ અનુયાયી વર્ગ નહિ હોય. એમના અનુયાયીઓમાં કેવળ અભણ લોકોજ છે એમ કંઇ નથી. હિંદુસ્થાનના પ્રસિદ્ધ વિદ્વાન પુરૂષો પણ તેમના નેતૃત્વનીચે તેમની ચોતરફ એકત્ર થયા છે. એ બુદ્ધિમાન પુરૂષો પણ ગાંધીને ' મહાત્મા ' નામથીજ સંબોધે છે. શુદ્ધ દાનતને લીધે જે ખરો અધિકાર પ્રાપ્ત થાય છે અને જેના આગળ સર્વને મસ્તક નમાવવું પડે છે, તે અધિકાર ગાંધીને પ્રાપ્ત થયો છે એ વાત મોટા મોટા સરકારી અધિકારીઓને પણ સમજાઇ છે. પશ્ચિમે લેનીનને જન્મ આપ્યો છે; તેનામાં સામર્થ્ય છે, નિર્ભયતા છે, શુદ્ધ તર્કશાસ્ત્ર છે અને પૂર્ણ નિશ્ચય પણ છે. પૂર્વના ઉદરે જન્મેલા ગાંધીમાં પણ એજ ગુણ તેટલાજ પ્રમાણમાં છે; પણ લેનીનને પાશવી શક્તિપર દૃઢ વિશ્વાસ છે, ત્યારે ગાંધી નિષ્ક્રિય પ્રતિકારનો અડગ ભક્ત છે. લેનીનને જેટલો તલવારનો ભરોસો છે, તેટલોજ ગાંધીને ચૈતન્ય શક્તિનો છે. આજે આખા જગતમાં જોઇએ તો બે શક્તિ પરસ્પર યુદ્ધ કરી રહેલી જણાશે. એ બે શક્તિ પરસ્પર ભિન્ન સ્વરૂપની છે અને જગતપર આધિપત્ય મેળવવા માટે સારા જગતને રણાંગણ બનાવી, તે પર દ્વંદ્વ મચાવી રહી છે એમ કહેવાને શી હરકત છે ?





# १०—महापुरुष गांधी.

## ( डी. पी.–धी डेली मेईल. )

ગાંધી અર્વાચીન સુધારણા નથી ઇચ્છતા. તે પાશ્ચિમાત્ય સંસ્કૃતિના દ્વેષ્ટા છે. મોટાં મોટાં કારખાનાં, આગગાડીઓ, ટેલીફોન, દવાખાનાં વગેરે અર્વાચીન વસ્તુઓ તેમની દૃષ્ટિએ કેવળ નિરૂપયોગી છે; એટલુંજ નહિ પણ અનર્થમૂલક પણ છે.

મોહનદાસ કરમચંદ ગાંધીનાં નેત્રોમાં દૃઢ સત્યનિષ્ઠાનું પાણી ચમકતું હોય છે. તેમની બોલવાની પદ્ધતિ ધીમી અને કેવળ એકતારી છે. ભાવનાની ચઢ ઉતર સાથે સાથે તેમના સ્વરમાં ચઢ ઉતર થતી નથી. અંગ્રેજી કે ગુજરાતી ભાષામાં તે એજ રીતે બોલે છે; તથાપિ તેમની ભાષાપદ્ધતિ મનોરંજક લાગે છે.

મૃત વસ્તુને પુનરૂજ્જીવન આપવું એ ગાંધીની બુદ્ધિની વિશેષતા છે. તેમના ભાષણમાં સદ્દપુરૂષને યોગ્ય માધુર્ય હોવાથી પ્રતિપક્ષનો અર્ધો આવેશ તો તે પ્રથમથીજ નષ્ટ કરી નાખે છે; અને તે એ માધુર્યતાને શુદ્ધ બુદ્ધિવાદ અને તર્કશાસ્ત્ર સાથે જોડી આપીને એક કસાયેલા ધારાશાસ્ત્રી પ્રમાણે પોતાનો પક્ષ રજુ કરે છે. દક્ષિણ આફ્રિકામાં ગાંધી અને જનરલ સ્મટ્સ વચ્ચે પુષ્કળ વર્ષ સુધી વાગ્યુદ્ધ ચાલ્યું હતું. એ યુદ્ધમાં તેમનું મુત્સદ્દીપણું સ્મટ્સની બરોબરીનુંજ છે એમ

સિદ્ધ થઇ ચૂક્યું છે. એ યુદ્ધ દીર્ઘકાળ સુધી ચાલવા છતાં એ બે મુત્સદ્દીઓનો બુદ્ધિવાદ દ્વેષમાં પરિણમવા જેટલી હદે કદિપણ ગયો નહતો એ લક્ષમાં રાખવા જેવું છે. ગાંધી અને ગાંધીપંથનો સાર એકજ સૂત્રમાં કહેવો હોય તો તે ખુદ ગાંધીના નીચેના શબ્દોથી વ્યક્ત થશે.

"બહારથી ધર્મજીજ્ઞાસુ તરીકે જણાતા અનેક પુરૂષો અંદરથી રાજપ્રકરણી હોય છે; ત્યારે બહારથી રાજપ્રકરણનો સ્વીકાર કરવા છતાં પણ અંતરમાંથી હું ધર્મજીજ્ઞાસુ છું !"





# ११—विनीततानुं परिवर्तन.

( એક અંગ્રેજ—ધી નેશન અને ધી ઍથીનિયમ. )

હિંદુસ્થાન દેશ આપણાથી ઘણો દૂર હોવાથી ત્યાંના લોકોની રીતભાત, તેમના વિચાર વગેરે બાબતો સંબંધી કંઇ માહિતી મેળવવાની જીજ્ઞાસાજ આપણને નથી થતી. મહાત્મા ગાંધી પણ તે દૂર દેશનાજ રહેવાસી છે; તથાપિ આજે તેમની માહિતી મેળવવાની આવસ્યકતા છે. તેમની કર્તવ્યતા એવા પ્રકારની છે કે, હવે તે જગતની દૃષ્ટિથી છૂપી રહી શકે તેમ નથી. રૂશીયામાં ટૉલ્સ્ટૉયનું જે મહત્ત્વ હતું તે જ મહત્ત્વ આજે હિંદુસ્થાનમાં ગાંધીનું છે. પ્રાચીન કાળથીજ હિંદુસ્થાન ધર્મપરાયણતા માટે પ્રસિદ્ધ છે. હિંદુસ્થાનમાં તત્ત્વજ્ઞાનનો ઉદય થયાને પુષ્કળ કાળ વીતી ગયો છે. એવા પ્રકારની દીર્ઘ પરંપરાના કારણે હિંદી રાષ્ટ્રપુરુષોની મનોભૂમિકા ધર્મપ્રધાન બનેલી છે; અને આજે એ ધર્મપરાયણતા જ ગાંધીરૂપે અવતરી છે એમ કહેવાને હરકત નથી. ગાંધીની હીલચાલ આપણ પશ્ચિમવાસીઓના મનમાં વિષાદ ઉત્પન્ન કરતી હશે અને હિંદની બ્રિટિશ સત્તાને તે અભેદ્ય કોઠા જેવી લાગતી હશે; પરંતુ લક્ષમાં રાખવું જોઇએ કે એ ચળવળ શુષ્ક નથી. એકાદ પાશ્ચિમાત્ય રાજ્યપ્રકરણી પુરૂષ કોઈ ચળવળમાં પડે છે તો તે તેના હેતુ તથા તેનું સમર્થન કરનારાં સાધનોનો વિચાર સામાન્ય વ્યાવહારિક અનુભવપરથી કરે છે. તેના હેતુ કિંવા સાધન

ચાલુ વ્યવહારની પ્રતીતિમાં આવતા અનુભવથી આગળ જઇ શકતાં નથી.

આયર્લાંડના સિનફિનો અને હિંદુસ્થાનના અસહકારીઓ વચ્ચે કેટલાક અંશે સામ્ય છે ખરું; પણ આયરિશો ગમે તેવા છતાંયે આપણી માફક પાશ્ચાત્ય વંશના છે. તેમની પદ્ધતિ આપણને ગભરાવી નથી મૂકતી અને તેમનાં સાધનો જડસૃષ્ટિથી આગળ વધીને ચૈતન્ય તરફ ધસી નથી શકતાં.

ગાંધીએ હિંદુસ્તાનમાં બ્રિટિશ સત્તા ચલાવનાર સર્વ યંત્રોનો બહિષ્કાર કર્યો. વિશેષતઃ તેમણે કાઉન્સીલમાં જવા સામે વાંધો ઉઠાવ્યો. આસામના બગીચાઓના મજુરોને પાછા આણ્યા. અંગ્રેજી માલ અને વિશેષતઃ કાપડનો સખ્ત બહિષ્કાર કર્યો. સરકારદ્વારા અથવા અન્યદ્વારા યૂરોપી પદ્ધતિસર ચાલતી શાળા અને વિદ્યાલયોમાંથી વિદ્યાર્થીઓને બોલાવી લીધા. પોતાની જરૂરીયાતનાં સૂતર-વસ્ત્ર હાથે કાંતી તથા વણી તૈયાર કરવાની શરૂઆત કરી. સઘળા વિદ્યાર્થીવર્ગે અને અન્ય ઉત્સાહી યુવાન સ્ત્રી–પુરૂષોએ રેંટીઓ હાથમાં લેવો તથા એ રીતે વસ્ત્રવિષયક પોતાની સઘળી ગરજો પોતેજ પૂરી કરી લેવી એવો ઠરાવ કર્યો. એજ રીતે હિંદુસ્થાન સ્વાવલંબી થશે એટલે દાસત્વમાંથી મુક્ત થશે, એમ ગાંધી કહે છે. તેમની ખાત્રી છે કે, એ પ્રકારે અંતે પૂર્ણ યશ મેળવી શકાશે. તે કહે છે કે, જો પોતાનો સર્વ કાર્યક્રમ પૂરો થશે તો એક વર્ષમાંજ સ્વરાજ્ય મેળવી શકાશે. અમોને નથી લાગતું કે, એવા પ્રકારના કાર્યક્રમથી સામ્રાજ્યની સર્વ સત્તા નષ્ટ થઇ શકે. એ સત્તા એટલી બધી કમકૌવત નથી. આજે સામ્રાજ્યવાદ કેટલો પ્રબળ છે તેની ખરી કલ્પના ગાંધીને થઇજ નથી. હા, રાજકીય હીલચાલની દૃષ્ટિએ તેમની હીલચાલની દિશા કદાચિત યોગ્ય ઠરવા જેવી હશે અને તે શુદ્ધ બુદ્ધિવાદને પણ રૂચશે.

અર્વાચીન કાળની સર્વ સામ્રાજ્યસત્તાઓનો પાયો સંપત્તિ એ છે. એ સઘળી ઇમારત અર્થશાસ્ત્રના અનુરોધથી ચાલતી પરંપરાપરજ ઉભી છે. આવી સ્થિતિમાં જો હિંદુસ્થાનનો બજાર આપણા વ્યાપારીઓને માટે ખરેખરજ હમ્મેશને માટે બંધ થાય, તો સંસ્થાનિક સ્વરાજ્યનું દાન કરવાની વાત દૂર ધકેલવામાં ડહાપણ છે કે કેમ? તેનો આપણને અવશ્ય વિચાર કરવો પડશે. એકાદ રાષ્ટ્ર ખરેખરજ જાગૃત થઇને પોતાના હક્ક આજેજ મળવા જોઇએ એવી દૃઢ નિશ્ચયથી માગણી કરવા લાગે, તો તેના મુખ આગળ સ્વરાજ્યસત્તાના નાના ટુકડા દીર્ઘ કાળ પર્યંત નાખ્યા કરવા એ અમોને તો હિતકારક નથી લાગતું.

તથાપિ એ અસહકારની ચળવળમાં એક ભયનું સ્થાન પણ છે. અસહકારનો આખો કાર્યક્રમ પાર પડે તો તેથી ખરેખર હિંદુસ્થાનનું કલ્યાણ થાય કે કેમ, એ એક વિચારણીય પ્રશ્ન છે. યૂરોપનો પ્રવાસ પૂરો કરી રવીંદ્રનાથ ટાગોર સ્વદેશમાં પાછા ગયા અને તેમણેજ પ્રથમ આ પ્રશ્ન ઉપસ્થિત કર્યો. તેમણે જાહેર કર્યું કે અસહકારનો કાર્યક્રમ પોતાને પસંદ નથી. તેમણે એમ પણ કહ્યું કે દેશભક્ત તરીકે એ વાતથી મને ઘણું ખરાબ લાગે છે. રવીંદ્રનાથ અન્ય દેશભક્તો પ્રમાણેજ સ્વભૂમિપર એકનિષ્ઠ પ્રેમ ધરાવે છે. પંજાબમાં બ્રિટિશ સત્તાએ જે અમાનુષ અત્યાચાર કર્યો, તેના પ્રત્યે ધિક્કાર દર્શાવવાના હેતુથી તેમણે પોતાની પદવી પણ ત્યજી દીધી; તથાપિ તે કહે છે કે ગાંધીની ચળવળ પ્રત્યે પોતાની સહાનુભૂતિ નથી. પશ્ચિમનાં આધિભૌતિક શાસ્ત્રોએ ઉદાર હસ્તે આપેલી દેણગીઓને ધિક્કારવી એ કાર્ય પૂર્વના અભિમાનનું દ્યોતક હશે; પણ એ પ્રકૃતિ ભાવી અભ્યુદયને પોષક નહિ પણ વિધ્વંસક માત્ર છે અને એ કૃતિનું

પરિણામ બુદ્ધે કહેલા સર્વપરિત્યાગમાં આવવાનું છે. પાર્વાત્ય શાસ્ત્ર કહે છે કે, અનંત વસ્તુ સાથે એકતા મેળવવી હોય તો 'નેતિ નેતિ' એ માર્ગનો સ્વીકાર કરી સર્વસંગપરિત્યાગ કરવો જોઇએ. તે કહે છે કે, વસ્તુનું વિશિષ્ટત્વ દષ્ટિસમક્ષથી જશે એટલે પછી સર્વવ્યાપી સામાન્યત્વ માત્ર રહેશે. આવી રીતથી અનંતની એકતા પામવામાં ઉચ્ચતર બુદ્ધિને અતિલાભ મળતો હશે એ ખરૂં; તથાપિ સામાન્ય જનતા એવા માર્ગનો સ્વીકાર કરે તો જગતપ્રત્યે વિષાદ, તમોગુણી વ્યાપારશૂન્યતા અને શુદ્ધ આળસમાંજ તેનું પર્યવસાન થાય એમાં શંકા જેવું નથી. પશ્ચિમવાસીઓનો માર્ગ એથી ઉલટો છે. વસ્તુના વિશિષ્ટ ગુણની શોધ કરી તેમાં અંતે સામાન્ય ધર્મ ક્યાં રહે છે, તે તપાસી લેવા એ પશ્ચિમની પદ્ધતિ છે; તથાપિ પાશ્ચાત્ય પ્રજા પણ અદ્યાપિ અર્ધે રસ્તેજ અટકી પડી વસ્તુજાતના વિશિષ્ટત્વમાં ગૂંચાઇ છે. અદ્યાપિ તે સામાન્યમાં પ્રવેશી નથી. તેના ચરણ જગતના વ્યાપારમાં ગૂંચાયા છે. આ સર્વ ખરૂં હશે, તથાપિ કહેવું જોઇએ કે યૂરોપી પ્રજા અદ્યાપિ ઉદ્યોગશીલ અને કર્મપ્રવીણ છે. તે કર્મયોગમાં મન ઘાલવા ઇચ્છે છે. આવા પ્રકારની આ બે ભિન્ન ભિન્ન પદ્ધતિનું એક વિશ્વરૂપ બનાવવું એમ કહેનારી વ્યક્તિઓમાં ટાગોરનો સમાવેશ થાય છે. ટાગોર કહે છે કે, પૂર્વએ પશ્ચિમની પદ્ધતિએ ચાલી અનંતની શોધ કરવી અને બાહ્ય વિષમતાના આંતરમાં ખરી સમતા કેવી છે તે સમજી લેવું; તથાપિ તે એવી સૂચના કરવાને પણ ભૂલ્યા નથી કે, એ પાશ્ચાત્ય પદ્ધતિનો અંગીકાર કરતી વખતે જડ વસ્તુમાં ડૂબી જઇ પાર્થિવ સુખનો છેડો પકડવાના પાશ્ચિમાત્ય દોષનો ત્યાગ કરવો. તે કહે છે કે, પશ્ચિમની પ્રજા પાર્થિવ સુખની કલ્પનામાં એટલી ડૂબી છે કે તે અનંત અસ્તિત્વની કલ્પનાને પણ વિસરી ગઇ છે.

માનસ શાસ્ત્રના આ સિદ્ધાંત આપણી વિશિષ્ટ પરિસ્થિતિને પણ લાગુ પાડવા જેવા છે. આયર્લાંડના સિનફિન અને હિંદુસ્થાનના અસહકાર વિષે તુલનાત્મક દૃષ્ટિએ આપણે પુનઃ એકવાર વિચાર કરી જોઇએ. સિનફિન પક્ષે વ્યાપારમાંથી અંગ્રેજોની મધ્યસ્થી દૂર કરવા સારૂ પ્રથમ તો આયર્લાંડમાં વેચાતો માલ અંગ્રેજ દલાલોની દરમ્યાનગીરી વિનાજ આયરીશ ઘરાકોને મળે તેવી વ્યવસ્થા કરી. વળી ખેડુતોની પરસ્પર સહાયકારક મંડળીઓ સ્થાપીને અંગ્રેજ શરાફોને પણ દૂર કરવાની ગોઠવણ કરી. ચાર પાંચ જણે એકત્ર થઇ કંઇ ફાયદાકારક ઉદ્યોગ કરવાની ટેવ આયરીશ ખેડુતોને નહતી. જેણે તેણે પોતાનુંજ સંભાળી લેવાની સંકુચિત દષ્ટિ આયરીશ ખેડુતોને નુકશાન કરી રહી હતી. સિનફિન પક્ષે ચળવળ કરીને તેમનામાં સંઘટનાત્મક ક્રિયાશકિત ઉત્પન્ન કરી; આથી પરદેશી દલાલો તથા શરાફોની લુંટ ધીમે ધીમે બંધ પડી ગઈ.

હવે હિંદુસ્થાનનો અસહકાર પંથ જુઓ. વરાળથી ચાલતા ચરખાને મ્હાત કરવાના ઉદ્દેશથી તેમણે પુરાતન કાળનો રેંટીઓ શરૂ કર્યો. અર્વાચીન કાળની ખડબચડી હસ્તશકિતથી જીતવાનો એ યત્ન છે. હા, પશ્ચિમના દેશોની યાંત્રિક શકિતના કારણે માણસો પણ યંત્ર જેવાંજ બની ગયાં છે અને તેમનામાં ખરૂં મનુષ્યત્વ રહ્યું નથી એ વાત ખરી છે; તથાપિ કોઇને પણ કબૂલ કરવું પડશે કે, હજારો મજુરની સંઘટિત ક્રિયાશકિત વ્યવસ્થાપૂર્વક યોજવાથી શ્રમવિભાગ અતિ ઉત્તમપણે થાય છે અને અલ્પ શ્રમથી પુષ્કળ કાર્ય કરી શકાય છે.

આ ઉપરથી કોઇએ એમ ન સમજવું કે અમે આવી સલાહ આપવામાં જડવાદનો ઉપદેશ કરીએ છીએ. હા, એ પણ ખરૂં છે કે, હિંદુસ્થાને પશ્ચિમવાસીઓના કેટલાક દોષથી અલિપ્ત રહેવું

ઉચિત છે. પશ્ચિમના લોકો પાક્કા વાણીયા બનેલા છે. પ્રત્યેક કાર્ય કેવળ આર્થિક નફાતોટાની દૃષ્ટિએ કરવાની ટેવ તેમને પડી છે. આથી તેમનાં ચિત્ત લોભગ્રસ્ત બની ગયાં છે. એ વ્યાપારી દૃષ્ટિ અને લોભીપણાનો દીર્ઘકાળ પર્યંત અભ્યાસ પડી જવાથી તેમની મનોભૂમિકા કેવળ જડરૂપ બની રહી છે. હિંદુસ્થાને પાશ્ચાત્યોનો એ દોષ પોતાને ન લાગુ પડવા દેવો જોઇએ; પરંતુ તેમની શાસ્ત્રવિદ્યા અને યંત્રકળાથી વિમુખ થવામાં કંઇ ફાયદો હોય એમ અમોને લાગતું નથી.

અમે જાણીએ છીએ કે, અમે હિંદુસ્થાનને આ લુખ્ખો ઉપદેશ કરવાનો ડોળ કરીએ છીએ એવો પણ આરોપ થવાનો સંભવ છે. ઘેલી સાસરે ન જાય અને ડાહીને શિખામણ દે, એવો અમારો ઉદ્દેશ નથી. અમારા દોષ તરફ આંખ આડા કાન કરવાની અમારી ઇચ્છા નથી. હિંદીઓ બ્રિટિશોને શત્રુ સમાન માનતા થયા હોય અને તેમની એ કૃતિ આપણને ગમે તેટલી દોષિત લાગતી હોય, તોપણ તેમને તેવા બનાવવાનું કામ આપણેજ કર્યું છે એ વાત નજ ભૂલવી જોઇએ. હિંદુસ્થાનને જે ભયંકર બેગનેટથી આપણે ઘાયલ કર્યું છે, તે બેગનેટ જો આપણે હાથમાં ધારણ કર્યાં ન હોત તો આ વિધ્વંસક માર્ગનુ અવલંબન હિંદુસ્થાને નજ કર્યું હોત. ડાયર અને ઓડવાયરના પશુતુલ્ય વર્તનથીજ હિંદનો પ્રગતિમાર્ગ એ રસ્તે વળ્યો છે. કેટલાક બ્રિટિશ અમલદારો અને લશ્કરી લોકોના વર્તનથીજ હિંદીઓના સ્વાભિમાનને ધક્કો લાગ્યો છે. એ અમલદારોએ પોતાના વર્તનથી એવો ભાસ કરાવ્યો કે, જ્યાંસુધી ખાંધપર બ્રિટિશ ધૂંસરી છે ત્યાંસુધી જાણે કે લોકોએ સ્વહિતના અને સ્વાભિમાનના વાત પણ વિસરી જવી જોઇએ; આથી જ હિંદીઓ આપણા તરફનો વિશ્વાસ અને માન છોડી દઇને પોતાની મુક્તિને માટે આકરા માર્ગનું અવલંબન કરવા તત્પર થયા છે.

આ સિવાય આપણે તુર્ક સામ્રાજ્ય સાથે જે વર્તન ચલાવ્યું છે તે પણ ભૂલી શકાય તેમ નથી. આપણા એ ધોરણથી હિંદી મુસલમાનો પણ ખળભળી ઉઠ્યા. ગ્રીકોના સામ્રાજ્યમદને ઉત્તેજન આપી આપણે એક પૌર્વાત્ય અને પરધર્મી રાષ્ટ્રને ઉતારી પાડવા યત્ન કરીએ છીએ, એવી સમજથી હિંદીઓ ઇંગ્લાંડપર વિશેષ રોષે ભરાયા છે. હિંદીઓને લાગે છે કે, ગ્રીક રાષ્ટ્ર ખ્રિસ્તી કહેવાતું હોવાથી તેને ઉન્નત બનાવી આપણે મુસલમાન સત્તાનો ઉચ્છેદ કરવાનો વિચાર રાખીએ છીએ. આ રાજકારણને તેમની દષ્ટિએ ધાર્મિક કલહનું રૂપ પ્રાપ્ત થયું છે. કેટલાક માણસો ખ્રિસ્તી હોય તેટલાથીજ તેમની નીતિમત્તા મુસલમાનો કરતાં અધિક છે એમ કંઈ નથી. જ્યારે જ્યારે તક મળી છે ત્યારે ત્યારે પૂર્વ યૂરોપના ખ્રિસ્તીઓએ ધોળે દિવસે વિધર્મીઓની કતલ કર્યાની વાત કોની જાણ બહાર છે? સઘળાં પૌર્વાત્ય રાષ્ટ્રો આપણી સામે એક હરોળમાં ઉભાં રહે તેવો સંભવ હવે ઉત્પન્ન થયો છે. અલ્પ સંખ્યાવાળા આર્મીનિયનોનું સંરક્ષણ કરવું એ બ્રિટિશ સરકારનું કામ છે, અને તેણે પોતાના એ કર્તવ્ય તરફ જોઇએ તેવું લક્ષ આપ્યું નથી એ પણ ખરૂં છે; તથાપિ એ કર્તવ્યદષ્ટિને દૂર રાખી આ ઝગડાને ધર્મયુદ્ધનું સ્વરૂપ આપવું તથા બે માનવકુલમાં વેર ઉત્પન્ન કરવું એ અત્યંત ભયંકર ભૂલ છે. એ ભૂલ કરીનેજ ઇંગ્લાંડે હિંદમાં હાલની પરિસ્થિતિ ઉત્પન્ન કરી છે. તુર્ક અને ગ્રીક વચ્ચે ન્યાયનો કાંટો અદલ રાખી તથા ઉભયના હિતસંબંધ લક્ષમાં લઇ આપણે તહ નહિ કરાવીએ, તો હિંદની અસ્વસ્થતા એવીજ રીતે કાયમ રહેવાનો સંભવ છે.



# १२–तदात्मा.

( પ્રોફેસર ગીલ્બર્ટ મરે—હીબર્ટ જનરલ. )



આજ મિતિએ જગતમાં એક અપૂર્વ યુદ્ધ ચાલી રહ્યું છે. એ યુદ્ધમાં બે પક્ષ છે. એક ચૈતન્યશક્તિનો અને બીજો રાજશાસનની પાશવીશક્તિનો. એ યુદ્ધના આરંભમાં વસ્તુસ્થિતિ શી હતી, તેની ખરી માહિતી હોયા સિવાય એમાં સત્ય ક્યા પક્ષમાં છે તે કહેવું કઠિન છે. ઈંગ્લાંડના ઘણાખરા લોકોને એ વસ્તુસ્થિતિનું ખરૂં જ્ઞાન નથી એમ કહેવાને હરકત નથી.

ઈ. સ. ૧૮૮૯ ના અરસામાં મોહનદાસ કરમચંદ ગાંધી નામનો એક હિંદી વિદ્યાર્થી ઈંગ્લાંડમાં આવ્યો. એનો જન્મ એક શ્રીમંત અને સુસંસ્કૃત કુટુંબમાં થયો હતો. એ વિદ્યાર્થી અત્યંત હુશીયાર અને વિનીત સ્વભાવનો હતો. તેના બોલવા ચાલવાનો તથા કપડાંલત્તાંનો બાહ્ય પ્રકાર અન્ય લોકો જેવોજ હતો. તેની બાહ્ય પરિચર્યા પરથી કોઈને પણ સમજાય તેમ ન હતું કે એણે મદ્યમાંસના ત્યાગની તથા બ્રહ્મચર્યપાલનની પ્રતિજ્ઞા લીધેલી હશે.

ક્રમે કરીને એ વિદ્યાર્થીએ કાયદાનો અભ્યાસ પૂરો કર્યો, વકીલાતની સનદ મેળવી અને મુંબઈમાં ધંધો પણ શરૂ કર્યો; પરંતુ તેને

અલ્પ સમયમાંજ જણાયું કે પોતાની મનોવૃત્તિ ધંધાને અનુકૂલ નથી, તેનો પ્રવાહ ધર્મ તરફ અધિક છે. ધીમે ધીમે ગાંધીની ત્યાગપ્રવૃત્તિ વૃદ્ધિંગત થતી ગઈ. કેવળ શરીરધારણ જેટલું દ્રવ્ય રાખી તેમણે બાકીના સર્વનો વ્યય સત્કાર્યમાં કરી નાખ્યો. તેમણે જીંદગી પર્યંત દરિદ્રી રહેવાનો સંકલ્પ કર્યો. વકીલાતનો ધંધો તેમણે બંધ કર્યો. તેમને લાગવા માંડયું કે, "જ્યાં ન્યાય પણ દંડનીતિપર અવલંબી રહે છે, તેવી રાજશાસનપદ્ધતિમાં ભાગીદાર થવું તે અધર્મ છે."

ઇ. સ. ૧૯૧૪ માં ગાંધી અને મારી પહેલી મુલાકાત ઇંગ્લાંડમાં થઇ. તે વખતે ગાંધી માત્ર ભાત ખાતા અને પાણી પીતા. શય્યા તરીકે કેવળ પાટનો ઉપયોગ કરતા. તેમનાં પત્નીની રહેણી પણ એજ પદ્ધતિની હતી. તેમની સાથે હું વાત કરવા લાગ્યો ત્યારે મને જણાઇ આવ્યું કે, આ ગૃહસ્થ સુસંસ્કૃત બુદ્ધિના છે અને એમનું વાંચન પણ અતિ વિશાળ છે; તેજ પ્રમાણે તેમના સામાન્ય વાર્તાપ્રસંગમાં પણ તેમની સત્વવૃત્તિની છાયા જણાયા સિવાય રહેતી નથી.

તે હિંદભૂમિના નિઃસીમ ભક્ત છે. તેમનો હેતુ એવો છે કે, હિંદુસ્થાનના ધર્મ અને નીતિનું પુનરૂજ્જીવન કરી સમસ્ત હિંદીઓમાં એકતા સ્થાપવી. તે હિંદમાંથી માંહોમાંહેના કલેશ કંકાસ દૂર કરવા ઇચ્છે છે; અને તે સાથે એમ પણ ઇચ્છે છે કે, પાશ્ચિમાત્ય સંસ્કૃતિથી હિંદ બને તેટલું દૂર રહે. તે ઇચ્છે છે કે, પશ્ચિમ પ્રદેશની આંદ્યોગિક ગુલામી, તેની જડ સંસ્કૃતિ, તેનો ધનલોભ અને તેનાં હથિયારોનો પવન હિંદને સ્પર્શ ન કરે. અહીં હું કેવળ તેમના મતોનું દિગ્દર્શન માત્ર કરૂં છું. કોઇએ એમ ન સમજવું કે, તેપર ટીકા કરવાનો કિંવા તેમને ખરા કે ખોટા ઠરાવવાનો મારો ઉદ્દેશ છે.

પૌર્વાત્યનો દેહસ્વભાવ એવો છે કે, કોઈ પણ જગ્યાએ સાધુત્વ

દૃષ્ટિએ પડે કે તેના ચરણુમાં લોટી પડવું; પરંતુ તેમની સંસ્કૃતિ-પરંપરા જોવામાં આવશે તો તેમનામાં એવો સ્વભાવ કેમ ઉત્પન્ન થયો તે વિષે કંઇ ગૂઢ જેવું લાગશે નહિ. કોઇને પણુ સાધુ કહેતા પૂર્વે તેની કસોટી કરી જોવાનો પણુ એ અજ્ઞાની જનસમૂહનો સામાન્ય સ્વભાવ છે. સાધુત્વ કે અસાધુતાનાં જે કંઇ ચિહ્નો એ અજ્ઞાની જનતાએ ઠરાવેલાં હોય છે, તેને અનુસરીને તે કોઇની પણુ પરીક્ષા કરી જુએ છે. હિંદુસ્થાનમાં એ કસોટી કરી જોવાનું સાધન ત્યાગ છે. સર્વસંગ પરિત્યાગ કરી ગમે તેવાં જાડાં પાતળાં અને ફાટ્યાં તૂટ્યાં વસ્ત્રોપર તમે રહેશો તો તેઓ તમારી સર્વ વાતો સાંભળી લેશે. ખ્રિસ્તી ધર્મોપદેશકોને પણુ હિંદુસ્થાનમાં એજ અનુભવ મળ્યો છે. ત્રિવિધ પક્વાન્ન આરોગી તથા આકંઠ મદિરાપાન કરીને ઠાઠમાઠભર્યા યૂરોપી પોષાકમાં જો તમે હિંદી જનતા સમક્ષ જશો, તો તે તમારો સદુપદેશ પણુ નહિ સાંભળે. તેમની આ કસોટી સર્વ દૃષ્ટિએ અને સર્વથા ખરીજ નીવડતી હોય એવું કંઈ નથી; તથાપિ કબૂલ કરવું જોઇએ કે, એમાં પણુ કાંઈ તથ્ય છે. ગમે તેમ હો, પણુ હિંદી પ્રજાપર ગાંધીની અપૂર્વ છાપ પડી છે એમાં તો શંકા જ નથી.

આટલો પૂર્વ ઇતિહાસ કહ્યા પછી ઉપર કહેલા યુદ્ધના ઇતિહાસનો આરંભ કરવાને હરકત નથી. દક્ષિણુ આફ્રિકામાં વર્ણભેદથી ઉત્પન્ન થયેલો અસંતોષ પ્રથમથી જ પુષ્કળ હોવાથી ભવિષ્યમાં અધિક હિંદીઓને ત્યાં પ્રવેશ નહિ થવા દેવાનો આફ્રિકાની સરકારે નિશ્ચય કર્યો અને તે સાથેજ તેણે અગાઉના રહેવાસીઓને ધીમે ધીમે હાંકી મૂકવાનું ધોરણુ સ્વીકાર્યું; પરંતુ આ બીજું ધોરણુ પૂર્વના તત્ત્વથી વિપરીત હોવાથી તેનો ખુલ્લી રીતે અમલ થવો શકય નહતો. એ ઉપરાંત નાતાલના પુષ્કળ ઉદ્યોગધંધા હિંદી મજૂરવર્ગ પર અવલંબી

રહેલા હતા; તેથી એ માટે ગોરા વસાહતીઓએ પણ વાંધો લીધો. આ સિવાય હિંદુસ્થાન સરકારે હરકત લીધી તે જુદીજ.

આ પછી ત્યાંના દીર્ઘકાલીન યુદ્ધનો આરંભ થયો. ફક્ત મજૂરવર્ગ સિવાયના ઉજળીયાત ધંધાદારીઓને દક્ષિણ આફ્રિકામાં જીવન અસહ્ય બને તેવી રીતે તેમના પ્રત્યે વર્તન ચલાવવાનો ઉપક્રમ ગોરા વસાહતીઓએ શરૂ કર્યો. વસ્તુતઃ તેમને કોઇપણ પ્રકારના હિંદીઓ જોઇતા નહતા; પરંતુ તેમાંનો મજૂરવર્ગ તેમને ઉપયોગી હોવાથી તેમનાપર તેટલો ભારે કટાક્ષ નહતો. આફ્રિકાની સરકારે હિંદીઓ પર કેટલાક વિશેષ કર નાખ્યા. તેમનું અપમાન થાય તેવી રીતની એક નોંધપદ્ધતિ શરૂ કરી. તેમને સીધી લોકોની પંક્તિમાં બેસાડી પોલીસે તેમના અંગુઠાની છાપ લેવા માંડી.

સરકારને કેવળ લોકલજ્જાથી કાયદામાં જે જે શિથિલતા રહેવા દેવી પડી હતી, તે તે ત્યાંના ગોરા વસાહતીઓએ પોતાના વર્તનથી ભરી કાઢી. કાયદાની બજાવણી પોતાના હાથમાં લઇ ગોરા ગુંડાઓએ હિંદીઓપર નાના પ્રકારના અત્યાચાર કર્યા. એવા સમયે ગાંધી તેમની વારે ધસી આવ્યા અને તેમણે ઇ. સ. ૧૮૯૩ માં કાયદેસર કામ ચલાવવાની શરૂઆત કરી. પ્રથમ તેમનું વકીલપત્ર રજુ કરવાની કોર્ટે ના પાડી; પરંતુ તેમણે પોતાનો વકીલાતનો હક્ક સાબીત કરીને એ કજીઓ ચલાવ્યો અને તેમાં ફતેહ પણ મેળવી. વચમાં દોઢ બે વર્ષ હિંદુસ્થાનમાં ગાળી તે પુનઃ ઇ. સ. ૧૮૯૫ માં દક્ષિણ આફ્રિકામાં પાછા આવ્યા. આ સમયે દરબાનમાં તેમનાપર જીવ જવા જેવો જુલમ ગુજર્યો હતો. ગોરા રહેવાસીઓએ હુમલો કરી તેમને એવો માર માર્યો કે તે મૃતપ્રાય થઇ પડયા. આવા પ્રકારના અત્યાચારથી ભયભીત ન બનતાં તેમણે દીર્ઘકાળ પર્યંત

ત્યાં વાસ કેમ કર્યો, તે અહીં વિસ્તારપૂર્વક કહેવાને પ્રયોજન નથી. તેમણે દરબાનની નિકટમાંજ એક હિંદી વસાહતની સ્થાપના કરી. ત્યાં વસનારા અનુયાયીઓ પાસે તેમણે ખેતીપર ઉદરનિર્વાહ કરવાની તથા જીવનપર્યંત દરિદ્રી રહેવાની પ્રતિજ્ઞા લેવડાવી હતી. એ પછી તેમણે દક્ષિણ આફ્રિકાની સરકાર સામે શાંતિમય યુદ્ધની ઘોષણા કરી. એક બાજુએ તે આમ સરકાર સાથે ઝુઝી રહ્યા હતા તે દરમીયાન બીજી બાજુએ અનુયાયીઓનાં જીવન નૈતિક દૃષ્ટિએ અધિક ઉચ્ચ અને શુદ્ધ બનાવવાને પણ ચૂકયા નહતા. એ યુદ્ધમાં તેમણે પ્રચલિત પદ્ધતિનો સ્વીકાર કર્યો નહતો. આજ સુધીના સર્વ પ્રતિપક્ષીઓની રૂઢી એવી છે કે, સરકાર કોઇ આફતમાં આવી હોય તે વખતે તેના માર્ગમાં અધિકતર મુશ્કેલીઓ ઉપસ્થિત કરી કાર્યસિદ્ધિ કરી લેવી; પણ ગાંધી એથી ઉલટ દિશાએ ગયા. સરકાર અડચણમાં આવતી ત્યારે તે પુનઃ મુકત થતાં સુધીને માટે પોતાનું યુદ્ધ તહકૂબ કરી દેતા; એટલુંજ નહિ પણ શત્રુને સહાય કરવા સુદ્ધાં દોડી જતા. ઇ. સ. ૧૮૯૯ માં બૉયર યુદ્ધ શરૂ થયું ત્યારે ઘાયલોની સારવાર કરવા ગાંધીએ જીવદયામથક ઉભું કર્યું. એવા રાજદ્રોહી મનુષ્યે ઉભા કરેલા મથકની મદદ લેવી નહિ, એવી બૂમ પણ કરવાને ગોરા વસાહતીઓ ચૂકયા નહિ; પરંતુ એ સમયે એવા પ્રકારની સહાયની આવશ્યકતા હોવાથી સરકારને એ બૂમ તરફ દુર્લક્ષ કરવું પડયું. પછી તો ખૂદ સૈનિકોને પણ ગાંધીની મદદની આવસ્યકતા જણાવા લાગી અને તેમણે તેમને યુદ્ધના અંતપર્યંત કામ કરવા આગ્રહ કર્યો. એ જીવદયાનું કામ ગાંધીએ એટલું નિર્મળપણે બજાવ્યું કે, ખૂદ સેનાપતિને પોતાના ખરિતામાં તેમનો ઉલ્લેખ કરવો પડયો. સરકારે જાહેર રીતે ગાંધીનો આભાર માની ભર મારાની જગ્યાએ પણ તેમના

ટોળાએ જે અનુપમ ધૈર્ય દર્શાવ્યું હતું, તે માટે પ્રશંસા કરી. ઇ. સ. ૧૯૦૪ માં જોહાન્સબર્ગમાં પ્લેગ ફાટી નીકળ્યો. રોગના ઉપરામ માટે શો ઉપાય કરવો તે વિષે સરકાર વિચાર કરવા લાગી; પરંતુ સરકારના એ વિચારનો નિર્ણય થતાં પૂર્વે જ ગાંધીએ કેવળ પોતાની હિંમતપર ખાનગી ઇસ્પીતાલ શરૂ કરી. ઇ. સ. ૧૯૦૬માં નાતાલના મૂળ વતનીઓએ બળવો કર્યો, ત્યારે પણ ગાંધીએ પુનઃ પોતાનું જીવદયાનું કાર્ય શરૂ કર્યું હતું. યુદ્ધના સમય કરતાં પણ આ વખતનું કાર્ય અધિક ખડતલ અને જોખમભર્યું હતું; પરંતુ ગાંધીએ તે પણ પ્રથમની માફક ઉત્તમ રીતે પાર પાડ્યું. નાતાલના ગવર્નરે આ કાર્ય બદલ તેમનો આભાર માન્યો અને પછી થોડાજ દિવસમાં તેમને તુરંગમાં પણ મોકલી દીધા !

ઇ. સ. ૧૯૧૩માં તો ગાંધીને કેટલીએ વખત તુરંગવાસ સ્વીકારવો પડ્યો હતો. એજ વર્ષમાં હિંદી કેદીઓની સંખ્યા આશરે અઢી હજાર જેટલી થઇ હતી. આ રીતે ટ્રાન્સવાલ અને નાતાલ પ્રદેશમાં આ શાંત યુદ્ધ ભરરંગમાં આવ્યું તેટલામાં ત્યાંના રેલ્વે કામદારોએ પ્રચંડ હડતાલ પાડી. આ હડતાલનું સ્વરૂપ એટલું ભયંકર હતું કે, દક્ષિણ આફ્રિકાની આખી વસાહતની ધૂળધાણી થાય છે કે શું એવો ભય ઉત્પન્ન થયો. સામાન્ય ચળવળીઆની દૃષ્ટિએ ગાંધીને માટે આ તક સોના જેવી હતી. જાણે આ સમયે આફ્રિકાની સરકારની ચોટલીજ તેમના હાથમાં આવી ગઇ હતી. તેમણે જો બળપૂર્વક બીજો એકજ આંચકો માર્યો હોત, તો તત્કાલ તેને મસ્તક નમાવેજ છૂટકો હતો; પરંતુ ગાંધીનો પંથજ અસામાન્ય કોટિનો હતો. સરકાર પર આવેલો પ્રસંગ જોઇને તેમણે તત્કાલ હિંદી વસાહતીઓની હડતાલ બંધ કરાવી, સલાહ આપી કે સરકાર એ સંકટમાંથી

મુક્ત થાય ત્યાં સુધી પ્રત્યેક પોતપોતાના કામે ચઢી જવું. ગાંધીને કેટલી વખત તુરંગમાં જવું પડ્યું, ગાંધીપર કેટલી વખત ગોરા ગુંડાઓએ હાથ નાખ્યો અને ભરબજારમાં માનભંગ કરનારા કેટલા પ્રયત્ન કરવામાં આવ્યા, તેના આંકડા આપવાનું મારે માટે શક્ય નથી. છેવટે ઇ. સ. ૧૯૧૩માં એ કલહ સમેટવાનું કાર્ય શરૂ થયું. લૉર્ડ હાર્ડીંજના અમલમાં હિંદી સરકારે એ પ્રશ્ન હાથમાં લીધો. એ બાબતની એકંદર તપાસ કરવા એક કમિશનની યોજના થઈ. એ કમિશને ગાંધીની ઘણીખરી માગણીઓને ટેકો આપ્યો, અને પછી એની ભલામણોપરથી તેવા અર્થનો એક નવીન કાયદો પસાર કરવામાં આવ્યો.

ઉપરોક્ત હકીકતમાં અમે ગાંધીના ચારિત્ર્યનું રહસ્ય તદ્દન ટુંકામાં દર્શાવ્યું છે; તેમાં મુખ્ય રહસ્ય શું છે, તેનોજ વાંચકોએ વિચાર કરવો. નીતિ બહારનું કોઇપણ કાર્ય કર્યા વગર, કોઈના ઉપર પણ હાથ નાખ્યા સિવાય અને શત્રુના સર્વ તડાકા પૂર્ણ સહનશીલપણે ઝીલી લઇ, ગાંધીએ આ યુદ્ધમાં વિજય મેળવ્યો છે. પોતાની અલૌકિક ક્ષમાશીલતાથી તેમણે પોતાના શત્રુઓને એટલા શરમાવ્યા છે કે તેઓ પુનઃ ગાંધીપર હાથ ઉગામવાનું ધૈર્ય કરી શકયા નથી. આ યુદ્ધનાં ઉભય દળ કેવા પ્રકારનાં છે તે પણ પ્રેક્ષણીય છે. એક બાજુએ પ્રચંડ પાશવીશકિત એકત્ર થઇ હતી અને બીજી બાજુ માત્ર એક માનવી જીવાત્મા એકલો હતો. તેને કોઇ પણ પ્રકારની મદદ ન હતી; પરંતુ અંતે એ પાશવીસૈન્યનો એક એક અંશ એ જીવાત્માની બાજુએ જવા લાગ્યો અને એ રીતે પાશવીશક્તિનું આખું સૈન્ય વિખરાઇ ગયું.

ગાંધીને ઇંદ્રિયજન્ય સુખની લેશમાત્ર પણ લાલસા નથી. તેઓ

સંપત્તિની પરવા કરતા નથી. તેમને પોતાનું જીવન સુખસમાધાનમાં જાય એટલી પણ ઇચ્છા નથી. તેમને સ્તુતિ–નિંદાનો હર્ષ કે ભય નથી. સ્વતઃના સુખોપભોગના હેતુથી કોઇ પણ કાર્ય તે હાથમાં લેતા નથી. તેમને પોતાને જે વાત યોગ્ય જણાય છે તેનો વ્યવહાર તે અડગ નિશ્ચયથી આદરે છે. આવા પ્રકારના સર્વસંગપરિત્યાગી પુરૂષથી શત્રુઓ ડરે તેમાં નવાઈ નથી. આજે જેઓ પાશવીશક્તિનાં સૂત્રો ધારણ કરી રહ્યા છે, તેઓએ ગાંધી પ્રત્યેના વર્તનમાં પોતાનું ધોરણ અત્યંત કાળજીભર્યું રાખવું જોઇએ. અત્યંત બળવાન શત્રુ સાથે ઝુઝવાનું છે એ વાતનું તેમણે ક્ષણ માત્ર પણ વિસ્મરણ થવા દેવું ન જોઇએ. આ શત્રુનો દેહ તેઓ કોઇ પણ સમયે કબજે લઈ શકશે; પરંતુ તેથી તેઓ તેના જીવાત્મા પર અલ્પાંશે પણ કાબુ નહિ મેળવી શકે.





# १३—गरीबोनो छळ.

(રેવરન્ડ સી. એફ. એન્ડ્રુઝ, એમ. એ.)

---

" વર્તમાન સમયે હિંદ સમક્ષ અત્યંત મહત્ત્વનો પ્રશ્ન કયો છે ? " એમ હમણાંજ કોઇએ પૂછ્યું, ત્યારે ' ગરીબોનો છળ ' એવો ઉત્તર ક્ષણનોએ વિલંબ ન થતાં મારા મુખમાંથી બહાર પડ્યો. ચાંદપુરમાં હમણાં જે દુઃખાગ્નિ પ્રજ્વલિત થઇ રહ્યો હતો, તેની જ્વાળાઓમાંથી હું તરતમાં બહાર નીકળી આવ્યો હતો. એ સ્થળે મજૂરોની છાવણી પડેલી હતી અને તેમાં મહામારી ફાટી નીકળી હતી. આસામમાંથી આવેલા એ અનાથ મંડળમાં આબાલવૃદ્ધ સર્વ જાતિનાં સ્ત્રી-પુરૂષો હતાં. મારો મુકામ ત્યાં રહ્યો ત્યાં સુધીમાં મારાં એ બંધુ-ભગિનીઓની ઘોર યાતના રોજને રોજ જોવાનો પ્રસંગ આવ્યા કરતો હતો. આ પ્રસંગ દૃષ્ટિએ પડતાં મારા અંતઃકરણમાં દુઃખાગ્નિની જે જ્વાળાઓ ઉઠતી હતી, તેની છાયા કોઇને આ લેખપર પડેલી જણાય તો તે માટે વાંચક અવશ્ય મને ક્ષમા કરશે. જેમની પાસે હૃદય જેવું કંઇ પણ છે, તેમનાં હૃદય આ હકીકત વાંચીને દ્રવીભૂત થયા સિવાય નહિ રહે. મારા આ લેખમાં કંઇ અતિશયોક્તિ હોવાનો પણ સંભવ છે; પરંતુ આ વિષયજ એવો છે કે તેનું સ્મરણ થતાંજ શુદ્ધ ન્યાયબુદ્ધિની તટસ્થતા લોપ પામી જાય છે, માટે મારા મનમાં

જેવા વિચાર ઉપજ્યા છે તેવાજ વિચાર હું વાંચક સમક્ષ મૂકીશ. આ લેખ લખતી વખતે આ આખો પ્રસંગ મારાં નેત્ર સમક્ષ મૂર્તિમંત ઉભો છે. આ સમયે મારા દરિદ્રી બંધુઓએ જે ઘોર યાતના ભોગવી છે, તે સર્વનું ચિત્ર મારાં મનશ્ચક્ષુ સમક્ષ સ્પષ્ટપણે તરી રહ્યું છે. એ બનાવ બન્યા પછી તરતજ હું આ લેખ લખતો હોવાથી તેનું સર્વ સ્મરણ અદ્યાપિ તાજું છે. આ સમય મેં જે પ્રસંગ મારી દૃષ્ટિએ જોયો છે તે સહજમાં વિસ્મરણ થાય તેવો નથી. પ્રસંગ તદ્દન ઠંડો પડી વાસી બની ગયા પછી મેં પૂર્ણ અને શાંત વિચારથી મારા ઠંડા મત આ લેખમાં પ્રકટ કર્યા નથી. એમાં મેં મારા અંતઃકરણને લાગેલી ખરી આંચ વ્યક્ત કરવાનો યત્ન કર્યો છે. એના સ્મરણથી અદ્યાપિ પણ મારૂં હૃદય બળી રહ્યું છે. શાંતિનિકેતન આશ્રમમાં બેસીને હું આ લેખ લખી રહ્યો છું; પણ મારા હૃદયને શાંતિનો સ્પર્શ સરખો થતો નથી. મારી ચોતરફની ચરાચર સૃષ્ટિ પૂર્ણ શાંતિ અનુભવતી પ્રસન્ન વદને સુહાસ્ય કરી રહી છે; છતાં મારૂં હૃદય તો દુઃખથીજ વ્યાપ્ત બની ગયું છે. મારી ચોતરફની સૃષ્ટિને નવજીવન પ્રાપ્ત થયેલું હોવાથી તે આનંદમાં લીન હોવા છતાં મારૂં હૃદય દુઃખપૂર્ણ—આર્તનાદમાં ઝોલાં ખાય છે.

આસામના ચહાના બગીચાઓમાંથી મજૂરો કેમ નીકળી આવ્યા હતા, તેમની દેહકાન્તિ વર્ણન ન થઇ શકે તેવી ફીક્કી કેમ પડી ગઇ હતી, તેમના ઉદરમાંની ક્ષુધા તેમનાં નેત્રોમાં કેવાં ડોકીયાં કરી રહી હતી, તેમને લગભગ નગ્ન અવસ્થા કેમ પ્રાપ્ત થઇ હતી અને હાથ-પગ દોરડી બનેલાં તેમનાં બાળકો ઉભાં રહેવાને પણ અશક્ત શા માટે હતાં; એ સર્વ હૃદયદ્રાવક વાત હવે સર્વ કોઇ જાણે છે જ. દૂધ પીતાં બચ્ચાં દૂધનું એકાદ ટીપું પણ પામવાની આશાએ માતા-

ઓને હેરાન કરી રહ્યાં હતાં; પણ જ્યાં મૂળમાંજ દૂધ ઉડી ગયેલું હતું ત્યાં તેનું ટીપું સુદ્ધાં શી રીતે પ્રાપ્ત થઇ શકે? આ પૂર્વે કંગાલોની અનેક યાતનાઓ મેં જોયેલી છે; વધુ શું! એવા દેખાવ જોવામાંજ મારૂં ઘણુંખરૂં આયુષ્ય ગયું છે. તદ્દન ભિખારી જેવા લોકોમાં રહી ત્યાંજ કંઇપણ કાર્ય કરવામાં મેં મારૂં જીવન વ્યતીત કરેલું છે; પરંતુ આસામના આ અનાથોની મેં જે યાતનાઓ જોઇ છે, તેનો તો જોટોજ મળે તેમ નથી. નૈહાટીના સ્ટેશનપર અને પછી ચાંદપુરમાં તેમના જે બેહાલ થયેલા મેં જોયા છે, તેવો પ્રકાર મારા આખા જીવનમાં કદિ પણ જોવામાં આવ્યો નહતો. એ સઘળા મજૂરોએ આસામ કેમ છોડયું તેનાં કારણોની મીમાંસા અદ્યાપિ થયેલી નથી. એ કારણો ગમે તે હો; પરંતુ એ લોકો અપાર અને અવર્ણનીય દુઃખ ભોગવતા હતા એમાં કાંઇ પણ શંકા નથી. એમની આખી પરિસ્થિતિમાં દુઃખ અને દારિદ્ર સિવાય બીજું કાંઇપણ નહતું. એમનું દારિદ્ર કેવું હતું તેનું વર્ણન કયા શબ્દમાં કરવું? આ સઘળી દુઃખપરંપરાથી તેઓ છેક જ કંટાળી ગયેલા હતા. આ સઘળી દુઃખની જ્વાળાઓમાં તેમને એકજ આશાતંતુ દેખાતો હતો. એ એકજ આશાતંતુને તેઓ જે કાળજીથી પંપાળી રહ્યા હતા તે જોઇને કોઇનું પણ હૃદય ભરાઇ આવ્યા સિવાય રહે તેમ નથી. તેમનાં દુઃખ જેટલાં મોટાં હતાં તેટલીજ તેમની તે આશા પણ બળવાન હતી. એ આશાતંતુ એજ હતો કે, તેમને લાગતું હતું કે મહાત્મા ગાંધી આ સર્વ યાતનાઓમાંથી અમને ખચિત છોડાવશે.

આસામમાંથી આવેલા એ નિરાશ્રિતોમાંના જેઓ આજારી થયા હતા, તેમને જુદા રાખવા સારૂ નદીની નહેરની બન્ને બાજુએ એક છાવણી બાંધેલી હતી. અમે એ લોકોને હમ્મેશાં અહીં જોતા હતા.

તેઓ કયો આશાપર જીવી રહ્યા છે તે પણ અમે હમ્મેશ જોઈ શકતા હતા. સર્વ દિશાએથી પુરી નિરાશા મળેલી છતાં ઉપર કહેલા આશા-તંતુને તેઓ વળગી રહીને સઘળી યાતના અત્યંત ધૈર્યપૂર્વક સહેતા હતા. એ નિરાશ્રિત લોકોમાં એજ આશાએ ભારે સહનશીલતા ધારણ કરાવી ભયંકર સંકટને ઝીલી લેવાની શક્તિ ઉત્પન્ન કરી હતી. અનાથ સ્ત્રીઓના જીવાત્મા પણ એ એક આશાનેજ ચોંટી રહ્યા હતા. આ એકજ આશાથી એ મંડળીમાં જે થોડો ઘણો ઉત્સાહ શેષ રહ્યો હતો, તેની છાપ તેમનાં નાનાં બાળબચ્ચાં પર પણ પડેલી જણાતી હતી. આટલી ભયંકર આપત્તિમાં પણ આ કંગાલ લોકો આટલા ઉત્સાહી દેખાતા, તે જોઇને અચંબો પામી ત્યાંના સ્વયંસેવકો આપસઆપસમાં ચર્ચા કરી રહ્યા હતા. જાણે કે ગાંધીપરના દૃઢ વિશ્વાસથી એ લોકોનું ચૈતન્ય જાગૃત થઈ તેમને સામાન્ય માનવ-કોટિની બહાર લઇ ગયું હોય તેવો ભાસ થતો !

પોતાના નામથી કોઇ પણ પંથ અસ્તિત્વમાં ન આવે તે માટે ગાંધી અત્યંત કાળજી રાખે છે. એવા પ્રકારની ભાવનાનો અંકુર કોઇ સ્થળે જણાય છે તો તેઓ તેનો સમૂળ ઉચ્છેદ કરે છે. તેમણે વારંવાર પોકારી પોકારીને કહ્યું છે કે, પોતાને કોઇ પણ પ્રકારનું અસામાન્ય સામર્થ્ય પ્રાપ્ત થયેલું નથી. તે સ્પષ્ટપણે કહે છે કે, પ્રભુમાં દૃઢ વિશ્વાસ ધરાવનાર માણસમાં સામાન્યતઃ જે શક્તિ હોય છે તેનાથી અધિક શક્તિ પોતામાં નથી. આવી સ્થિતિમાં આ નિરાશ્રિત લોકોએ મહાત્માજી માટે જે વિલક્ષણ પૂજ્યબુદ્ધિ દર્શાવી તે તે વ્યક્તિવિષયક નહિ પણ તત્ત્વવિષયક હતી એમ કહેવું જોઇએ. તેઓ મહાત્મા ગાંધીની વ્યક્તિ રૂપે જે તત્ત્વો અવતીર્ણ થયાં હતાં તેનું પૂજન કરતા હતા; અને એ તત્ત્વની આરાધનાના કારણેજ તેમનામાં ચૈતન્યજાગૃતિ

થઇ હતી. આ તત્ત્વોથીજ તેમનાં ચિત્ત ઉભરાતાં હતાં અને તેઓ એજ તત્ત્વોનું સ્પષ્ટાકરણ ગાંધીના નામોચ્ચારણથી કરતા હતા. તેમની મનોભાવના એવી હતી કે, આપણને સર્વ યાતનામાંથી મુક્ત કરનારૂં પરમરૂપ ગાંધીમાં અવતર્યું છે.

હવે હું જે એક વાતનું પ્રતિબિંબ મારા હૃદયના છેક ઉંડાણ પ્રદેશમાં ઉપસ્યું છે તેનું કથન ટુંકામાં કરીશ. ચાંદપુરથી ગોલંડો જવા એક વહાણ નીકળ્યું હતું. એ વહાણમાં આ નિરાશ્રિતોની એક ટોળી હતી. વહાણ પ્રવાસ કરી રહ્યું હતું તે વખતે હું તેનાપર આમતેમ ફરી રહ્યો હતો. મારી આજુબાજુના સર્વ ભાગપર એ નિરાશ્રિત મંડળ જ્યાં ત્યાં બેઠેલું હતું. મહામારીનો ભયંકર દરબાર હવે પાછળ ઘણો દૂર રહી ગયો છે, એ વિચારથી અમો સર્વને અત્યંત આનંદ થયો. ભવિષ્યના મુકામપર પોતાની કંઇપણ સવડ થશે એમ જાણી સર્વને ઉલ્લાસ થયો જણાતો હતો. વહાણના ઉપરના ભાગમાં પડી રહેલી એક હાડપીંજરમય બાલમૂર્તિ તરફ મારૂં લક્ષ વિશેષપણે ખેંચાયું હતું. એ છોકરો આશરે બાર વર્ષનો હતો. મહામારીના સપાટામાંથી તે હમણાંજ ઉઠયો હતો; પરંતુ તે એટલો અશક્ત હતો કે, વહાણની મોકળી જગ્યામાં તેને સુવાડી રાખવાની જરૂર હતી. ચાલતાં ચાલતાં વહાણ કિનારા પાસે આવ્યું. આ વખતે હું તે છોકરા પાસે ઉભો હતો. કિનારો તદ્દન નજીકમાં હોવાથી ગામનાં છોકરાં આજુબાજુ રમતાં જણાતાં હતાં. રમતાં રમતાં જ્યારે અમારૂં વહાણ તેમની દૃષ્ટિએ પડયું, ત્યારે કિનારાપાસે આવી તેમણે 'ગાંધી મહારાજકી જય' એવો જય-જયકાર ઉચ્ચ અવાજે કર્યો. આ વખતે વહાણપર સૂઇ રહેલા તે હાડપીંજર તરફ સહજ વળીને મેં જોયું ત્યારે મને તેના વદનપર વિલક્ષણ તેજ ઝળકતું જણાયું. અતિ પ્રયાસે તેણે પોતાનું મસ્તક

ઉંચું કર્યું અને તે છોકરાઓ તરફ હાથ લંબાવી અત્યંત ક્ષીણ અવાજે તેણે ' ગાંધી મહારાજકી જય ' એવો જયજયકાર કર્યો.

મારી આજુબાજુ જે અનેક હૃદયદ્રાવક અને ભયંકર દેખાવો મેં જોયા, તેનું સ્મરણ મારા ચિત્તમાં તાજું હોવા છતાં એ છોકરાનું વદન મારા સ્મરણમાંથી ખસ્યું નથી. તે અતિશય ક્ષીણ હતું, તથાપિ જરૂર એ છોકરામાં મૃત્યુને પણ જીતે તેવા કોઇ તત્ત્વનો વાસ હતો. ઉપનિષદોએ જે તત્ત્વોનું પ્રતિપાદન કરેલું છે, તેનાંજ પ્રકાશમય કિરણ તેના હૃદયમાં પ્રકાશતાં હતાં. પોતાનો ક્ષીણ હસ્ત ઉંચો કરી તેનાથી પણ ક્ષીણ એવા અવાજે તે જયજયકાર કરવા લાગ્યો; ત્યારે મારાં ચક્ષુમાંથી અશ્રુનું પુર વહેવા લાગ્યું અને મને આ શ્રુતિવચનોનું સ્મરણ થયું:— **" મને અસત્યમાંથી સત્યમાં લઇ જા, અંધકારમાંથી જ્યોતિ તરફ લઇ જા, મૃત્યુમાંથી ઋતા તરફ લઈ જા, હે અવ્યક્ત રૂપ! મારામાં તું વ્યક્ત થા!"**

તે છોકરાના મુખ તરફ મેં જોયું અને અત્યંત ક્ષીણ સ્વરે તેના ઉચ્ચારાયેલા શબ્દો સાંભળ્યા; ત્યારે વિદ્યુતના ચમકારાસમ મારા ચિત્તમાં એવી કલ્પના થઇ આવી કે, પ્રભુ આ સ્થળે વ્યક્ત દશામાં આવે છે. આવા અનંત દુઃખમાં અને ખરાબ હાલતમાં પ્રભુ શુદ્ધ આનંદરૂપે અવતરે છે, એ વચનનો સાક્ષાત્કાર આ સ્થળે થતો હતો.

આવા પ્રકારના નાનાવિધ દેખાવો મારી દૃષ્ટિ સમક્ષ વહેતા હતા તેજ સમયે અતિ પ્રબળતાપૂર્વક મારા મનમાં એવો પ્રશ્ન આવીને ઉભો રહ્યો કે, " હિંદુસ્થાનમાં પુનઃ ધર્મજાગૃતિ થતી હોવાનાં આ પૂર્વ ચિન્હ છે કે શું ? " અને આ પ્રશ્નને 'હા' એટલોજ ઉત્તર બીજી પણ અનેક વાતો આજે આપી રહી છે. સરકારથી

છળાયેલી, ઉચ્ચવર્ણી જનોથી પીડાયેલી અને ધનવાનો તથા જમીનદારોના જુલ્મથી કચડાઇ ગયેલી હિંદુસ્થાનની ગરીબ દુબળી પ્રજા 'ત્રાહિ ભગવાન' એવા આર્તનાદથી આજે પ્રભુને આવ્હાન કરવા લાગી છે. તેની બુદ્ધિને હવે અધિકાધિક ખાત્રી મળતી જાય છે કે, આપણી યાતનાઓનો અંતકાળ સમીપ આવતો જાય છે. હમણાંજ ઉત્તર હિંદુસ્થાનમાં ઘણો લાંબો પ્રવાસ કરવાનો પ્રસંગ મને પ્રાપ્ત થયો હતો. સિંધથી તે બંગાળા સુધીના ઘણાખરા પ્રદેશમાં હું ફરી આવ્યો. એ પ્રવાસમાં ઘણી વિચિત્ર બાબતો મારી દૃષ્ટિએ પડી અને મારી ખાત્રી થઇ કે, હિંદુસ્થાનમાં નવજીવનનો ઉદય થવા લાગ્યો છે. અનેક રાજકીય હીલચાલો આજે આપણી દૃષ્ટિ સમક્ષ છે; પણ તે તો ઉપર ઉપરનું કેવળ ફીણુજ છે. નવજીવનના ઝરાનું ઉદ્‌ભવ સ્થાન એટલું ઉપરછલ્લું નથી. તે ઝરો તો જનતાના અત્યંત ઉંડા પ્રદેશમાંથી નીકળ્યો છે. તેનો પ્રવાહ ખુલ્લો કરવાનું કામ રાજકીય હીલચાલોએ કરેલું નથી, પણ ગરીબોના આક્રંદે કરેલું છે. ફ્રાન્સમાં પ્રચંડ ક્રાંતિ થવા પૂર્વનો થોડો કાળ જેવા અતર્ક્ય વાતાવરણથી વ્યાપી રહ્યો હતો; તેવુંજ વાતાવરણ આજે હિંદુસ્થાનમાં ઉત્પન્ન થયું છે. ફ્રેંચ રાજ્યક્રાંતિના પૂર્વ ઇતિહાસમાં આપણે જે નાનાવિધ પ્રસંગ બનેલા સાંભળીએ છીએ; તેની સાથે સરખાવી શકાય તેવા પ્રસંગો આજે આપણી દૃષ્ટિ સમક્ષ અહીંઆં બની રહ્યા છે. સમતા અને બંધુત્વની જે નવીન કલ્પનાઓ જન્મ તે સમયે ફ્રેન્ચ ખેડુતોનાં હૃદયોમાં થયો હતો, તેજ પ્રકારની કલ્પનાનો જન્મ આજે હિંદુસ્થાનની સામાન્ય જનતામાં થતો ચાલે છે.

મને લાગે છે કે, મારી આ વિચારપરંપરા થોડા અધિક વિસ્તારથી વ્યક્ત કરવાની આવશ્યકતા છે. આમ કરવામાં પિષ્ટપેષણ કે પુનરૂક્તિનો દોષ આવશેજ; તથાપિ વાંચકને યથાસ્થિત સમજાવવા સારૂ તેમ કરવાની પણ જરૂર છે.

આજે ખુલ્લે ખુલ્લું જણાય છે કે, હિંદની લક્ષાવધિ દરિદ્રી પ્રજા ખળભળીને જાગૃત થઇ છે. અજ્ઞાન અને બાહ્ય જુલમે ઉત્પન્ન કરેલી ઘોર નિદ્રાનો ત્યાગ કરી તે ધીમે ધીમે ઉભી થવા ઇચ્છે છે. આ અંધકારમાંથી મુક્ત થવાની પોતાની દૃઢ ઇચ્છા તેણે મહાત્મા ગાંધીના રૂપે વ્યક્ત દશામાં આણી છે. પોતાની સર્વ ભવિતવ્યતા, આશા, આકાંક્ષા અને ધ્યેય; એટલું જ નહિ પણ સમગ્ર જીવભાવ તેણે મહાત્માજીના ચરણમાં સમર્પ્યો છે. અત્યંત ઉત્સુકતાથી તેણે પોતાનું સર્વસ્વ તેમને સ્વાધીન કર્યું છે. આ મહાત્મા આપણને અવશ્ય યાતનાઓમાંથી છોડાવશે, એવો તેમને દૃઢ વિશ્વાસ છે. વિશાળ હિંદના અમુક એકાદ ભાગમાં આવો વિશ્વાસ છે એમ નથી; પણ દેશ આખામાં એ વિશ્વાસ પથરાઇ ગયેલો છે. આ પ્રવાસમાં દરિદ્રી અને દુઃખી લોકોને મળવાના પ્રસંગ મને વારંવાર મળ્યા હતા. અસ્પૃશ્ય લોકોનાં ટોળાંઓમાં હું ભળી જતો હતો. અનેક જાતિના લોકોનાં ટોળે ટોળાં મારી મુલાકાતે આવતાં હતાં. તેમની હૃદયદ્રાવક કરૂણ કહાણીઓ સાંભળી મને અત્યંત દુઃખ થતું; પરંતુ એ સર્વ વિપત્તિઓમાં પણ તેમને હવે ધીરજ મળવા લાગી છે. હું સ્પષ્ટ રીતે જોઇ શકયો છું કે, પૂર્વે કદિપણ નહતી તેવા પ્રકારની શ્રદ્ધાનો તેમનામાં ઉદય થઇ ચૂકયો છે.

પોતાપર ગુજરતા અનેક પ્રકારના જુલમોનું તેમણે જે ભયંકર ચિત્ર મારી સમક્ષ આલેખ્યું, તે જોઇને મને અત્યંત ઉદ્વેગ થયો અને સંતાપ પણ થયો. વેઠની પકડ, પોલીસ અને અન્ય સરકારી અધિકારીઓની વિના બદલે સીધુસામગ્રી લેવાની પદ્ધતિ, ગમે તેવાં કામ કરવાની પાડવામાં આવતી ફરજ, વગેરે પ્રકારના જુલમ સાંભળી મારી નસોમાંનું લોહી ઉકળવા લાગ્યું. વળી આ અધિકારીઓ તરફની

આપત્તિમાં ઉચ્ચ વર્ણના લોકો તરફથી જે કનડગતો ઉમેરાતી હતી તે તો જુદીજ. આજ સુધી તેમણે પોતાનાં દુઃખ જેમ તેમ દબાવી રાખ્યાં હતાં; પરંતુ હવે તેનો અતિરેક થવાથી તેઓ ઉપરનું ઢાંકણું તોડીને બહાર આવવા માગતા હતા. તેમની વૃત્તિમાં હવે શાંતિ રહેલી નહતી. મને લાગ્યું કે, એનો પ્રચંડ સ્ફોટ ક્યારે થશે તે કહી શકાય નહિ. તેમની હૃદયજ્યોતિ હવે પાકી સળગી ઉઠી છે અને કાળાંતરે તે વધતી જઇને મોટી મોટી જ્વાળાઓ બહાર કાઢશે એમાં મને હવે બિલકુલ શંકા નથી. ફ્રેંચ રાજક્રાંતિ અગાઉના દિવસોનું મને પુનઃ પુનઃ સ્મરણ થાય છે. તે સમયે જે વાતો થયેલી આપણે ઇતિહાસમાં વાંચીએ છીએ, તેની પુનરાવૃત્તિ હિંદમાં આજે આપણી સમક્ષ થઇ રહી છે.

મેં જે અનેક ચિત્રો જોયાં તેમાંનું એકજ ઉદાહરણ અહીં આપું છું. ગોરખપુરથી પાછો ફરતાં હું પટ્ણા જંકશનપર ઉતર્યો. દિવસ અસ્ત પામવાની તૈયારીમાં હતો. પશ્ચિમ ક્ષિતિજપર ફરતાં કાળાં વાદળાં પર સુવર્ણશલાકા વચ્ચ વચ્ચે દેખાતી હતી. હવે સત્વરજ અંધકાર પ્રસરશે એવાં ચિહ્ન સ્પષ્ટ થતાં જતાં હતાં. એવા સમયે સ્ટેશનના પ્લૅટફૉર્મપર હું શાંતપણે ઉભો રહ્યો હતો. અત્યારસુધીમાં મળેલા અનુભવથી મારૂં ચિત્ત ક્ષુબ્ધ થયેલું હોવાથી મારા વિચારમાં આ વખતે કોઇપણ પ્રકારની સંગતિ રહેલી નહતી. કેટલાક લોકોને મારા આગમનની ખબર અગાઉથી પડેલી હતી તેથી મને મળવા કેટલીક મંડળી સ્ટેશનપર આવી હતી. રેલ્વે કંપની જેમને હલકા કામદારના નામથી સંબોધે છે, તે પોર્ટર, ભંગી અને અન્ય માણસો પણ મને મળવા આવ્યા હતા. આ હલકો નોકરવર્ગ મારી ચોતરફ એકત્ર થયો. મહાત્મા ગાંધી મારા સ્નેહી છે એ વાતની તેમને ખબર હોવાથીજ તેમણે મારૂં આવું આદરપૂર્વક સ્વાગત કર્યું.

આરંભમાં એ સર્વ લોકો ફક્ત હાથ જોડીને ઉભા હતા. પછી તેમાંનોજ એક આગેવાન મારી સામે આવ્યો અને 'ગાંધી મહારાજકી જય!' એવા શબ્દો તેણે ઉચ્ચાર્યા. રસ્તામાં જતાં સરઘસોમાં પણ આપણે એજ જયધ્વનિ હમ્મેશાં સાંભળીએ છીએ; પણ તે સમયે જે સ્વરથી અને ઢાડથી તે ઉચ્ચારવામાં આવે છે, તેની સાથે આ લોકોના જયજયકારનું સામ્ય થવા જેવું નહતું. 'ગાંધી મહારાજકી જય' એ ત્રણજ શબ્દ તેણે અત્યંત ગભીરતાપૂર્વક ઉચ્ચાર્યા. એકાદ સ્તોત્ર અથવા રૂચાનો કોઇ દેવભક્ત જે સ્વર અને પવિત્ર ભાવનાથી ઉચ્ચાર કરે છે, તેજ ભાવના આ હમાલના જયજયકારમાં મને જણાઇ આવી. તેણે એવો જયજયકાર કર્યો તે સાથેજ બધાએએ હાથ જોડીને તેવાજ ઉંચા કર્યા. તે સર્વનાં નેત્રોમાં એક વિલક્ષણ તેજ ચમકવા લાગ્યું. જાણે કે સર્વ સાયંકાળની પ્રાર્થનાજ કરતા હોય ને! એવું મને લાગ્યું.

આટલો પ્રકાર થયા પછી સર્વ લોકો શાંતપણે પોતપોતાના કામપર ચાલ્યા ગયા. આ બનાવે પુરી એક ક્ષણ પણ નહોતી રોકી; પણ તે એકજ ક્ષણમાં હજારો અન્ય પ્રસંગ એકત્ર થયેલા હતા. પૂર્વે કેટલાક દિવસોમાં જે વાતો મેં જોઇ હતી તે સર્વની પુનરાવૃત્તિ આ એકજ ક્ષણમાં થઇ ગઇ. પટૃણાના સ્ટેશનપર એકત્ર થયેલા એ સાદા અને ભોળા દરિદ્રી લોકોના હૃદયમાં કઇ જ્યોત પ્રકટી છે તેની જાણ મને તે એકજ ક્ષણમાં થઈ. એવા પ્રકારની અનેક સંધ્યાઓ મેં ચાંદપુરમાં ગાળી હતી. તેજ સૂર્યાસ્તનો કાળ, તેજ કાળાં વાદળાં, તેજ તેની સોનેરી કીનારો, જગતપર આક્રમણ કરવા ઇચ્છતો તેજ અંધકાર અને નવીન પ્રજ્વલિત થયેલી તેજ દીપજ્યોતિનું પુનઃ પણ મેં એકવાર અવલોકન કર્યું. ચાંદપુરના નિવાસ દરમીયાન હું હમ્મેશાં

સંધ્યાકાળે નિરાશ્રિત મજૂરોના સંઘમાં ફરતો હતો. સ્થળે સ્થળે નાની નાની ટોળીઓ કરી તે બેઠેલા હતા. તે સર્વનાં વદન ઉદાસ બનેલાં હતાં; પણ મને જોતાંજ તે ' ગાંધી મહારાજકી જય ! ' એવા શબ્દ ઉચ્ચારતા અને પછી ઉદાસીનતાનું ચિહ્ન પણ તેમના ચહેરા-પર જણાતું નહિ.

ચાંદપુરમાં હું નિરાશાનાં વાદળાં વીખેરાઇ આશાનાં કિરણોનો ઉદય થયેલા જોઇ શકયો. તેજ પ્રમાણે અહીં પણ બન્યું. દારિદ્રનાં દુઃખ જ્યાં જઇએ ત્યાં બધે સરખાંજ. કોઈ રેલ્વેની હલકી નોકરી કરતો હશે, કોઈ ચહાના બગીચામાં મજુરી કરતો હશે અથવા અન્ય કોઇ સ્થળે ગમે તે ઉદ્યોગ કરતો હશે; તદપિ તેનાં કષ્ટનું સ્વરૂપ એકજ. આજ સુધીમાં આ દુઃખદ સ્થિતિમાં ફરક પડેલો નહતો, તેમાં રહેલી એકતાનતાનો ભંગ થયો નહતો, તેમાં આશાને સ્થાન નહતું અથવા આ અનંત દુઃખને કંઇએ વિસરાવે તેવી શ્રદ્ધા પણ નહતી; પરંતુ હવે એ પરિસ્થિતિ બદલાઇ છે. તેમનામાં શ્રદ્ધાનો ઉદય થયો છે અને યાતના-માંથી મુક્ત કરનાર કોઈ પણ એક પુરૂષ જન્મ્યો છે, એ ભાવનાથી તેમનાં હૃદયોમાં આશાનો સંચાર થયો છે. પૂર્વનાં ઉદાસી ફિક્કાં જીવન દૂર થયાં છે અને હવે તેમાં ઉત્સાહ ઉત્પન્ન થયો. કોણ કહેશે કે, આ ફરક અધિક ઉદાત્ત સ્વરૂપનો નથી ? દારિદ્રના વજ્રમય કવચનું એક પડ આજે તૂટયું છે. એ ખડકમાં હવે વચ્ચે વચ્ચે છિદ્રો પડયાં છે અને તેમાંથી જીવનનો ઝરો વહેવા લાગ્યો છે. તેમની સર્વ આશાઓ તૃપ્ત ન થતાં, આ સર્વ વાત તદ્દન વ્યર્થ છે, એમ બાહ્યતઃ જણાઇ આવે તોપણ આ પરિસ્થિતિની અસરો તદ્દન વ્યર્થ જશે એમ તો નથીજ કહી શકાવાનું.

કંગાલ જનતાના હૃદયમાં ઉત્પન્ન થયેલા આ ઝરણની ગંભીરતા

અને સ્વચ્છતા જોઇ હું આશ્ચર્યચકિત થયો. આ કંગાલોનાં દુઃખ ખરેખર કેટલાં ભયંકર છે, તેની ખરી કલ્પના કોઇનેએ આવતી નથી. ઉચ્ચ વર્ણના લોકો તેમને હલકી વર્ણના સમજે છે અને તેમનાં દુઃખો તરફ દુર્લક્ષ કરે છે. માણસને લખતાં વાંચતાં આવડતું ન હોય એટલે શું તેને પશુજ સમજવો કે ? લખતાં વાંચતાં આવડયા વગર શું તેનામાં માણસાઇ ઉત્પન્ન થવી અશકય છે કે ? લખતાં વાંચતાં આવડતું ન હોય એટલે શું તેનું અનુભવજન્ય જ્ઞાન પણ વ્યર્થ જાય છે કે ? છટ્ છટ્ ! એમ કદિજ બનતું નથી. એ વર્ગ માટેની આપણી બધી કલ્પના કેવળ ભૂલભરી છે. જે આપત્તિ તેઓ ભોગવતા હોય છે, તેજ વિપત્તિ તેમને શાણપણ શીખવે છે અને તેજ તેમનાં હૃદય સુસંસ્કૃત બનાવે છે. તેમને તુચ્છ ગણવાનો આપણને શું અધિકાર છે ? એશઆરામી વસ્તુથી ભરાયેલા નગરનો ત્યાગ કરીને ખ્રિસ્ત ગામડામાં ગયો અને તેણે ગરીબ ખેડુતવર્ગને આશીર્વાદ આપ્યો. તે બોલ્યોઃ ' હે દરિદ્રી જનો, ખરેખર તમે પુણ્યશાલી છો; કારણ કે સ્વર્ગનું રાજ્ય ખરે તમારા માટે છે. ' ગામડીયા, દારૂ વેચનારા કલાલની અને નીચાં કામો કરનારની સંગતિ પણ ઢોંગી શ્રીમંતની સંગતિ કરતાં ખ્રિસ્તને ભલી લાગી. પુણ્યશીલતાની પીછોડી ઓઢી અંદરથી પાપી હેતુઓ ધરાવી બહારથી સારાપણાનો ડોળ કર્યા કરનારા ઢોંગી ધનવાન કરતાં ખુલ્લી રીતે પાપ કરનારા લોકો ખ્રિસ્તને સારા લાગ્યા; કારણ કે તેમનાં પાપ સર્વની નજર આગળ હોય છે અને તે બદલ તેઓ ખુલ્લી શિક્ષા પણ ભોગવે છે અને કેટલીક વખત જરૂર કરતાં પણ વધારે સજા તેમને માથે ઠોકાય છે. ઉલટપક્ષે શ્રીમંતોનાં પાપકર્મ છૂપી રીતે થાય છે; એટલુંજ નહિ પણ તેમનાં કેટલાંક પાપો તો તેમના દંભ અને

ફળવકળને લીધે પુણ્યકર્મ રૂપેજ ગણાય છે. આથી તેમને તેમનાં સર્વ પાપોનું પ્રાયશ્ચિત્ત આને આજ જન્મમાં ભોગવવું પડતું નથી. ×

પાપનાં પ્રાયશ્ચિત ભોગવીને ગરીબોનાં અંતકરણ મોકળાં થયેલાં હોય છે; તેમની હૃદયભૂમિકાપરનાં ઝેરી ઝાડપાંખડાં નષ્ટ થયેલાં હોય છે. આથી સત્કર્મનું બીજારોપણ થઇ તે બીજને ફળદ્રૂપ થવાને ત્યાં અવકાશ ઉત્પન્ન થયેલો હોય છે. આ ખુલ્લા અને મૃદુ અંતઃકરણમાં ધર્મનું બીજારોપણ થાય છે, તો તેનાં મૂળ જલદીથી ઊંડાં જાય છે અને પછી એ વૃક્ષની વૃદ્ધિ વેગપૂર્વક થઇ શકે છે. ત્યારે કૃત્રિમ શિક્ષણથી જેમનાં અંતઃકરણ વિકૃત થયેલાં હોય છે, ત્યાં ધર્મ-બીજનો ઉછેર થવો કઠિન હોય છે, તો પછી ફળદ્રૂપતાની તો આશાજ શી ? એ કંગાલ લોકોને મહાત્મા ગાંધી પોતાના કેમ લાગે છે ? તેનું કારણ એજ છે કે, પોતાનાં સર્વ દુઃખોમાં મહાત્માજી સમભાગી છે એ વાત તેઓ જાણે છે. તેમનાં દુઃખોથી તે દુઃખી થાય છે, તેમની માફકજ તે જાડું પાતળું અન્ન ખાય છે અને તેમની માફકજ તે પીછોડી ઓઢે છે. આ સર્વ વાતો એ સામાન્ય લોકોની દૃષ્ટિ સમક્ષની છે અને તેથીજ તેમનાં અંતઃકરણમાં ગાંધીને સ્થાન મળ્યું છે. ગાંધી પવિત્ર માણસ છે, એ પોતાની સ્વાભાવિક બુદ્ધિથીજ તેઓ જાણી લે છે અને એજ સ્વાભાવિક બુદ્ધિથી તેઓ તેમનાપર પ્રેમ કરે છે.

× એટલુંજ નહિ પણ અનેક એવા ધનવાનો તો મોજમઝા પણ કરતા હોય છે; પરંતુ વહેલે મોડે એક બીજનું વૃક્ષ બની તેને ફળ આવ્યા વિના નથી રહેતું, તેમ તેમનાં કર્મોનો પણ આ કે બીજા જન્મમાં પરિપાક થઈ ફળ મળ્યા વિના નથીજ રહેતું. અનેક માણસો જન્મથીજ અંધ, પંગુ, કોઢીયા, રોગીષ્ટ, નીચ, મહાદુઃખીયા, દુષ્ટ—નીચ ઠેકાણે જન્મેલા ઇ૦ ઇ૦ જણાય છે; તે આવાઓમાંનાજ હોય તો એમાં નવાઈ નથી.

સંપાદક

મહાત્માજી કોઈપણ ગામડે જાય છે તો આજુબાજુના ગામડાંના લોકો તેમના દર્શને દોડી આવે છે, તેનું રહસ્ય આજ છે. મહાત્માજી અને કંગાલોનાં હૃદય આવી રીતે સમરસતા પામેલાં હોવાથી તેમનો સાદો ઉપદેશ સીધોજ ગરીબોનાં હૃદયમાં ઉતરી જાય છે. જુઓ, દારૂ અને અન્ય માદક વ્યસનોનો અલ્પ સમયમાંજ કેટલો બધો ખપ ઘટ્યો છે ! આ સમરસતાના કારણેજ ગરીબોના હૃદયમાંની નિરાશાનું ઉદાસીપણું અસ્ત પામી તેની જગ્યોએ આશાનો અરૂણોદય થયો છે.

આ સર્વનો અર્થ શો છે ? મને જે ચિહ્નો જણાય છે, તે ખરેખર વસ્તુસ્થિતિનાં નિદર્શક હોય તો, ભવિષ્યમાં શું થશે એ અતિમહત્ત્વનો પ્રશ્ન છે.

કાર્લાઇલે ફ્રેંચ રાજક્રાંતિ વિષે કહેલી એક વિચિત્ર કથા મને યાદ આવે છે. દેશમાં ભારે ઉથલપાથલ થઈને ભયંકર ક્રાંતિ થવાનું કોઇને સ્વપ્ન પણ નહતું; ફ્રાન્સના પંડિતો પોતાના વ્યવસાયમાં મગ્ન હતા; વિશ્વકોશ લખનારાઓ મોટી મોટી ફાઇલોનું તારણ કરવામાં મશગૂલ હતા; અને એટલામાંજ કેટલાક લોકો એકદમ ત્યાં આવી પહોંચીને બોલ્યાઃ 'અરે સાક્ષરો, ઉઠો અમારી સાથે બહાર પડો ! ધ્યાનમાં રાખો કે, આ વખતે જો તમે તમારાં શસ્ત્રો અમો કંગાલોની બાજુમાં નહિ ફેંકો, તો આ તમારા બહાર પડનારા ગ્રંથોને તમારાજ શરીરની ચામડીમાં બાંધવામાં આવશે. તોપણ મારે કહેવું જોઇએ કે, હિંદુસ્થાનમાં સાંપ્રતમાં ચાલતી ચળવળનું સ્વરૂપ શાંતિમય અને ધાર્મિક હોવાથી ફ્રેંચ ક્રાંતિ પ્રમાણે તેને અત્યાચારી રાક્ષસી સ્વરૂપ પ્રાપ્ત થાય એમ મને લાગતું નથી.

હિંદીઓના જીવનમાં શાંતિપ્રિયતા એવી ઉંડી જડ નાખી બેઠી છે કે, જગતના અન્ય કોઈપણ દેશમાં તેની જોડી મળશે નહિ. હજારો

વર્ષ પૂર્વેથી હિંદુસ્થાનમાં જે ઉમદા ઉપદેશ અને સંસ્કારો ઉતરી આવેલા છે, તે કંઇ વૃથા ગયા નથી; તથાપિ એમાં બીજો પણ એક મુદ્દો લક્ષમાં રાખવા જેવો છે. હિંદી જનતા ગમે તેટલી શાંત રહેશે અને તે સ્વરાજ્યસિદ્ધિઅર્થે તલવાર નહિ પકડે; તોપણ આ ઝગડો અત્યંત ભયંકર સ્વરૂપ પામવાનો છે. આજે સરકારી અધિકારીવર્ગ આમવર્ગથી તદ્દન વિખૂટો પડી ગયો છે અને એ વિખૂટાપણાનો ફાંકો એવોજ રાખી મૂકાશે તો લોકોની દુર્દશાની સીમા નહિ રહે. વળી આ અધિકારીવર્ગ જે સામાન્ય લોકો પાસેથીજ પોતાનો જીવનનિર્વાહ મેળવે છે તે લોકોના નેતાઓ સાથે શત્રુત્વ ધારણ કરશે તો સાંપ્રતનો આ કલહ ઉગ્ર રૂપ પામ્યા સિવાય નહિજ રહે.

ઇ. સ. ૧૯૦૭માં પંજાબમાં જે ધામધૂમ થઈ હતી તેનું અદ્યાપિ મને પાકું સ્મરણ છે. એ સમયે એક અણીના પ્રસંગે અધિકારીવર્ગને મેં જનતાસાથે પ્રત્યક્ષ સંબંધ સ્થાપવાનો તદ્દન સાદો માર્ગ સૂચવ્યો હતો. એક મોટા અધિકારીને મેં આ વિષે સૂચના કરી ત્યારે તેણે એકદમ ધુરકીને મને કહ્યું: 'મોઢા આગળ પડેલી આ ફાઇલ જુઓ.' આ સમયે કાર્લાઇલે કહેલી ફાઇલોની વાત મને યાદ આવી અને મેં તેને કહી સંભળાવી.

આ વાતને આજે બાર કરતાં વધારે વર્ષ થઇ ગયાં છે; તથાપિ અધિકારીવર્ગની મનોવૃત્તિમાં લેશમાત્ર સુધારો થવાનું એક પણ ચિન્હ મને જણાતું નથી. કંઇ ફરક થયો હોય તો તે ફાઇલની સંખ્યામાં વધારો થવા જેટલોજ. પૂર્વની માફકજ આજે પણ એ અધિકારીઓને ગિરીશૃંગોની શીત હવાની જરૂર ભાસે છે; મૂળથીજ પરકીય રહેલી સરકારનું પરકીયપણું અધિકાધિક વધતું જાય છે. રાજકારભારમાં સુધારા થયા અને હિંદી પ્રતિનિધિઓની સંખ્યા વધી; તથાપિ

રાજશાસન પરકીય તે પરકીયજ. મને પોતાને આ બાબતનો ચાંદપુરમાં સારો અનુભવ મળ્યો. અહીં સરકારની કસોટી થઇ અને તેની હીનતા જગત સમક્ષ ખુલ્લી થઈ.

મારા એ કડુ અનુભવની બીજી પણ એક વાત કહું છું. હિંદુસ્થાનમાં પાશ્ચિમાત્ય શિક્ષણનો પ્રચાર કરનારી પદ્ધતિએ સામાન્ય જનતા અને સુશિક્ષિત વર્ગ વચ્ચે મોટો કોટ રચ્યો છે. સરકાર અને સામાન્ય જનતા વચ્ચે જેમ તાલમેળ નથી, તેમજ સુશિક્ષિત અને અશિક્ષિત વચ્ચે પણ નથી. લોકકલ્યાણના માર્ગમાં સરકાર જેમ સત્વહીન ઠરી છે, તેમજ ગરીબો વિષે ચિત્તમાં વિચાર રાખ્યા વગર જેમણે પાશ્ચિમાત્ય શિક્ષણ મેળવ્યું છે, તે વર્ગ પણ તેટલોજ હિણકસ ઠર્યો છે. પશ્ચિમની રહેણી સ્વીકારી જેઓ મૉટરોમાં મહાલવામાં લીન થયેલા હોય છે, તેઓ કદિપણ સામાન્ય જનતાના સંબંધમાં આવતા નથી. તેમની રહેણીજ એવી હોય છે કે કદિ ગરીબો સાથે સંબંધમાં આવીજ ન શકાય; એટલે સામાન્ય જનતાને મન સરકારી અધિકારી અને મૉટરોવાળા સુશિક્ષિતો એકજ માળાના મણકા છે.

મહાત્મા ગાંધી યંગ ઇંડિયામાં લખે છેઃ—“ વર્ષમાં સાત માસ દેશનો સંબંધ તોડી નાખી ગિરીશૃંગ પર વસનાર વાઇસરૉયને વસ્તુસ્થિતિ સમજાવી અશક્ય છે; પરંતુ જ્યારે વાઇસરૉયની સ્વારી રાજધાનીમાં હોય છે ત્યારે પણ પ્રજા અને રાજશાસન વચ્ચે એક અભેદ્ય ખડક આડી પડેલી હોય છે. લક્ષાવધિ લોકોના પોકાર એ ખડકપર અફળાઇને છિન્નવિચ્છિન્ન થઇ જાય છે. તેમનો અવાજ તે ખડકની બીજી બાજુ જઇ શકતો નથી. ગગનચુંબિત ગિરીશૃંગ પર્યંત જેમ તેમનો અવાજ ઉડ્ડાણ કરી શકતો નથી; તેમજ આ ખડકના પ્રતાપે

તે પૃથ્વીતલપર વાઇસરૅાયના કર્ણુપર્યંત પહોંચી શકતો નથી."

સરકાર દાર્જીલિંગમાં હોય કે સીમલામાં હોય તે સર્વ લોકોને મન તો સરખુંજ છે. ગાંધીનું આ કથન અક્ષરશઃ સત્ય છે.

યંગ ઇંડિયાના એક અંકમાં અબ્બાસ તૈયબજીનો એક પત્ર છાપેલો છે. અબ્બાસ તૈયબજીએ ઘણું ખરૂં શિક્ષણ ઇંગ્લાંડમાં મેળવેલું છે. આથી તેમની સર્વ ટેવો અને રીતભાત અંગ્રેજો જેવી બની રહી હતી; પરંતુ સઘળો વિલાયતી વેશ ફેંકી દઇ તેમણે ખાદીનાં વસ્ત્રો પહેર્યાં તે પછી જે અનુભવ મળ્યો તે નીચેના શબ્દોમાં તેમણે વ્યક્ત કર્યો છેઃ—

" હું ખાત્રીપૂર્વક કહું છું કે, તમોને મારી શરીરપ્રકૃતિ માટે યત્કિંચિત પણ ચિંતા કરવાનું કારણ નથી. બેઝવાડામાં જે દિવસે મેં ખાદી પહેરી તે દિવસથી હું વીસ વર્ષનો યુવાન બન્યો છું. મને મળતા અનુભવનું વર્ણન કયા શબ્દોથી કરૂં ? ગામડાંની સ્ત્રીઓ અને બાળકો સુદ્ધ અત્યંત પ્રેમ અને આદરથી મારો સત્કાર કરે છે."

"અમારામાંના કેટલાકમાં હું જોઇએ તેવો ઉત્સાહ જોઇ શકતો નથી. કદાચિત તેઓ પોતાને ઉચ્ચ વર્ગના સમજતા હશે. હું હવે એવો ઉચ્ચ વર્ગમાંનો નથી. સામાન્ય જનતાનો મારાપરનો પ્રેમ જોઇને મારૂં અંતઃકરણ આનંદથી તરબોળ બની ગયું છે; અને એમનામાંનોજ હું પણ એક બન્યો છું, એ વાત માટે મને અભિમાન થવા લાગ્યું છે. મારા શરીરપરનાં ફકીરી વસ્ત્રોએ ઉચ્ચ અને નીચ વર્ગ વચ્ચેની દિવાલને તોડી પાડી છે; આથી નાનાં મોટાં સર્વ સ્ત્રીપુરૂષો ખુલ્લા અંતઃકરણથી મારી મુલાકાત લે છે. તેમનું હૃદ્ગત સમજવાની મારી ઇચ્છા હવે તૃપ્ત થઇ છે. ફેંટા, અંગરખાં, બૂટ અને મોજાં વગેરે

વસ્તુઓએ આજસુધી મને મારા દીન બાંધવોથી વિભક્ત કરી મૂક્યો હતો, તે વાતનું જો મને પુષ્કળ વર્ષો પૂર્વેજ ભાન થયું હોત તો કેવું સારૂં થયું હોત !"

અબ્બાસ સાહેબની વિચારસરણીથી વળી એક પગલું આગળ ભરીને હું કહું છું કે, કેટલાક અયોગ્ય ભેદોના કારણથી વિશેષતઃ કેટલાક ઉતરતા વર્ગવાળાઓને અસ્પૃશ્ય પણ માનવામાં આવે છે, એ વાત તો ખરેખર માનવજાતિને લાંછનાસ્પદ છે. સરકારે ગુરખાઓને છોડી મૂકી નિરાશ્રિત અને આજારી લોકોપર જે સીતમ ગુજાર્યો છે તે વાતથી મને જેટલો સંતાપ થાય છે, તેટલોજ સંતાપ આ અસ્પૃશ્યતાનો પણ થાય છે, ઉચ્ચવર્ગીય લોકો પોતામાંનાંજ કેટલાંક બંધુભગિનીઓને અસ્પૃશ્ય માનીને તેમના જીવાત્માને જે ઘા કરે છે, તે જોઇ મારા હૃદયમાં સંતાપનો ભડકો થાય છે. દક્ષિણ હિંદમાં મારાં ખ્રિસ્તી બંધુભગિની પણ એ ભયંકર ભાવનાનાં ભોગ થઇ પડયાં છે, તે જોઇને ખ્રિસ્તી તરીકે મને અત્યંત લાજ આવે છે. હિંદુઓની માફકજ દક્ષિણ હિંદુસ્થાનના ખ્રિસ્તીઓ પણ જાતિભેદ પાળે છે અને ખ્રિસ્તીધર્મ સ્વીકારી રહેલા કનિષ્ઠ જાતિના લોકોનો ઉચ્ચવર્ગીય ખ્રિસ્તીઓ સ્પર્શ પણ કરતા નથી.

આ સર્વ દુઃખદ કથનીઓથી મારૂં અંતઃકરણ છલાછલ ભરાઇ ગયેલું છે તે દરમીયાન મેં આ લેખ લખ્યો છે; એમાં પ્રદર્શિત કરેલા વિચારોથી આજ કેટલાક દિવસથી મારૂં અંતઃકરણ ભરાઇ રહેલું છે અને એમાંના કેટલાક તો કેટલાંક વર્ષોથી મારામાં ઘર કરી રહેલા છે. અંતે પુનઃ હું એજ કહું છું કે, હિંદુસ્થાન સમક્ષ રહેલો મુખ્ય પ્રશ્ન ગરીબોપરનો જુલમ એજ છે.



# १४—स्वराजनी किंमत.

( એસ. ઈ. સ્ટોકસ )

સર ટૉમસ મનરોએ કહ્યું છે કે, "કોઈપણ રાષ્ટ્રની સ્વાભિમાનની ભાવનાનો નાશ થતો હોય તો તે તેજ રાષ્ટ્રના રહીશ રાજકર્તાઓના જુલમથી નહિ, પણ પરદેશી સત્તા નીચેની ગુલામીથી થાય છે. રાષ્ટ્રીય અથવા સ્વપણાની કોઇ પણ વિશિષ્ટ ભાવના જો એકાદ રાષ્ટ્ર પાસે રહેતી નથી, તો વૈયક્તિક અથવા સાર્વજનિક રીતે કોઇ પણ ઉમદા ગુણ ત્યાં ખીલવા પામતો નથી; કારણ કે સ્વપણાની ભાવના એજ રાષ્ટ્રીય સદ્‌ગુણની ખાણ છે. એ મૂળ ભાવના નષ્ટ થઇ એટલે પછી વિશિષ્ટ રાષ્ટ્રીયત્વ પણ નષ્ટ થઈ તે સાથે જ વ્યક્તિનું વિશિષ્ટત્વ પણ લોપ પામે છે."

હિંદુસ્થાનના રાજકીય ક્ષિતિજપર ગાંધીનો જે ઉદય થયો છે, તેનું મહત્વ આ દેશના કેટલાક વિશિષ્ટ વર્ગને સમજાતું નથી; તે જોઇને ઘણી વખત મને આશ્ચર્ય થાય છે. જે વાત સામાન્ય માણસ પણ સમજી શકે, તેનું મહત્વ ઉચ્ચ અને શિક્ષિત વર્ગમાંના પણ કેટલાક લોકોની ધ્યાનમાં આવતું નથી; તે માટે મને નવાઇ લાગી અને એમ કેમ બને છે તેનો વિચાર કરવા તરફ મારૂં મન વળ્યું. હિંદુસ્થાનમાં એક અદ્‌ભુત પુરૂષાર્થી વ્યક્તિનો જન્મ થયો છે અને

તે ખરી સ્વતંત્રતાપૂર્વક પૂર્ણ છૂટથી વિચરે છે, તે જોઇ આવા માણસોનાં ચિત્ત ગભરાઇ જઇને કંઇ ગૂંચવણમાં પડયાં હશે કે શું? આ પુરૂષાર્થી વ્યક્તિના વિચાર, ભાવના અને આચારમાં રહેલી એકતા જોઇને એ શિક્ષિત લોકો ગભરાઇ ગયા છે કે શું? એ બિચારાઓને હિંદુસ્તાનમાં આટલી સ્વતંત્ર વૃત્તિનો પુરૂષ જન્મ પામશે એવું સ્વપ્ન પણ આવ્યું નહતું. એવા પુરૂષની આકૃતિ કેવળ કલ્પનાથી પણ તેમના ચિત્તમાં ઉત્પન્ન થઇ ન હતી. આગલા રાજપ્રકરણી નેતાઓનાજ આચાર વિચારને વળગી રહેવાની ટેવ તેમને એટલી બધી પડી ગઇ હતી કે, જાણે તે તેમનો મૂળ સ્વભાવજ હોય ને! આથી પૂર્વે કદિ નહિ જોએલો અપૂર્વ દેખાવ અચાનક નજરે પડતાં ચમકીને તેમનાં હૃદય ખસી તો નહિ ગયાં હોય ને? મનુષ્ય તરીકે પ્રત્યેકના જે જન્મસિદ્ધ હક્ક છે તેને પગ નીચે કચડી નાખવામાં આવે છે; પણ હવે ભવિષ્યમાં તેમ નહિ કરવા દેવામાં આવે, એ મહાત્માજીના કથનનું અંતર્ગત રહસ્ય સમજવાની કદાચિત પાત્રતા જ એ સજ્જનોમાં રહી નહિ હોય! એ વાત તેમને નહિ સમજાવાથીજ ગાંધી માટે તેમની બુદ્ધિમાં ભ્રમ થયો હશે! આજસુધીની તેમની શિક્ષણની દિશા જોઇશું તો તે તેવીજ હતી. હિંદુસ્થાનની રાજકીય પરિસ્થિતિમાં કંઇ દોષ હોય તો તે તેના નિવારણાર્થે હાથ જોડીને રાજકર્તા પાસે યાચના કરવી એ છે. આજ માર્ગનું તેમને શિક્ષણ મળેલું હોવાથી ગાંધીનો માર્ગ તેમને શંકાસ્પદ તો નહિ લાગતો હોય! રાજકર્તા એકાદ અડચણ દૂર કરે એટલે જાણે કોઇ મહદ્ કૃપાવૃષ્ટિ થઇ હોય, એમ માનવાનું જ શિક્ષણ તેમને જીવનભર મળેલું હોવાથી ગાંધી જે વસ્તુને હક્ક નામથી સંબોધે છે તે શું છે એજ તેમને સમજાતું નથી.

મારા ચિત્તની જે શંકા મેં ઉપર પ્રદર્શિત કરી છે, તે જો ખરી

હોય તો તે ઉપરથી આપણે એકજ નિષ્કર્ષ કાઢી શકીશું; અને તે એજ કે, હિંદના રાજશાસન અને પ્રજાજન વચ્ચેના સાંપ્રતના પરસ્પર સંબંધને સમૂળગો બદલી નાખવાની અત્યંત આવશ્યકતા છે. જો હિંદને રાષ્ટ્ર તરીકે જીવવું હોય તો એ ફેરફાર આજેજ કર્યા સિવાય ચાલે તેમ નથી; કારણ કે જો મારી ઉપલી શંકા અસ્થાને ન હોય તો રાષ્ટ્રનો એક મહત્વનો ભાગ પુરૂષત્વહીન થયો છે, એ વાત નિઃસંશય સિદ્ધ થાય છે.

હિંદુસ્થાનની નોકરશાહી મહાત્માજીને જોઇ ચમકી ઉઠી છે તેમાં મને કંઇજ નવાઇ નથી લાગતી. હિંદુસ્થાનમાં ઉછરેલો કોઇ પણ પુરૂષ આટલી ખણુખણુતી સ્વાતંત્ર્યવૃત્તિ દર્શાવે તે જોઇને તેનું હૃદય હાથભર ખસી જાય તેમાં આશ્ચર્ય નથી. આ જાણીતી અને સ્વયંમાન્ય નોકરશાહીને તેમ લાગ્યું ન હોત તોજ નવાઇ ગણાત. હિંદી તે વળી પોતાની બરોબરી કરે? આખી નોકરશાહી ઉદાર ભાવપર કદિ રચાઇ નહતી અને તેનો વિકાસ પણ એ દૃષ્ટિએ થયો નથી. સ્વતંત્ર પુરૂષ અને હિંદી પ્રજાજન એ બે વસ્તુઓ તેની દૃષ્ટિએ સ્વભાવથીજ પરસ્પર એટલી બધી વિરૂદ્ધ જણાય છે કે, તેની ફક્ત એકત્ર કલ્પના કરવી તે પણ તેને કેવળ હાસ્યાસ્પદ લાગે છે. આથી મહાત્માજીને જોઇને તેને શુંનું શુંય લાગે એ સાહજીક છે; પરંતુ ખુદ મહાત્માજીના દેશબાંધવોમાંનીજ કેટલાક સુસંસ્કૃત અને સુશિક્ષિત વ્યક્તિઓ આ સ્વયંમાન્ય નોકરશાહીના સુરમાં સુર મીલાવે છે; ત્યારે એ કંઇ પણ ભયંકર દુશ્ચિન્હ છે એમ જાણીને એનો તાત્કાલિક વિચાર કરવાની જરૂર છે.

મહાત્માજીની ચળવળ જોઇને કેટલાક હિંદી સુશિક્ષિતો પણ ગભરાઇ ગયા છે એ વાત નિઃસંશય છે. મહાત્માજીએ શરૂ કરેલી

ચળવળનું પરિણામ અંતે દંડાદંડીમાં થશે એવો ભય એ સુશિક્ષિતોને લાગે છે, એટલે એવી પરિસ્થિતિની કલ્પના પણ તેમના ચિત્તને થરથર કંપાવે છે. કંઇક સંકટ આવી પડે એવા બનાવની કલ્પના આવતાં પણ તેમને પોતાની અસહાયકતા અને દુર્બળતાની કલ્પના બીવ-ડાવવા લાગે છે. કોઇપણ આસમાની સુલતાની સંકટ પ્રાપ્ત થતાં બીજાના મોં સામે દીનતાપૂર્વક જોઇ રહેવાની તેમને ટેવ પડી ગઇ છે. કોઇ પણ પ્રસંગે 'હું અમુક કરીશ' એ શબ્દોનું તેમને ભાનજ નથી. આ પરાવલંબીપણાના કારણે રાષ્ટ્રકલ્યાણનો ભાર પણ તેમણે કાયદાશાસ્ત્રીઓને અને કાયદાને જ સોંપી દીધો છે. તેમને લાગે છે કે, એકાદ વકીલ હિંદને સ્વતંત્ર રાષ્ટ્રોની પંક્તિમાં બેસવાનો યોગ લાવી આપશે. તેમને સ્વરાજ્ય જોઇએ ખરૂં; પણ તે સુખસમાધાનથી, બેઠાં બેઠાં અને પેટનું પાણી પણ હાલ્યા વગર મળવું જોઇએ. ટુંકામાં એટલુંજ કે, મોટા બુદ્ધિવાદ ચલાવીને તથા વિચારોનો ઉહાપોહ કરીને તેમને સ્વાતંત્ર્ય મેળવવું છે. આ માર્ગમાં કોઈ પણ જગ્યાએ દંડુકાનો ખખડાટ થવાનો સંભવ માત્ર પણ ઉપસ્થિત થાય તો તે જ્યાંના ત્યાંજ બેસી રહેવાને તૈયાર રહે છે. રસ્તામાં ચાલતાં પોતાના શરીર સાથે કોઇ માણસ અથડાઇ જાય અથવા ખીસ્સામાંથી એકાદ પાઈ પણ બહાર જતી જણાય, કે તરત જ 'એકદમ સબૂર' એટલાજ શબ્દો ઉચ્ચારવાનું તે સમજ્યા છે. ઇતિહાસના અરૂણોદયથી આરંભીને આજસુધીમાં એવું એક પણ ઉદાહરણ છે ખરૂં કે એવા દુર્બળ માર્ગે સ્વરાજ્યપ્રાપ્તિ કોઇ પણ દેશને થઇ હોય ?

અમો રાષ્ટ્રભક્તોને તો એવું જરા પણ નથી લાગતું કે, સ્વરાજ્યની પ્રાપ્તિ એમ શાંતપણે, તદ્દન સરળ માર્ગે અને કેવળ અજાણપણે થાય; અને એવા ઉપાયથી સ્વરાજ્યના નામથી એકાદ

વસ્તુ પ્રાપ્ત થાય તોપણુ તે સત્વરહિતજ હશે. કોઈના વિચાર આથી ભિન્ન પ્રકારના હોય તો તેમને અમે એટલુંજ કહીએ છીએ કે, અન્ય રાષ્ટ્રોએ સ્વરાજ્યસિદ્ધિ મેળવી છે તે આવા ઉપાયોથી નથી મેળવી. તેમણે અનંત કષ્ટ વેઠયાં છે, દેહદંડ ભોગવ્યા છે, હૃદયના ચૂરા થવા દીધા છે અને પોતાના સર્વસ્વની આહુતિ આપેલી છે. હથેળીમાં પ્રાણુ રાખવા જેટલું પ્રચંડ ધૈર્ય તેમણે પ્રકટ કરેલું છે. તેમણે કેવી યાતનાઓ ભોગવી તેનું વર્ણન કેટલું કરવું? હિંદની અજ્ઞાનતા માટે જે વસ્તુ પ્રાપ્ત કરવાની ઇચ્છાથી અરજ, પ્રતિનિધિત્વ, કાઉન્સીલ વગેરે ઉપાયોની તમે યોજના કરો છો; તેજ વસ્તુની પ્રાપ્તિ માટે અન્ય રાષ્ટ્રોને ઉપરના ઉપાય યોજવા પડયા છે. સ્વરાજ્ય સિદ્ધ થતાં પૂર્વે તેની પ્રાપ્તિ માટે જે યત્ન કરવા પડે છે, તે યત્નોને લીધે પ્રાપ્ત થતા અનુભવની કિંમત સ્વરાજ્યવાદીઓને મન આપોઆપ આવી મળનારા સાક્ષાત સ્વરાજ્ય કરતાં પણુ અધિક છે. વળી સ્વાતંત્ર્ય એ કંઇ બીજાની આપેલી અપાય એવી અથવા તો આપોઆપ આભમાંથી વરસી આવે એવી વસ્તુ નથી. પુત્રજન્મ પ્રમાણેજ તેનો પ્રસવ રાષ્ટ્રના પોતાના ઉદરમાંથી થવો જોઇએ. હિંદમાતાએ બાળકની માફક એ વસ્તુસ્થિતિને પોતાની કૂખમાંથી બહાર કાઢવી જોઇએ અને પુત્રજન્મસમયની ભયંકર પ્રસૂતિવેદના પણુ તેણે સહન કરવી જોઇએ. તમે જેને સ્વરાજ્ય કહો છો અને ઇચ્છો છો, તે કાંઇ એવું પોતાના પેટનું ઔરસ સંતાન નથી. તે તો રસ્તામાંથી મળી આવેલું બાળક છે.

એક નોકરશાહીને હાંકી મૂકી તેની જગ્યાએ બીજી નોકરશાહીની સ્થાપના કરવી એ કાંઈ કૉંગ્રેસપક્ષનું ધ્યેય નથી. હિંદુસ્થાનના

ભણ્યા ગાંઠ્યા સુશિક્ષિતોએ અને વાચાળ પંડિતોએ અધિક સમજ-
ણરી રીતે અને સહાનુભૂતિપૂર્વક હિંદુસ્થાનપર સત્તા ચલાવવી, એનું
નામ સ્વરાજ્ય એવો અર્થ કોંગ્રેસપક્ષને માન્ય નથી. સર્વ લોકોના
કર્મસમુચ્ચયમાંથી સ્વરાજ્યનો જન્મ થવો જોઇએ અને એ માટેજ
એ પક્ષ તનતોડ શ્રમ લઇ રહ્યો છે. તેના સ્વરાજ્યની વ્યાખ્યા જુઓ.
**અખિલ હિંદવાસીઓની જાગૃત થયેલા ભાવનાનું વ્યક્તરૂપ
તે સ્વરાજ્ય.** આ ધ્યેય સિદ્ધ કરવા માટે હિંદને ગમે તેટલી પ્રસવ-
વેદના થશે, તોપણ તે શાંતપણે સહન કરી લેવા જેટલી તેની તૈયારી
છે. છાનુંછપનું ટોપલીમાં ઘાલીને આણેલું બાળક કોંગ્રેસપક્ષને
નથી જોઇતું.

ગમે તેવી આપત્તિ ભોગવવાની અને પ્રસંગે સર્વસ્વપર પાણી
ફેરવી દેવાની તૈયારી જ્યાં સુધી હિંદમાતાના પુત્રો નહિ કરે, ત્યાં સુધી
કદિ પણ સ્વરાજ્યની પ્રાપ્તિ થવાની નથી. દુઃખનાં આંસુ વહેવડાવી
ભૂમિ ભીંજવશો અથવા લાંબા લાંબા નિઃશ્વાસ નાખી હાથ જોડી
બેસી રહેશો, તેટલા માત્રથી તમને સ્વરાજ્યપ્રાપ્તિ થવાની નથી.
સ્વરાજ્ય જોઇતું હોય તો રણક્ષેત્રમાં તમારે ઉભા રહેવું જોઇએ અને
પ્રાણનો પણ ભોગ આપવાને તૈયાર રહેવું જોઇએ. હિંદમાતાપર
તમારો એટલો પ્રેમ હોવો જોઇએ કે, તેની સ્વતંત્રતા માટે તમો
પ્રાણનું પણ બલિદાન આપી શકો. તમારી ઉચ્ચ ભાવનાથી જ આ
વાત તમારા ધ્યાનમાં આવવી જોઇએ. જેને પ્રતિતી હશે તેજ
તેના પર ખરો પ્રેમ કરી શકશે અને તેજ પોતાની ઇચ્છા કેવળ
સ્વપ્નસૃષ્ટિમાં નહિ રહેવા દેતાં પ્રત્યક્ષસૃષ્ટિમાં ઉપસ્થિત કરશે.
સુખની આશા રાખીને દુઃખના ઉષ્ણ શ્વાસથી જેમનાં ચિત્ત દગ્ધ
થયાં છે, તેમનામાં તેમને કદિ પણ હિંદમાતાનું દર્શન નહિ થઇ શકે.

તે રાખથી ભરેલી જગ્યોમાં વાસ કરતી નથી; પરંતુ હજારો સંકટોને ઝીલી લઇ જેમનાં ચિત્ત પ્રફુલ્લ થયેલાં હોય છે તેમના ચિત્તમાં વસે છે. કર્તૃત્વનો સંયોગ થવાથી પૂર્ણતા પામેલી આત્મશ્રદ્ધામાં તેનો વાસ થયેલો તમે જોઈ શકશો.

ઉક્ત ઉદ્ગાર પ્રાચીન કાળના એક કવિના છે. તે કાળમાં ખાલી મોઢે ગમે તેવો બડબડાટ કરવાની વિદ્યા લોકો જાણતા નહતા. બોલવા કરતાં પ્રત્યક્ષ કૃતિનું ધૈર્ય તેમનામાં પુષ્કળ હતું. તે કાળના લોકો કેવળ સ્વપ્નસૃષ્ટિમાં રમ્યા ન કરતાં પોતાનાં સ્વપ્ન આચારસૃષ્ટિમાં સાચાં કરી બતાવતા હતા. પ્રભુ સર્વનો પિતા છે અને સમગ્ર માનવ સૃષ્ટિ બંધુભાવની છે, એ તત્વજ્ઞાન તે કાળે કેવળ પુસ્તકમાં રહેતું નહતું. આ તત્વપર ફક્ત મોટા મોટા નિબંધ રચીને કે મોટાં મોટાં ભાષણો આપીને તે બેસી રહેતા નહતા. ઘૂંટણીએ પડી તથા હાથ પસારી ભિક્ષા માગવા જેવી એ વસ્તુ છે, એમ પણ તેમને લાગતું નહતું. તે પ્રત્યેક મનુષ્યને જન્મસિદ્ધ હક્કથી પ્રાપ્ત થઈ શકે છે અને તે તેમણે મેળવવાં જોઇએ. તેને માટે હથેળીમાં માથું લઇને રણભૂમિપર ઉભા રહેવું જોઇએ, અને સંકટનાં તેજોમય કિરણોના સૌંદર્યથી ઉજ્જવલ દેખાતાં જે ઉચ્ચ ગિરિશૃંગોપર તેનો વાસ છે ત્યાં પહોંચી જવા માટે ગડમથલ કરવી જોઇએ.

હિંદુસ્થાનને આ વસ્તુની હવે પૂર્ણ કલ્પના થઇ છે. પરકીયની મહત્વાકાંક્ષાના ભોગ થઈ પડી ગુલામ બનેલા હિંદી રાષ્ટ્રે પોતાની શૃંખલા તોડી નાખ્યાનું ભાવી દશ્ય આજેજ હિંદની દૃષ્ટિએ પડી ચુક્યું છે. જે સમયે હિંદી રાષ્ટ્ર ઉન્નત મસ્તકપૂર્વક અન્ય રાષ્ટ્રો સાથે સમતાના હક્કથી દૃષ્ટિ મેળવશે, તે કાળનું દશ્ય આજેજ હિંદીઓનાં મનશ્ચક્ષુ સમક્ષ ઉપસ્થિત થઇ રહ્યું છે. આ ઉજ્જવલ સ્વરૂપ

જોઇને અમારાં અંતઃકરણો ઉત્સાહથી ભરાઇ ગયાં છે.

સ્વરાજ્ય ! જેનામાં સ્વાભિમાનનું અંતિમ એક પણ કિરણ શેષ રહ્યું છે, તેનું અંતઃકરણ આ વિચારવાયુની લહરી માત્રથી એકદમ ભરાઈ જશે. સ્વરાજ્ય ! આ શબ્દ ચિત્તમાં ઉત્પન્ન થતાંજ ઉત્સાહથી જેનું અંતઃકરણ છલકાઇને વહેતું નથી, એવો કોઇ માઇનો પુત હશે કે ? સ્વરાજ્યપ્રાપ્તિ માટે ગતકાલિન લોકોએ કયું દુઃખ નથી ભોગવ્યું ? પોતાની સ્વપ્નસૃષ્ટિ ખરી કરવા માટે તેમણે કયું કષ્ટ સહ્યું નથી ?

પેટ પુરતું અન્ન પણ નહિ મળવા છતાં અને પહેરવા માટે ફાટયાં તૂટયાં વસ્ત્ર હોવા છતાં સ્વરાજ્યના સૈનિકોએ ગાઢ અરણ્યો ક્ચડી નાખ્યાં છે. હિમથી ઢંકાયેલાં ગિરિશિખરોને તેમણે પોતાના ઉઘાડા પગના રક્તથી સ્નાન કરાવ્યાં છે. ભાખરીના ટુકડાનુંએ કેટલાક દિવસ સુધી દર્શન નહિ થવાથી તેમનાં દેહપીંજર રેતી સાથે સ્પર્ધા કરતાં હતાં. મસ્તક ટેકવવાને વૃક્ષોની છાયાનો આશ્રય સુદ્ધાં તેમને મળતો નહતો. શિયાળાની લાંબી રાતો ધૂણીઓની ચોતરફ પડી રહીને તેમણે કાઢી હતી. હિમવૃષ્ટિ અને અતિશીતલ વાયુથી તેમનાં હાડ પણ અકડાઈ જતાં હતાં. આપત્તિની આ દીર્ઘ પરંપરા સ્વરાજ્યપ્રાપ્તિ માટે તેમણે આનંદથી ભોગવી હતી.

સ્વરાજ્યપ્રાપ્તિ માટે માતાઓએ પોતાના પુત્રોનાં બલિદાન આપ્યાં; સ્ત્રીઓએ પોતાના પતિને રણશય્યાપર સૂવાડયા; કુમારિકાઓએ પોતાના ભાવિ પતિને તોપોના મુખે ચઢાવ્યા; અંતિમ સમયે મોઢામાં પાણીનાં બે ટીપાં મૂકનારૂં પણ જ્યાં કોઇ મળતું નહતું, એવાં દૂર દૂરનાં સમરક્ષેત્રોપર પોતાના પ્રાણસમા આપ્ત જનોને તેમણે મૃત્યુમુખમાં પ્રવેશ કરવા મોકલ્યા; તે સર્વ શાને માટે ? સ્વરાજ્ય માટેજ !

પૂર્વકાળના લોકોએ પોતાનાં ઘરબારપર પણ તુલસીપત્ર મૂક્યાં; બીજાઓના તાબેદાર બનીને શાંતિ તથા ધનની પ્રાપ્તિ કરવાનો નામર્દ માર્ગ સ્વીકારવા કરતાં, ઉજડાઇ ગયેલી ખેતીવાડીનાં અને ભસ્મીભૂત બનેલાં ઘરબારનાં વિકટ દશ્યો સ્વચક્ષુએ જોવાનું તેમણે સ્વીકાર્યું; અને તે શા માટે ? સ્વરાજ્ય માટેજ !

જેમને ઉષ્ણતાનાં કિરણ પણ કદિ લાગ્યાં નહતાં એવાં સ્ત્રી-પુરૂષો ઉજડાઇ ગયાં, તેમણે અનેક વર્ષ સુધી તુરંગની ભયંકર યાતનાઓ સહીને દેહદમન સ્વીકાર્યાં, ચાબુકના ફટકા નીચે પ્રાણ અર્પ્યા, છાતીપર બંદુકની ગોળીઓ ઝીલી, ચાંડાલોની દોરીઓએ શરીર લટકાવ્યાં, કહો કે, ગુલામ બની જીવવાને બદલે પુરૂષાર્થ કરતાં કરતાં આવેલું મરણ સ્વીકાર્યું અને તે શા માટે ? સ્વરાજ્ય માટેજ !

રાષ્ટ્ર માત્રમાં આજસુધીમાં આવાજ પ્રકારનાં થઈ ગયેલાં સ્ત્રી-પુરૂષોને સન્માનનીય સ્થાન મળ્યાં છે. એવાજ પ્રકારનાં સ્ત્રીપુરૂષોને જગતનાં સર્વ રાષ્ટ્રોએ પ્રમુખસ્થાને યોજી તેમને પૂજનીય માન્યાં છે અને એમ થવું તે સર્વથા યોગ્ય પણ છે. કોઇ પણ કાળે મનુષ્ય જાતિની ઉચ્ચ ભવિતવ્યતા પ્રત્યક્ષ સૃષ્ટિમાં અવતીર્ણ થવાની હોય તો તે આવાજ પ્રકારની આત્મશ્રદ્ધા, નિર્ભયતા અને સર્વ સ્વાર્થના બલિદાનથી અવતીર્ણ થશે.

જેમણે રાષ્ટ્રને સ્વતંત્રતા પ્રાપ્ત કરી આપી છે, તે પુરૂષોએ કદિ પણ ભિક્ષાવૃત્તિનું અવલંબન કર્યું નથી; શક્તિમાનના ઘરના કકડાની પ્રાપ્તિ માટે તેમના દ્વારમાં તે કદિ પણ કૂતરાની માફક પડી રહ્યા નથી. પોતાના કાંડાના બળથી જે કંઈ મેળવવાની તેમને ખાત્રી હતી, તેની પ્રાપ્તિ માટે તેમણે કદિ પણ યાચનાનો હાથ લંબાવ્યો નથી. 'પ્રભુ અને મારી શક્તિ' એજ તેમના વિજયધ્વજપરનો

મંત્ર હતો. તેમનો પ્રભુપરનો વિશ્વાસ જેમ અચળ હતો, તેમજ તેમનો આત્મવિશ્વાસ પણ અચળ હતો. તે કોઇની કૃપા મેળવવા ઝૂઝયા નહતા; પણ સ્વતઃના અને સ્વબાંધવોના હક્ક માટે ધર્મક્ષેત્રમાં ઘૂમ્યા હતા. શત્રુનું સામર્થ્ય પોતાના કરતાં અનંતગણું હોવાની ખબર હોવા છતાં તે કેવળ પ્રભુ અને આત્મશ્રદ્ધાપર આધાર રાખી શત્રુની સામે અડગ રહ્યા હતા.

અશક્ય જેવી વાતોને તેમણે પ્રત્યક્ષ શકય કરી બતાવ્યાના કેટલાંએ દૃષ્ટાંત છે. સ્વકાર્યની સત્યતા અને ન્યાયસિદ્ધતા વિષે તેમની પૂરેપૂરી ખાત્રી હતી તેથીજ તેમને અતુલ્ય ધૈર્ય પ્રાપ્ત થયું હતું. સત્યના બેલી શ્રી ભગવાન, એ દૃઢ ભાવનાથી તેમને એવું અપૂર્વ બળ પ્રાપ્ત થયું હતું કે, તેમના તરફ જોઇને પ્રતાપશાલી સમ્રાટનું મુખ પણ ઝાંખું પડી જાય. આત્મશ્રદ્ધા અને પરમાત્મનિષ્ઠાના બળપર એ નરશ્રેષ્ઠોએ મોટાં મોટાં સામ્રાજ્યોને સફાચટ કરી નાખ્યાં છે. તે ખરેખરા પુરૂષ હતા, તે પુરૂષાર્થી હતા. સંકટના વિદ્યાલયમાં તેમના જીવાત્માએ મંત્રોપદેશ લીધો હતો. સિંહની ગુહામાં પ્રવેશ કરવાની આજ્ઞાને પણ શિરસાવંદ્ય ગણી તેમાં પ્રવેશ કરવાનું ધૈર્ય તેમની પાસે હતું. પરંપરાની ગતિને અનુસરી ચાલનાર જગતને પોતાના પદાઘાતથી નમાવી પાડવાની તેમને ખાત્રી હતી. હું હું કરતા તે આગળ ધસ્યા અને તેમાં જે પાછળ પડ્યા તેજ દુઃખી રહ્યા.

મહાત્મા ગાંધી એવા આગળ ધસેલા પુરૂષાર્થી પુરૂષોમાંના એક છે.

એક વખત એક સુપ્રસિદ્ધ હિંદી ગૃહસ્થે મત કહ્યું કે, 'ચમત્કારના જુના દિવસો તો હવે ગયા.' કેમ, ક્યારે, શા માટે ગયા? પૂર્વકાળમાં ચમત્કાર થયા તે કઇ શક્તિના આધારે? તે પ્રખર આત્મશ્રદ્ધાના સામર્થ્યથી જ થયા હતા. તેજ આત્મશ્રધ્ધા આજે જ્યાં જ્યાં

હયાત છે, ત્યાંથી તો એ ચમત્કારના દિવસો નથીજ ગયા. ચમત્કાર હવે શકય નથી, એવી દુર્બળ ભાવના જેના મનમાં પ્રવેશ કરી બેઠી હશે, તેને માટે જ માત્ર એ દિવસો ગયા છે.

હે હિંદી પ્રજા! શું સ્વરાજ્યપ્રાપ્તિની ખરી ઇચ્છા તને થઇ છે? પૂર્વકાળે જગતના અન્ય દેશોમાં એ ઇચ્છા જેટલી તીવ્રતાથી થઇ હતી, તેટલીજ તીવ્રતા આજે તારામાં છે કે? સ્વરાજ્યપ્રાપ્તિ માટે તેમણે જેવાં બલિદાન આપ્યાં તેવાં આપવાને તું તત્પર છે કે! સ્વરાજ્યસાધના માટે તેમણે જેટલાં કષ્ટ ભોગવ્યાં હતાં તેટલાં અને તેવાં ભોગવવાને તું તૈયાર છે કે?

સ્વરાજ્ય એ જન્મસિધ્ધ હક્ક છે, તે પ્રભુનિર્મિત હક્ક છે, એમ ખરા દિલથી તને લાગે છે કે? એવો તને વિશ્વાસ, પાકો નિશ્ચય છે કે? તેમ હોય તો હજી સુધી તારે માટે ચમત્કારના દિવસ ગયા નથી એમ ખાત્રીપૂર્વક સમજી લે. તારો નિશ્ચય અડગ હશે તો અશકયને પણ તું અવસ્ય શકય બનાવીશ.

ખરૂં જોતાં અસ્કયને શકય બનાવવાનો જ યત્ન હિંદુસ્થાને સ્વરાજ્યપ્રાપ્તિ માટે કરવો જોઇએ. હાલની ભયંકર પરિસ્થિતિનો એવો પાકો ઘેરો તેની ચોતરફ પડયો છે કે, તે તોડવાને ભગીરથ પ્રયત્નનીજ આવસ્યકતા છે. હિંદવાસીઓ પાસે જો તેટલી આત્મશ્રધ્ધા અદ્યાપિ જીવંત હશે તો સ્વરાજ્યપ્રાપ્તિનો ચમત્કાર આજે પણ થઇ શકશે. એ આત્મશ્રધ્ધા અને બલિદાનની તત્પરતા એ બેજ વાત આ ચમત્કારને માટે આવસ્યક છે.

**હિંદુસ્થાનનો ખરો નેતા કોણ, તે ઠરાવવાનું એક માત્ર સાચું માપ આત્મશ્રદ્ધા છે.** જેની પાસે તીવ્ર આત્મશ્રધ્ધા હોય તેજ એક આપણો નેતા. તેનુંજ નેતૃત્વ અમૂલ્ય છે. ચમત્કારના દિવસ અદ્યાપિ ગયા નથી અને અશકયને શકય કરી બતાવવાની

જેનામાં દઢ ભાવના હોય તેનોજ ગુરૂ-ઉપદેશ સાંભળો ! તેનાજ પગલે પગલે ચાલીને તેની પાછળ જાવ ? સ્વરાજ્ય પ્રાપ્ત કરવાની શક્તિ હિંદમાતામાં છે, એવો જેનો દઢ નિશ્ચય હશે તેજ તમોને સ્વરાજ્યની સમીપમાં પહોંચાડશે. પોતાનો આ આત્મવિશ્વાસ અન્યના હૃદયમાં ઉત્પન્ન કરવાની શક્તિ જેનામાં હશે તેજ આપણને છેવટના મુકામે પહોંચાડશે.

આવા પ્રકારના નેતાની આજે હિંદુસ્થાનને અત્યંત જરૂર છે; અને મારી ખાત્રી થઇ છે કે, એવા પ્રકારનો નેતા આજે તેને પ્રાપ્ત થયો છે. તે નેતાને આજે ટેકો ન આપવો તે રાજકારણની દૃષ્ટિએ મોટી ભૂલ છે. મને તો નિઃસંશયપણે લાગે છે કે, એ નેતાના કાર્યક્રમનો જે ભાગ આપણને સંમત ન હોય તે ભરબજારમાં મૂકીને તેના વિષે નિષેધપૂર્વક ચર્ચા કરવી એ રાષ્ટ્રદૃષ્ટિએ અત્યંત હાનિકારક વાત છે. આજે દીર્ઘકાળ પછી જે મહાપુરૂષાર્થી નેતાનો લાભ આપણને મળ્યો છે, તે પ્રમાણિક છે, નિર્ભય છે અને ઉજ્જવલ દેશભક્ત પણ છે. તેનાપર સામાન્ય જનતાનો પૂર્ણ વિશ્વાસ છે અને પોતાનું ધ્યેય સામાન્ય જનતાના હૃદયમાં ઉતારી તેને ઉત્સાહી બનાવવાનું સામર્થ્ય પણ તેનામાં છે. નાના પ્રકારની શંકા કુશંકાઓ કરીને તથા અકારણ ભયથી ગભરાઇને આપણે જો તેને પાછો પાડીશું, તો આખરે એ કૃતકર્મનો ભયંકર પશ્ચાતાપ આપણે કરવો પડશે. એવા પ્રકારના નેતા કાંઇ પૈસાથી વેચાતા નથી મળતા.

હિંદુસ્થાનનું નેતૃત્વ સ્વીકારવાને મહાત્માજી યોગ્ય છે કે નહિ એ પ્રશ્ન જરૂરનો નથી. અત્યારે જરૂરનો પ્રશ્ન તો એજ છે કે હિંદુસ્થાન તેની પાછળ જવાને યોગ્ય છે કે નહિ ? તેની આત્મશ્રધ્ધાને એકનિષ્ઠાપૂર્વક ટેકો આપવાની યોગ્યતા હિંદી રાષ્ટ્રમાં છે કે નહિ ?



# ૧૫–ગાંધીજી અને ટાગોર.

( સી. એસ. આર.—કલકત્તા રીવ્યુ. )

આજે હિંદુસ્થાનમાં સ્મરણ કરવા જેવા બે પુરૂષ અસ્તિત્વમાં છે. એક રવીંદ્રનાથ ઠાકુર અને બીજા મહાત્મા ગાંધી. મનુષ્ય જન્મની પ્રતિકર્તવ્યતા સંબંધી પ્રાચીન ગ્રીક લોકોની કલ્પના રવીંદ્રનાથમાં અવતીર્ણ થઇ છે; ત્યારે તેજ બાબત ઇસુખ્રિસ્તની કલ્પનાનું મૂર્તરૂપ મહાત્મા ગાંધી છે. રવીંદ્રનાથ આપણને પ્લેટોનું સ્મરણ કરાવે છે. જ્ઞાન, કાવ્ય અને અતીંદ્રિય જ્ઞાનનો એકત્ર પરિપાક રવીંદ્રનાથમાં થયેલો છે. પોતાના શિષ્યો એજ માર્ગે પ્રવાસ કરે એમ તે ઇચ્છે છે; પણ શિષ્યોપર એ ઇચ્છા તે બળાત્કારે નાખતા નથી. તેમનું ધોરણ એવું છે કે, શિષ્યો સ્વબુદ્ધિથી એ માર્ગનું જ્ઞાન મેળવી લે. તે કોઇની સ્તુતિ નિંદા કરતા નથી; પણ પોતાની મધુર વાણીથી તથા કોમળ પદ્ધતિથી શિષ્યોનાં અંતઃકરણ વશ કરી લઇ તેમની બુદ્ધિને ગતિ આપે છે. પોતાનાં કાવ્યોદ્વારા ઉદાર અને ઉદાત્ત વિચારો પ્રકટ કરી અંતિમ સાધ્ય માટે વાંચકોના મનમાં ઉત્સાહ ઉત્પન્ન કરે છે. કાવ્યની માધુર્યતાથી તે વાચકનાં હૃદય વશ કરી લે છે. આજે આખા બંગાલમાં તે અલૌકિક અને બુદ્ધિશાળી પુરૂષમાં ગણાય છે. બંગાલ પ્રાંતના વિશિષ્ટ ગુણનું એકત્રરૂપ કોઇને જોવું હોય તો તે રવીંદ્રનાથમાં જોઇ શકશે. તે શાંતિનિકેતનના લતાકુંજથી યુક્ત એવા આશ્રમમાં પોતાના

વિદ્યાર્થીઓ સાથે સંભાષણો કરે છે. પ્રાચીન સમયે પ્લેટો પણ એવીજ રીતે લતાકુંજમાં શિષ્ય સમેત બેસી સંભાષણ કરતા હતા. વૃક્ષની હારો વચ્ચે ફરતાં ફરતાં શિષ્યગણ સાથે તે બોલતા હોય છે ત્યારે ક્ષણે ક્ષણે તેમના મુખદ્વારા પ્રકટ થતા નવીન વિચારોથી શિષ્યોનાં હૃદય આનંદથી તરબોળ બની જાય છે. તેમના અંતઃકરણનો હેતુ એ છે કે જગતના સર્વ દેશોના કવિ, તત્વવેત્તા અને કળાવાન પુરૂષો એકત્ર થાય તેવું એકાદ વિશ્વભારત નિર્માણ કરવું. તે હમ્મેશાં કલ્પનાવકાશના શુદ્ધ વાતાવરણમાંથી કદિ પણ પતિત ન થવાય તેવા પ્રકારનો જીવનક્રમ આંકવા યત્ન કરે છે. પ્રચંડ વાવાઝોડું થઇને દિશાઓ ધૂળથી વ્યાપ્ત બની ગઈ હોય અને તેની સાથે વૃક્ષાદિનાં શુષ્ક પાંદડાંઓ આમ તેમ ચકડોળે ચઢયાં હોય, તેવા પ્રસંગે એકાદ માણસ જે પ્રમાણે અત્યંત ઉત્સુકતાથી વાયુહીન સ્થળનો આશ્રય લે છે; તેજ પ્રમાણે વિધવિધ મત અને પંથનો ખળભળાટ દૂર રાખી તે પોતાના કલ્પનાવકાશના નિર્ભય કિલ્લાનો હમ્મેશાં આશ્રય લે છે.

ગાંધી એથી ભિન્ન વૃત્તિના માણસ છે. સંસારકુટિલતામાં ડૂબેલા અને તેથી કઠોર હૃદયી બનેલા મુંબઈ શહેરમાંથી મહાત્માજીનું આગમન થયું છે. સામાન્ય જનતાના અંતઃકરણને ઓળખી લેનાર તેમની જોડીનો પુરૂષ આજ સુધીમાં અન્ય કોઇ થયો નથી. તે સામાન્યમાંના સામાન્ય છે. લોકનેતૃત્વનો હક્ક તેમને જન્મતઃજ પ્રાપ્ત થયેલો છે. કેવળ પ્રેમની મૂર્તિરૂપ હોવાથી પોતાના ચૈતન્યસામર્થ્યથી પત્થરનું હૃદય પણ વશ કરી શકે છે. લાખો માણસપર તે સહજ લીલામાત્રથી અમલ ચલાવી શકે છે. તે જે તત્વોનું પ્રતિપાદન કરે છે. તેનું મૂર્તિમંત અધિષ્ઠાન તેમનામાં છે; અને એ તત્વોનું સૌંદર્ય આંધળાને સુદ્ધાં દેખાય તેટલું ઉજ્વલ છે.

સહનશીલતાની પ્રત્યક્ષ મૂર્તિ અને મૂર્તિમંત સદ્‌ગુણોનો એકત્ર વાસ જો કોઇને જોવો હોય તો તે ગાંધીમાંજ જોઈ શકશે. ગાંધીને કીર્તિની લોલુપતા નથી. કેવળ પોતાને ઉપયોગની હોવા ખાતર તે કોઇપણ વસ્તુની અપેક્ષા કરતા નથી. તેમને કોઇપણ વસ્તુની જરૂર નથી. માતૃભૂમિને ન્યાય મેળવી આપવો તથા તેને સત્યમાર્ગપર આરૂઢ કરવી એટલોજ તેમનો પ્રયત્ન છે. આજે સમગ્ર જગતમાં ગાંધી સર્વશ્રેષ્ઠ છે, એ રેવરંડ હોમ્સનું કથન અમોને પણ હૃદયપૂર્વક માન્ય છે. ગાંધીનું સ્મરણ થતાંજ હોમ્સને ખ્રિસ્તનું સ્મરણ થાય છે, તેજ પ્રમાણે અમોને પણ થાય છે. ગાંધીમાં કાયા, વાચા અને મનનાં કાર્યોની એકરૂપતા રહેલી છે. જે મનમાં તેજ વાચામાં અને વાચામાં તેજ આચારમાં મૂકવાની જેની પદ્ધતિ હોય તેજ મહાત્મા નામને યોગ્ય છે. ગાંધીમાં એ એકરૂપતા છે; તેથી મહાત્માનું ઉપપદ તેમને સંપૂર્ણ શોભે તેમ છે. તે સ્વર્ગનું રાજ્ય પૃથ્વીપર ઉતારવા માટે મંથન કરી રહ્યા છે, એ માટેજ કષ્ટ ભોગવે છે અને એજ કાર્યપ્રીત્યર્થે તે દેહ વિસર્જન કરશે.



# १६—एशियानो नवीन प्रकाश-

(ન્યૂયોર્ક નેશન.)

ગાંધીએ અસહકારની હીલચાલ શરૂ કર્યા પછી મલબારમાં બળવાનું એક મોટું મોજું ઉછળી આવ્યું. ઘણાઓનું ચિત્ત એ બળવાના કાર્ય—કારણની મીમાંસા તરફ આકર્ષાઈ રહ્યું; પણ વાસ્તવિક રીતે જોતાં ગાંધીની હીલચાલનો એ ભાગ અખિલ માનવકુલની દૃષ્ટિએ વિશેષ મહત્વનો નથી. સાંપ્રત યુગ સંશયવાદનો છે. જડવાદનું ભયંકર સ્વરૂપ પૂર્ણ દશાએ પહોંચ્યું છે અને તે આજે સમસ્ત જગતને ઉન્મત્ત બનાવી રહ્યું છે. ભૌતિક શાસ્ત્રોદ્વારા સઘળા સૃષ્ટ પદાર્થપર વિજય મેળવવો તથા કુદરતની શક્તિને પોતાની દાસી બનાવવી એજ માનવકુલનું અંતિમ ધ્યેય છે, એમ આપણે આજ સુધી સમજતા હતા; પણ જડવાદે પોતાનું ખરૂં રૂપ પ્રકટ કર્યું તે સાથેજ આપણાં નેત્રપરના પડદા ખસી ગયા. આપણે અનુભવ્યું કે, જે માર્ગે આજ સુધી આપણે ચાલી રહ્યા હતા, તેનો અંત કેવળ દુઃખ અને કષ્ટમાં આવે છે. હવે શું કરવું, એ વિચાર થઈ પડયો. હવે આપણને ગાંધી નવીન માર્ગ બતાવે છે. ગાંધી હિંદના નેતા છે અને તે અખિલ હિંદને વંદ્ય લાગે છે. ધ્યેય પ્રત્યેની એકનિષ્ઠા, નિઃસ્વાર્થી હૃદય અને શુદ્ધ ધાર્મિક ભાવનાના પ્રભાવથી આજે તે હિંદીઓને લગ-

ભગ પરમેશ્વરજ લાગે છે, એમ કહેવાને હરકત નથી. તદ્દન અભણ અજ્ઞાન લોકો પણ શુદ્ધ ભોળાભાવથી ગાંધીને વંદ્ય માને છે અને તેમનાં તત્વો વિષે જેમના મત અદ્યાપિ કોઈ પણ પ્રકારે નિશ્ચિત થયા નથી, તેવા સંશયવાદી લોકો પણ તેમના પ્રત્યે આદરબુધ્ધિથી જુએ છે. ગાંધીનાં તત્વો વિષે તે ગમે તેવી વિરૂધ્ધ ટીકા કરતા હશે, પણ તે વ્યક્તિ વિષેની તેમની આદરબુદ્ધિમાં ઘટાડો થયો નથી.

કોઈ પણ પરિસ્થિતિ ત્યાજ્ય જણાઈ કે તેનો ઉચ્છેદ કરવા માટે તલવારનું શરણ લેવું, એ એકજ માર્ગ આજે પશ્ચિમ જગતની જાણમાં છે. એ સિવાય અન્ય ઉપાયનું ચિંતન કરવા જેટલી પાત્રતા પણ આજે પશ્ચિમબુધ્ધિમાં નથી. એવા પ્રસંગે ગાંધીએ એક નવીન શક્તિ અસ્તિત્વમાં આણી છે. આજે તે હિંદુસ્થાનના રાષ્ટ્રીય પક્ષનું મન એ શક્તિનો ઉપયોગ કરવા તરફ વાળવાનું કાર્ય કરે છે. આ નવીન શક્તિ અથવા શસ્ત્રને અસહકાર એવું નામ આપ્યું છે. ગાંધી પણ માને છે કે, વીર પુરૂષોના રક્તસિંચન વિના હિંદુસ્થાનને સ્વતંત્રતા પ્રાપ્ત થવાની નથી. તેમની ઇચ્છા એવી છે કે, એ રક્તસ્રાવ ફક્ત એકજ બાજુથી થવો જોઇએ; ભવિષ્યની પ્રજાએ કહેવું જોઇએ કે, કેવળ હિંદવાસી વીરોના રક્તથી જ હિંદભૂમિ સુસ્નાત થઈ છે. તે કહે છે કે, શસ્ત્ર ધારણ કરીને અન્યપર પ્રહાર કરવો એ તો કાયરતાનું ચિન્હ છે; એટલુંજ નહિ પણ એવા પ્રકારના આતતાઇ વિચાર ચિત્તમાં લાવવા તે સુદ્ધાં દુર્બળતા છે. ગમે તેવા જૂલ્મી વિષે પણ વાંકો વિચાર જેના મનમાં આવતો નથી, તેજ ખરો શૂરો.

આ શસ્ત્ર શુધ્ધ ધાર્મિક સ્વરૂપનું હોવા છતાં પણ તે પૂર્ણ વ્યવહારૂ છે. એનો વ્યાવહારિક આરંભ પદવીત્યાગથી થાય છે, બ્રિટિશ નોકરશાહીએ આપેલી સન્માનદર્શક પદવીઓનો ત્યાગ કરવો એ આ માર્ગનું

પ્રથમ પગથીયું છે. આ પછી ધીમે ધીમે નોકરશાહી તરફથી પ્રતિકાર થતો જાય તે પ્રમાણમાં અસહકારના માર્ગે હિંદી દેશભક્તો પણ આગળ આગળ વધતા જશે. અસહકારનું પૂર્ણ પરિણામ કહીએ તો તે એ છે કે, હિંદી જનતા તરફથી નોકરશાહીને કોઇપણ પ્રકારની સહાય ન મળવી. આવા પ્રકારની સર્વવ્યાપી હડતાલ કોઈ પણ પાશ્ચિમાત્ય રાષ્ટ્રે જોઇ નથી.× જો એ અસહકાર સફળ થયો તો હિંદુસ્થાનમાં બ્રિટિશ તલવાર કટાઇ જશે એ સ્પષ્ટ છે; એટલું જ નહિ પણ તલવાર પકડવાનું સામર્થ્ય સુદ્ધાં તેનામાં નહિ રહે. આજે અસહકારવાદીઓએ પરદેશી કાપડનો બહિષ્કાર હાથમાં લીધો છે અને હાથકંતામણના પુનરૂજ્જીવનને અવકાશ આપ્યો છે. આર્થિક દૃષ્ટિએ હિંદુસ્થાનનો કાપડનો વ્યાપાર પરદેશીઓના હાથમાં હોવાથી હિંદુસ્થાનનું અર્થશાસ્ત્ર પણ પરદેશીઓને જ વશ છે. પરદેશીઓ હિંદનું નાણું એ દ્વારા પોતાના દેશમાં ઘસડી જાય છે. સ્પષ્ટ છે કે, પરદેશથી આવતા કાપડનો અટકાવ થશે તો દેશનું અર્થશાસ્ત્ર દેશનાજ હાથમાં આવ્યા જેવું થશે. આવા અઢળક ધનનો વ્યવહાર પરદેશીઓના હાથમાંથી છૂટી હિંદુસ્થાનમાં આવશે એટલે સાંપત્તિક પરાધીનતામાંથી તે ઘણા અંશે મુક્ત થઈ બેસશે. મહાત્મા ગાંધીએ સ્વહસ્તે તા. ૧ ઑગસ્ટ ૧૯૨૧ ના રોજ પરદેશી કાપડની એક પ્રચંડ હોળી સળગાવી બહિષ્કારનો જન્મદિવસ ઉજવ્યો છે. હાથકંતામણ અને હાથવણાટના પુનરૂજ્જીવન માટે હિંદુસ્થાનની રાષ્ટ્રીય મહાસભાએ લગભગ એક કરોડ રૂપિયા ખર્ચવાનો સંકલ્પ કર્યો છે. આ પ્રમાણે બ્રિટિશ લોકોના એક ધંધાપર હલ્લો કરી યુધ્ધમાં તેમને એકાદ સપાટો લગાવી દેવો

× ઈજીપ્તવાસીઓએ થોડાજ વખતપર તેવી હડતાલ પુરેપુરી અમલમાં લાવી બતાવી છે.

એટલોજ કંઇ ગાંધીનો ઉદ્દેશ નથી. એ બહિષ્કાર ફક્ત બ્રિટિશ કાપડ પુરતો છે એમ પણ નથી. જાપાની અને અન્ય વિદેશી કાપડને પણ તે લાગુ છે. કાપડ વણવાનો ઉદ્યોગ જો ઘરગથુ થઈ બેસે તો આર્થિક સ્વતંત્રતા સ્વહસ્તમાં આવી જાય, એ મુદ્દો અસહકારવાદીઓના લક્ષમાં પૂર્ણપણે આવી ગયો છે. જે દિવસથી હિંદનો હાથવણાટ ડૂબ્યો તેજ દિવસથી દેશના સંપત્તિને ઓટ લાગુ પડયો અને આજે તે તદ્દન કંગાલ બન્યો છે. અસહકારવાદીઓને પૂર્ણ ભરોંસો છે કે જે દિવસે રેંટીઆનું ગુંજન દેશના પ્રત્યેક ઝુંપડાંમાં સંભળાશે, તે દિવસે દરિદ્રતા ઘટતી જઇ સંપત્તિની ભરતી થવા માંડશે. હિંદુસ્થાનની આ ઘરગથુ કળાનો યાંત્રિક શક્તિએ નાશ કર્યો છે. તેમને લાગે છે કે, એ કળાનુ પુનરૂજ્જીવન એજ સ્વતંત્રતાના મજબૂત પાયો છે. હિંદુસ્થાને પરદેશી કાપડનો બહિષ્કાર કર્યો છે એનો અર્થ એવો નથી કે, તેણે અન્ય દેશો સાથેનો સર્વ સંબંધ તોડી નાખ્યો છે. પરસ્પરમાં આપલેનો વ્યવહાર થવો ઇષ્ટ છે, એ તત્વ અસહકારવાદીઓને પણ માન્ય છે. તેમનો બહિષ્કાર ફક્ત કાપડ માટે છે.

પરદેશી કાપડનો બહિષ્કાર એ અસહકારનાં અનેક અંગોમાંનું એક છે. એ સિવાય હિંદુ મુસલીમ ઐક્ય, રાષ્ટ્રીય શાળાઓની સ્થાપના, અત્યંજોધ્ધાર, મદ્યપાનનિષેધ ઇત્યાદિ અન્ય અંગો પણ એમાં અંતર્ભૂત થાય છે. ગાંધીએ એમ પણ જાહેર કર્યું છે કે, ન્યાયની વિરૂધ્ધના કાયદાઓનો ભંગ કરવાનો સમય પણ જલદી આવી લાગશે. બ્રિટિશ અદાલતમાં કોઇપણ પ્રકારનો બચાવ નહિ કરવો, એવો ઠરાવ રાષ્ટ્રીય સભાએ મંજૂર કર્યો છે ત્યારથી કેટલાએ લોકોએ બચાવનો એક અક્ષર સુદ્ધાં ઉચ્ચાર નહિ કરતાં કારાવાસ સ્વીકાર્યો છે. વળી રાષ્ટ્રીય સભાએ દેશને આગ્રહભરી ભલામણ કરી છે કે, જો

અંગ્રેજો તુર્ક કિંવા અંગોરા સરકાર વિરૂધ્ધ શસ્ત્ર ઉંચકે તો કોઈપણ હિંદી સૈનિકે તેમને મદદ કરવા જવું નહિ. બ્રિટિશ સામ્રાજ્ય અને તુર્કસ્થાન વચ્ચે પડેલા વાંધામાં હિંદુસ્થાને તુર્કોનો પક્ષ સ્વીકાર્યો છે, તે કેવળ મુસલમાનોની ખિલાફતના કારણે જ નહિ; પરંતુ સમગ્ર હિંદી જનતાની એ પણ ઇચ્છા છે કે, સામ્રાજ્યસત્તાની વૃધ્ધિના કાર્યમાં હિંદુસ્થાનના દ્રવ્ય અને માણસોનો અપવ્યય થવો ન જોઇએ. હિંદુસ્થાનમાં નાની નાની હડતાલોનો વાયુ વહે છે તેનું મૂળ કારણ કામદારોની ગરીબાઇ હશે; તથાપિ તેમનામાં પણ રાષ્ટ્રીય ભાવના બિલકુલ ન જ હોય એમ તો નથી જ. અહીં લક્ષમાં રાખવા જેવું છે કે, આ પ્રમાણે આજે બ્રિટિશ સરકાર સાથે કડવાશ થઇ હશે; તોપણ ગાંધીએ તો પોતાનું અંતઃકરણ દ્વેષભાવથી પૂર્ણ અલિપ્ત જ રાખ્યું છે. આ પ્રચંડ રાજક્રાંતિની આખી સંહિતા આપણે ઉકેલી જોઈશું તો જણાશે કે આટલી સ્પષ્ટતાવાળો ખરિતો આજસુધીમાં કોઇ પણ રાજપ્રકરણમાં લખાયેલો નહિ જણાય; અને તે આટલો સ્પષ્ટ અને નિર્ભય હોવા છતાં શુધ્ધ સૌજન્ય અને બુધ્ધિવાદની બાબતમાં પણ તેની જોડી અન્યત્ર નહિ મળી આવે. 'કાપડના વ્યાપારીઓને અને ગ્રાહકોને' તથા તેજ પ્રમાણે 'પ્રત્યેક અંગ્રેજને' એ નામથી ગાંધીએ લખેલા પત્રો જોવામાં આવશે તો આ કથનનું સત્યત્વ સમજાઇ આવશે.×

હિંદુસ્થાનથી ઘણે દૂર રહેનારા અમારા જેવા તટસ્થોને મળતી માહિતી પ્રથમથીજ બ્રિટિશોદ્વારા આપેલી હોય છે; તેમાં વળી તે તદ્દન સંક્ષિપ્ત અને પુષ્કળ વખત પરસ્પર વિરોધી વાતોથી ભરેલી હોય છે; છતાં પણ અમારી ખાત્રી છે કે, તે ઉપરથી અમે જે

× આ પત્રો બનતાં સુધી પરિશિષ્ટરૂપે આ પુસ્તકની છેવટે અપાશે જ.

અનુમાનો ખેંચ્યાં છે તે તર્કશાસ્ત્રની દૃષ્ટિએ ભૂલ ભર્યાં નહિ ઠરે. હિંદુસ્થાનમાં રાષ્ટ્રીય પક્ષે ચલાવેલી ચળવળના વિરોધીઓમાં પણ જેઓ સમવૃત્તિવાળા છે; તેઓએ પણ આ ચળવળની ફતેહ માટે ખુલ્લા દિલે સાક્ષી આપી છે. તેમના મત પ્રમાણે આ ચળવળને એટલો બધો યશ પ્રાપ્ત થયો છે કે, એટલો યશ મળવાનું કેટલાંક વર્ષપર કોઇને કલ્પનામાં પણ આવ્યું ન હતું. તેઓ સ્પષ્ટતાપૂર્વક કહે છે કે, આ ચળવળને મળેલો યશ એટલે એક અપૂર્વ ચમત્કારજ. આ ટીકાકારોને ભય છે માત્ર ભવિષ્યકાળનો. તેઓ કહે છે કે હિંદુસ્થાન એ એકજ દેશ નથી, પણ સત્તરદેશની ખીચડી છે. મેઝીનીના ઉદય પૂર્વે ઇટાલી પણ એટલો છિન્ન ભિન્ન નહતો.

તેઓ કહે છે કે; " આખી દુનિઆમાં હિંદુસ્થાનની વર્તમાન દરિદ્રતાની જોડી મળશે નહિ. હિંદુસ્થાન જેટલો અક્ષરજ્ઞાનરહિત દેશ જગતમાં બીજો એક પણ જણાશે નહિ. જાતિ અને પેટા જાતિથી આખી પ્રજા ચાળણી જેવી બની ગઈ છે. ધર્મભેદ અને ભાષાભેદના ખળભળાટની તો વાતજ ન કરશો." દેશનો સધન વર્ગ અદ્યાપિ મહાત્મા ગાંધીથી વિભક્ત રહ્યો છે. પ્રજ્વલિત કરેલા યજ્ઞ કુંડમાં સર્વસ્વની આહુતિ આપી પૂર્ણ વિરક્ત બનવાનો ઉપદેશ એ લક્ષ્મીપુત્રોને રૂચ્યો નથી. સામાન્ય જનતાની અવસ્થા જોઇએ તો તે ધારાધોરણ વગરની છે. તેનામાં અદ્યાપિ પદ્ધતિની ગંધ પણ નથી. ગાંધીની હીલચાલનો મર્મ હજુ તેના લક્ષમાં આવ્યો નથી. આથી અસહકારનો કાર્યક્રમ સંઘટનાપૂર્વક પાર પડતો નથી. તેમાં સુસંબદ્ધતા નથી. આસામની હડતાલ જેવી હડતાલોથી અંગ્રેજોને થોડી ઘણી અડચણ પડે છે ખરી; પણ તેના પ્રમાણમાં મૂળ વતનીઓના બેહાલ અનેકઘણા થાય છે, તેનો વિચાર શો ? એટલે પોતાનું

નાક કાપીને સામાને અપશુકન કરવા જેવો એ પ્રયત્ન થાય છે. અસહકારનાં સર્વ કાર્ય નિઃસીમ શાંતિથી પાર પડવાં જોઇએ, એવો આગ્રહ ગાંધી ગમે તેટલો કર્યા કરે; તદપિ એમાં કંઇજ શંકા નથી કે, તેમની હીલચાલથી સામાન્ય માણસોની વૃત્તિ ઉશ્કેરાય છે. આ સંબંધમાં પોતાની સાથે સહકારીઓનો મતભેદ છે એ વાત ગાંધી પણ જાણે છે. લોકો નિઃશસ્ત્ર અવસ્થામાં છે તે માટે ખૂદ મહાત્માજીને બિલકુલ વિષાદ નહિ થતો હોય; તથાપિ એ તો નિર્વિવાદ છે કે, તેમના અનુયાયીઓ તો તેને માટે સરકારપર ચીડાય છે જ. હિંદુ મુસ્લીમ ઐક્ય કેવળ ઉપર ઉપરનું છે. મુસલમાનો સ્વભાવથીજ કડવા અને ધર્મઘેલા છે; અને એમાં પણ શંકા નથી કે ખિલાફતનો પ્રશ્ન અપનાવીને ગાંધી અગ્નિની સાથે રમત કરે છે.

ગાંધીના ટીકાકારોનું કથન આટલેથી અટકતું નથી. એ હીલચાલમાં તેમણે એથી પણ વિશેષ જોખમનાં સ્થાન રજુ કર્યાં છે. તેઓ એમ પણ કહે છે કે, ગાંધીના મુસલમાન સહાયક અલીબંધુઓનું લક્ષ હિંદુસ્થાનના ઐક્ય કરતાં ઇસ્લામના સર્વવ્યાપી સામ્રાજ્ય તરફજ અધિક છે. આગળની પેઠે જ મુસલમાની સત્તા સર્વત્ર સર્વવ્યાપી રહે, એજ તેમનો આંતરિક હેતુ છે. છેવટે એ ટીકાકારો ગાંધીની હાથકંતામણ અને હાથવણાટની હીલચાલપર પણ શસ્ત્ર ઉગામતાં પાછા પડયા નથી. તેઓ કહે છે કે, "ગાંધીની હીલચાલ વિધ્વંસક છે; તેમાં વિધાયક બાબત કંઇ જ નથી." મહાત્માજી સત્પુરૂષ છે તથા નેતૃત્વને લાયક ગુણો તથા સામર્થ્ય તેમનામાં છે એ પણ તેમને સમજાય છે; તથાપિ તે આક્ષેપ કરે છે કે, "અન્ય અવ્યવહારી સંતો જેવાજ મહાત્માજી પણ સમાજવિધ્વંસક છે અને કોઇ પણ પ્રકારનું રાજશાસન તેમને પસંદ નથી." એ ટીકાકારો અનુમાન કરે

છે કે, ગાંધીની હીલચાલનું છેવટ કદાચિત સરકાર તરફથી બળ થવામાં નહિ થાય, તો લોકો પોતેજ તેમને પદભ્રષ્ટ કરશે અને તેમનાં પ્રિય તત્વોને પણ પગ નીચે કચડી નાખશે.

ઉપર અમે એ ટીકાકારોનું કથન માત્રજ પ્રકટ કર્યું છે; એ ઉપરથી એમ ન સમજવું કે તેમના વિચાર અમોને માન્ય છે. અમારી માન્યતાને દર્શાવવા સારૂ નહિ; પણ તેમાં અત્યંત વિચારણીય ભાગ પણ હોવાથી અમે તેમનો આટલો ઉહાપોહ અહીં કર્યો છે. હિંદી રાષ્ટ્રનું ભાવી સ્વરૂપ તો કાળાંતરેજ નિશ્ચિત થાય તેમ છે. કાળના ઉદરમાં રહેલી ઘટનાની સંકલના નિશ્ચિતપણે વ્યકત કરવાનું કાર્ય કાળ સિવાય કોણ કરી શકે ? તથાપિ એટલું કહેવાને હરકત નથી કે, હિંદુસ્થાનમાં પાશ્ચાત્ય સામ્રાજ્યવાદની છેવટની ઘડી ભરાઇ ચૂકી છે. એશિયાખંડમાં થયેલી જાગૃતિમાંની એક પ્રચંડ હીલચાલનો ઇતિહાસ આજે આપણી સમક્ષ લખાઇ રહ્યો છે. હિંદની આ જાગૃતિનું સ્વરૂપ મવાળપક્ષના કથન પ્રમાણે “ સનદશીર ” માર્ગે ચાલનારી અને ગોકળગાયના વેગે થનારી સુધારણાદ્વારા થાય કે એકદમ સર્વત્ર પ્રસરી જતા બળવાથી થાય; અર્ધભૂખ્યા ખેડૂતો અને પીડિત કામદારવર્ગનાં માથાં ફરવાથી થાવ કે અસહકારવાદીઓના સુસંઘટિત ધાર્મિક અને આર્થિક પ્રયત્નરૂપ અસહકારદ્વારા થાવ; એ ગમે તેમ હોય છતાં એ તો સ્પષ્ટ છે કે, આજ દીર્ઘકાળથી જુલમ નીચે કચડાઇ ગયેલા લોકોએ ચલાવેલી હીલચાલ માટે સર્વની સહાનુભૂતિ હોવી જોઇએ. જગતનાં સર્વ રાષ્ટ્રોમાં સ્વાતંત્ર્ય સૂર્યનો ઉદય થાય એમ હૃદયપૂર્વક ઇચ્છતી હોય, તેવી પ્રત્યેક વ્યક્તિએ આ હીલચાલ માટે સહાનુભૂતિ રાખવી જોઇએ. મહાત્મા ગાંધીએ દોરી આપેલો માર્ગ અંતે સફળ થશે અને આ ઝગડામાં હિંદ જય

મેળવશે, તો માનવજાતિના ઇતિહાસમાં એક અપૂર્વ તત્વનો ઉદય થયો એમજ કહેવું પડશે. સ્વાતંત્ર્યપ્રાપ્તિ માટે યુદ્ધ કરી રક્તસ્રાવ કરવો અનાવશ્યક છે એમ સિદ્ધ થશે; એટલું જ નહિ પણ યુદ્ધથી મળતા જડ સ્વાતંત્ર્ય કરતાં ચૈતન્યશક્તિથી મેળવેલા ખરા અંતર્ગત સ્વાતંત્ર્યનું મહત્વ અધિક છે, એ સિધ્ધાંતનું રહસ્ય પણ માનવ જાતિના હૃદયપટપર હમ્મેશના માટે આલેખાઇ રહેશે.





# १७—महात्मा गांधीजीनुं हिंद.

(विन्सेन्ट ॲन्डर्सन—न्यूयॉर्क नेशन.)

મોહનદાસ કરમચંદ ગાંધીના ચરણમાં આજે આખું હિંદ લોટી રહ્યું છે. હિંદુસ્થાનમાં આજ પર્યંત કદિ પણ નહિ અનુભવાયેલું નવીન વાતાવરણ તેમણે પેદા કર્યું છે. વેદકાળનાં સાધ્યોનું પુનરૂજ્જીવન કરવાનો તેઓ પ્રયત્ન કરી રહ્યા છે અને પોતાના પ્રત્યક્ષ દૃષ્ટાંતથી આ માર્ગનો બોધ કરે છે. વૈરાગ્ય અને સ્વાર્થત્યાગની શક્તિવડે એ ગૃહસ્થે થોડાજ મહિનામાં હિંદુ અને મુસલમાન વચ્ચે ઐક્યતા સ્થાપી છે, અને ઘણા લાંબા સમયથી અસ્તિત્વમાં નહિ આવેલો બંધુભાવ ઉભય જાતિમાં ઉત્પન્ન કર્યો છે. ગાંધીના કૃશ અને શ્યામલ શરીરમાં પ્રચંડ વિદ્યુતશક્તિ વ્યાપી રહી છે. લોહચુંબક જેમ લોખંડને આકર્ષે, તેજ પ્રમાણે ગાંધી હજારો માણસને પોતાના બનાવી દે છે. રૂઝવેલ્ટની માફકજ ગાંધીની ઉદ્યમશીલતા અદ્‌ભુત છે, થાક શબ્દને તો તે ઓળખતાજ નથી. પ્રસિદ્ધ અમેરિકન ગૃહસ્થ ડેબ્જની માફકજ ગાંધીનું અંતઃકરણ પણ પરદુઃખથી દ્રવી જાય છે. તત્વજ્ઞાનમાં તે બીજા ટૉલ્સ્ટૉય છે. આ રીતે અનેક લોકોત્તર વ્યક્તિઓનું સમીકરણ ગાંધીમાં રહેલું હોવાથી તેમનો સ્પર્શ કરવાને બળવાન અંગ્રેજ સરકાર પણ ડરે છે. ગાંધીએ કેવળ સ્વચરિતના બળથી એક અમોઘ શક્તિ આજે

હિંદુસ્થાનમાં નિર્માણ કરી છે.

ગાંધીએ હિંદુસ્થાનમાં એક નવોજ પંથ નિર્માણ કર્યો છે; એ પંથથી પાશ્ચાત્યો છેક અજાણ્યા નથી. જેમણે બરનાડ શૉ અને ટૉલ્સ્ટૉયના લેખોનું મનન કર્યું હશે, તેઓ તુરતજ ગાંધીપંથને સમજી શકે તેમ છે. મુડીવાદીઓએ સામાન્ય જનતાની આજે એવી કરૂણાસ્પદ સ્થિતિ કરી નાખી છે કે, તેમાંથી મુક્ત થવાનો માર્ગ અદશ્ય થયો છે. સાંપ્રતની સર્વ સંસ્કૃતિની રચના મુડીવાદના જ પાયાપર થયેલી હોવાથી એ સંસ્કૃતિજ વિષમય થઈ છે અને તેમાં સુધારણા કરવી હોય તો તેને છેક તોડી પાડવી જ જોઇએ. ટૉલ્સ્ટૉય અને બરનાડ શૉની વિચારસરણી જેણે અપનાવી છે, તેને માટે એ સિવાય અન્ય માર્ગજ રહેતો નથી; તથાપિ હિંદુસ્થાનમાં તો એ વિચારસરણીને અત્યારે નવીનજ કહેવી જોઇએ. કારણ કે હાથથી અને યંત્રશક્તિથી ચાલતા ઉદ્યોગધંધા અને મુડીવાદીઓ તથા મજુરો વચ્ચેના ટંટાની વાતો હિંદુસ્થાન હજુ નવેસરજ શીખે છે. આ પાશ્ચિમાત્ય પદ્ધતિની સંસ્કૃતિના સપાટામાં એ દેશ હજી પૂર્ણપણે સપડાયેલો નથી. ઔદ્યોગિક, રાજકીય, બૌદ્ધિક અને સાંપત્તિક સ્વરૂપની પાશ્ચિમાત્ય સુધારણાનાં વાદળ હિંદુસ્થાન ઉપર અદ્યાપિ પૂર્ણ રીતે ઘેરાયાં નથી; તથાપિ તેના નાના નાના સૂસવાટા તે તરફ જવા લાગ્યા છે. આ વાયુચક્રના ઝપાટામાં સ્વદેશ સપડાય નહિ તે માટે ગાંધી અગાઉથીજ કંઈ ઉપાય કરવા લાગ્યા છે. તે કહે છે કે:—

"પ્રાચીન કાળમાં યુદ્ધ શરૂ થતું ત્યારે પોતાના બરોબરીઆ શત્રુ સાથેજ વ્યક્તિશઃ યુદ્ધ થતું; પણ હવે એ જમાનો પલટાયો છે. હવે એકાદ ટેકરીની પીઠનો આશ્રય લઇ એક તોપ ચલાવીને એક માણસ હજારોનું બલિદાન લઇ શકે છે. આજ હાલની સુધારણા

અને સંસ્કૃતિ! પૂર્વે માણસો પોતાની મરજીમાં આવે ત્યાં સુધી કામ કરતાં અને તે પણ તદ્દન ખુલ્લી હવામાં. હવે મજૂરો કેવળ પેટનો ખાડો ભરવા માટે કારખાનાંની નાની નાની હવા વગરની જગ્યોમાં અને ભૂગર્ભની ઉંડી ખાણોમાં કામ કરે છે. તેમની સ્થિતિ પશુ કરતાં પણ હવે વિશેષ ભૂંડી થઈ છે. પળે પળે પ્રાણહાનિના ભયવાળા કોઇપણ ધંધામાં કામ કરવાની તેમને હવે ફરજ પડે છે. લખપતિઓ કરોડપતિ બને તે માટે લાખો મજૂરોને હથેળીમાં પ્રાણ લેવા પડે છે. હાલની સંસ્કૃતિ એટલી ઝેરી છે કે, તે પોતેજ પોતાનો નાશ કરવા લાગી છે. કેવળ હાથ જોડીને બેસીશું તોપણ અંતર્ગત જ્વાળાથી તે પોતેજ પોતાનો નાશ કરી લેશે. ”

આથી એ સર્વ સંસ્કૃતિનો સંબંધ તોડી નાખીને પૂર્વ સ્થળે પાછા ફરવાનો ઉપદેશ ગાંધી કરે છે. પશ્ચિમવાસીઓને તથા તેમના હિંદી ચેલાઓને તેમનો ઉપદેશ કેવળ જંગલી અને હાસ્યાસ્પદ જણાય છે. હિંદ રેંટીયાના યુગ તરફ પાછું ફર્યું છે અને એ હીલચાલનું પ્રચંડ મોજું ત્યાં ઉછળ્યું છે એ ખરૂં છે; પણ તેનું કારણ અર્વાચીન યંત્રકળા કે ઉદ્યોગધંધાનો દ્વેષ એ નથી. તેના મૂળમાં ઈંગ્લાંડનો દ્વેષ રહેલો છે. હિંદીઓને અર્વાચીન સંસ્કૃતિનો અણગમો નથી થયો પણ ઈંગ્લાંડ અણગમતું થયું છે. વેદકાલીન પૂર્વજો પ્રમાણે પ્રાથમિક અવસ્થાએ જઇ પહોંચવાની આતુરતા ઉત્પન્ન થઇ નથી; પણ નવી નવી પદ્ધતિ પ્રત્યેનો દ્વેષ તેમના ચિત્તમાં વ્યાપ્યો છે.

ગાંધીની હીલચાલપર પશ્ચિમના ટીકાકારોએ કરેલા આક્ષેપો અહીં સુધી કહ્યા. હવે એ વિષે ખૂદ ગાંધીનું શું કહેવું છે, તેનો વિચાર કરવો જોઇએ. તે કહે છેઃ—“ કહેવાની જરૂર નથી કે, આજે આપણે વિલક્ષણ હાલ ભોગવી રહ્યા છીએ. કોઇપણ રીતે એ સ્થિતિમાંથી

મુક્તિ મેળવેજ છૂટકો રહ્યો. એ મુક્તિના બે માર્ગ છે. એક સશસ્ત્ર પ્રતિકાર અને બીજો નિઃશસ્ત્ર પ્રતિકાર. આપણે નિઃશસ્ત્ર પ્રતિકાર કરીશું તો આપણામાંના કરોડો કીડી મંકોડા માફક કચડાઇ જશે. આપણી પાસે શારીરિક ક્રિયાશક્તિનો તોટો છે; આપણી પાસે નથી દારૂગોળો કે નથી તોપબંદૂકો. આવા પ્રકારની તૈયારી હોય તોપણ સશસ્ત્રની કલ્પના સુધ્ધાં મનમાં આણવી ન ઘટે. ઉલટપક્ષે નિઃશસ્ત્ર પતિકાર કરવામાં જયની આશા નકીપણે રહી છે. વળી આ તો આપણી પરિસ્થિતિનો કેવળ જડ-દૃષ્ટિએ વિચાર થયો. અહીં બીજી પણ એક બાજુનો વિચાર કરવો જોઇએ. આપણે તલવાર પકડીએ એ તો આધ્યાત્મિક દૃષ્ટિએ આપણું મૃત્યુજ સમજવું. તલવાર ધારણ કરવી એટલે ચૈતન્યશક્તિને દફનાવવી અને જડશક્તિનો આશ્રય લેવો. દુષ્ટત્વથી દુષ્ટત્વ દૂર નથી થતું. સશસ્ત્ર શત્રુ વિરૂધ્ધ આપણે શસ્ત્ર ઉગામીશું તો આપણે પણ તેમના જેવાજ નાદાન અને દુષ્ટ થવાના. ત્યારે આપણું શ્રેષ્ઠત્વ રહ્યું ક્યાં? આપણે તલવાર લીધી એટલે દ્વેષ અને અર્વાચીન આસુરી સંસ્કૃતિને વશજ થયા. આવી સ્થિતિમાં આપણો જય થાય તો તે પણ પરાજય જેટલોજ બૂરો સમજવો. એવો જય સુધ્ધાં નિઃસંશય ત્યાજ્ય છે. જડ શસ્ત્રોએ મેળવેલો જય માનવજાતિને ઉપકારક નથી. એ માત્ર અત્યંત હાનિકારક છે."

હિંદીઓને આ વિચારસરણી તત્કાળ રૂચે છે. ગાંધીના આ શબ્દો તેઓ કાન દઇને સાંભળે છે. સંત અને ક્રાંતિકારક પક્ષનો નેતા, એવા સંયુક્ત સ્વરૂપના ગાંધીને તેઓ દેવ સમા પૂજ્ય માને છે. તે પ્રેમથી આખું જગત જીતી લેવાની અને અખિલ માનવસમાજને એક સૂત્રમાં પરોવવાની અપેક્ષા રાખે છે. તેમની આ અપેક્ષા સફળ થશે તો માનવજાતિના ઇતિહાસમાં એ વાત ન ભૂતો ન ભવિષ્યતિ

એવા અપૂર્વ સ્વરૂપે ગાજી રહેશે; પણ અમોને નથી લાગતું કે એ ચળવળ એટલા શુદ્ધ પ્રેમસ્વરૂપની નીવડશે; કારણ કે ગાંધીની છાવણીમાં તેમના એક શત્રુએ આજેજ પ્રવેશ કર્યો છે. એ શત્રુ એટલે દ્વેષ. હિંદી જનતામાં પાશ્ચિમાત્યો વિષે દ્વેષનો વાયુ વહે છે એ વાતનો અસ્વીકાર કરવામાં અર્થ નથી અને અંગ્રેજો માટે તેમના મનમાં દ્વેષ ઉત્પન્ન થયો હોય તોપણ તેમને દોષ શા માટે આપવો? છાતીનાં પાંસળાં દેખાય છે, ગાલમાં ઉંડા ખાડા પડી ગયા છે, હાથ પગ દોરડી અને પેટ ગાગરડી બન્યાં છે એવી સ્થિતિનાં બાળકો, અને જેમનાં નેત્રોમાંથી મૂર્તિમંત ક્ષુધા પ્રકટ થતી જણાય છે તેવાં અસંખ્ય સ્ત્રી-પુરૂષો દેશ આખામાં ફરી ફરીને જોઇએ છીએ ત્યારે ભરતભૂમિનું રક્તશોષણ કેવી રીતે થયું હશે તેનું મૂર્તિમંત ચિત્ર દૃષ્ટિ સમક્ષ ખડું થઇ જાય છે. આપણે પોકારીએ છીએ કે, મુડીવાળાઓએ મજૂર-વર્ગની શક્તિ ચૂસી લીધી છે; પરંતુ હિંદુસ્થાનના દારિદ્ર્યની પશ્ચિમની સાથે એક શબ્દ મુખમાંથી તુલના થઇ શકે તેમ નથી એટલી તે હૃદય-વિદારક છે. આવી સ્થિતિમાં હિંદીઓ અંગ્રેજોનો દ્વેષ કરતા હોય તો તેમાં નવાઇ શું છે?

પ્રતિક્રિયાનો પ્રારંભ થયો છે. ભયંકર ક્રાંતિ મને અશક્ય જણાતી નથી; એટલું જ નહિ પણ મને તો એ વાત અનિવાર્ય લાગે છે. આવો વિચાર કોઇ કોઇ વખત ગાંધીના ચિત્તમાં પણ આવી જાય છે અને તેમ થતાંજ તેમનું ચિત્ત કંપી ઉઠે છે. તે કહે છે કે, "હિંદુસ્થાનની આકાંક્ષાને એવું રાક્ષસી સ્વરૂપ પ્રાપ્ત ન થાય તે માટે આપણાથી બને તેટલો પ્રયત્ન પ્રત્યેકે કરવો જોઇએ." ટૉલ્સ્ટૉયનું તત્વજ્ઞાન કદાચિત્ અવ્યવહાર્ય ઠરશે, તેનો પ્રત્યક્ષ આચાર કદાચિત્ સર્વથી સાધ્ય નહિ થાય અને સાંપ્રતની અસ્વાભાવિક તથા વિકૃત સ્વરૂપની

સંસ્કૃતિ કદાચિત્ નષ્ટ પણ નહિ થાય. એ સર્વ ગમે તેમ થાય તોપણ હિંદીઓ આજે જગત સમક્ષ અત્યંત ઉદાત્ત કલ્પના આપે છે, એ કંઇ ખોટું નથી. ગાંધીને માનવજાતિના તારક કહેવડાવવાનું ભાગ્ય આજે પ્રાપ્ત નહિ થાય; તોપણ ભવિષ્યકાળના માર્ગદર્શક તરીકે તો તેમનું નામ અવશ્ય અમર થઇ રહેશે.





# १८—सत् पुरुष.

( શ્રીનિવાસ શાસ્ત્રી—સર્વેન્ટ ઑફ ઇંડિયા. )

રાજપ્રકરણ અને મનુષ્યનું સામાન્ય જીવન એ બન્ને વાતો એટલી બધી નજીકની છે કે, તે નજીકપણું સહજમાં દૂર થઈ શકે તેવું નથી. ગાંધીને તો અવશ્ય એ બેને ભિન્ન કરવાની વાત નહિ રૂચે; કારણ કે રાજકારણની ચોતરફ જે દાંભિકતાનું વાતાવરણ પ્રસર્યું છે, તે નષ્ટ કરી મનુષ્યનો જીવનક્રમ સાદો, સરળ અને શુદ્ધ કરવો એ તેમનું કાર્ય છે. આજે તે રાજપ્રકરણમાં પડેલા જણાય છે; પણ તે કેવળ પ્રસંગાનુરૂપ અને યદચ્છાથી થયું છે. આજે તે બ્રિટિશ સરકાર સામે યુદ્ધ આદરીને તેનો સર્વ ક્રોધ પોતાનાપર ઉતારી લે છે તે કેવળ યદૃચ્છાથીજ. ગાંધીએ ફુંકેલી સ્વરાજ્યની ભેરીનો નાદ સારા જગતમાં ઘૂમી રહ્યો છે અને ગાંધીની સ્વરાજ્યવ્યાખ્યા કેવી છે તે જાણવાને જગત ઉત્સુક થયું છે. આ પણ કેવળ યદચ્છાથીજ બન્યું છે. ગાંધીએ પોતાનો કાર્યક્રમ એવા હેતુથી યોજ્યો નહતો. તેમનો મુખ્ય આશય સમગ્ર માનવજાતિનો જીવનક્રમ સુધારવો એ છે. મનુષ્યની નિત્યપરિચર્યાને તદ્દન સાદું અને સ્વાભાવિક વલણ આપવું, એ તેમની શ્રુતિનું મહાવાકય છે. તે ખુલ્લા દિલે કહે છે કે, પોતે પાશ્ચિમાત્ય સંસ્કૃતિના કટ્ટા દુશ્મન છે. હિંદુસ્થાનને સ્વરાજ્ય પ્રાપ્ત

કરી આપવું એ તો તેમના મહાયુદ્ધમાંનું એક નાનું આક્રમણ છે; અને જગત આખાને નવીન વલણ આપી સમાજરચનાનો નવીન પાયો નાખવો એ તેમના મહાયુધ્ધનો મુખ્ય ઉદ્દેશ છે. આ યુધ્ધને આવશ્યક એવા અનેક વ્યૂહોમાંનો હિંદુસ્થાનનું સ્વરાજ્ય એ એક વ્યૂહ છે. આ સ્વરાજ્યના આક્રમણને તે જે તત્વો લાગુ કરે છે તેજ તત્વોપર તેમના મહાયુધ્ધની રચના થઇ છે. જે શસ્ત્રોથી તે સ્વરાજ્યનું નાનું આક્રમણ વિજયી બનાવવા ઇચ્છે છે, તેજ શસ્ત્રોનો તે પોતાના મહાયુધ્ધમાં સર્વત્ર ઉપયોગ કરવાના છે. જે સદ્દગુણ હિંદી જનતામાં ઉપસ્થિત કરી તેના હાથે સ્વરાજ્ય સ્વારી સફળ કરવા ધારે છે, તેજ સદ્દગુણનો સમસ્ત જગતપર ઉદય કરી તે મહાયુધ્ધ જીતવાના છે. જે નિયમ આ નાનકડા આક્રમણને લાગુ છે તેજ મહાયુધ્ધને પણ લાગુ છે.આમાં મુખ્ય નિયમ એ છે કે, હિંસક નીતિનો સંપૂર્ણ ત્યાગ. આ ત્યાગ કાયા માત્રથી નહિ પણ મનથી સુધ્ધાં થવો જોઇએ. તેમનો આદેશ એ છે કે, કાયા, વાચા કે મનથી કદિ પણ શત્રુપર તૂટી પડવું નહિ. અહીં 'શત્રુ' શબ્દ પણ ગાંધીના કોષમાં ખપે તેવો નથી. તે આ શબ્દને સ્થાને બહુ બહુ તો 'પ્રતિપક્ષી' શબ્દ યોજવા તૈયાર થશે. હા, તે એ વાત સ્વીકારે છે કે, પ્રતિપક્ષી તેમની યુધ્ધનીતિનું આ મહાસૂત્ર કબૂલ કરશે નહિ અને તે પ્રમાણે ચાલશે પણ નહિ. તે તો આપણાપર દંડપ્રયોગજ કરશે, આપણને બેહાલ બનાવશે અને આપણા સર્વસ્વનો પણ નાશ કરશે; પણ એ માટે તે કહે છે કે, "એવો સર્વનાશ આપણા આનંદનો કારણભૂત બનશે. કિંબહુના એવો સર્વનાશ થાય એ હેતુથીજ આપણે આપણો કાર્યક્રમ ઘડવો જોઇએ. સર્વસ્વનો નાશ થવામાં આનંદ માનવા જેટલી તમારા ચિત્તની તત્પરતા ન હોય તો ભલે, પણ નિદાન નાશની સામે

થવાની કે તેની વિરૂધ્ધ તકરાર કરવાની વાત તો કરતા જ નહિ. પ્રતિપક્ષીપર પ્રેમ કરો; પણ પ્રેમ કરવા જેટલી ચિત્તસમતા તમારી પાસે ન હોય તો નિદાન તેના અપરાધને તો ક્ષમા કરજો જ; તેની પ્રતિક્રિયા કરતા નહિ. હિંસકનીતિ સર્વથા ત્યાજ્ય હોવાથી તેનો તો સાવ ઉચ્છેદનજ થવો જોઇએ. આત્મા અજીત છે. તેના નિદ્રિત સામર્થ્યને જાગૃત કરો અને તેનો ઉપયોગ કરતાં શીખો. ગમે તેમ થાય તોપણ સત્યનો માર્ગ ન ત્યજો. "અંતે સત્યનોજ જય છે" એ સિધ્ધાંત તરફ કદિ પણ દુર્લક્ષ ન કરો." એ સર્વ ગાંધીના મહાયુધ્ધના સામાન્ય નિયમ છે. અહિંસા એ તેમનું મહાવાકય છે. એ મહાવાકય એકવાર સુવિદિત થાય છે એટલે તેનાં અનેક પેટા સૂત્રો સ્વાભાવિક રીતે જ નિર્માણ થાય છે.

તે કહે છે કે,"આ સૂત્રોના આધારે સ્વરાજ્યનો પ્રયત્ન ચાલશે તો ઓછામાં ઓછી અડચણે આપણું ધ્યેય સિધ્ધ થશે. સાંપ્રતની પાશ્ચિમાત્ય સંસ્કૃતિ અને સાંપ્રતની નોકરશાહી રાજપધ્ધતિ, એ સેતાનનાં સંતાન હોવાથી તેનો નાશ કરવાને કોઇ પણ પ્રકારનો સહકાર તેની સાથે ન કરવો એજ યોગ્ય ઉપાય છે. જે માર્ગે હિંદી પ્રજાપર એ સેતાનનાં સંતાનોની શૃંખલા પડી છે, તે માર્ગથી પરાવૃત્ત થવું એ પહેલો ઉપાય છે. શાળાઓ, અદાલતો અને ધારાસભાઓ એ ત્રણ માર્ગે એ શૃંખલાઓ ઘડાવવામાં આવે છે; માટે બાળકોને ઉઠાડી લઈ શાળાઓ ઉજ્જડ કરો, અદાલતોના મુખ તરફ ન જુઓ અને ધારાસભાઓની ચૂંટણીઓમાં મત ન આપો." તેજ પ્રમાણે તે ઉપદેશે છે કે, "યંત્રકળા અને તેનાથી ચાલતાં કારખાનાં સુધ્ધાં સેતાનનાં સંતાન હોવાથી તથા હિંદીઓને શીરે ગુલામી ચોટાડવાનું એ પણ એક સાધન હોવાથી તેનો ત્યાગ પણ આવશ્યક છે." આજ હેતુથી

તેમણે પરદેશી કાપડનો બહિષ્કાર ઠરાવ્યો છે. તે કહે છે કે, "પ્રત્યેક ઘરમાં રેંટીઓ ફરવો જોઇએ." ગાંધીને રેંટીઆની ગતિમાં અલૌકિક સામર્થ્ય દેખાય છે. રેંટીઆના ગુંજનથી આત્મા પવિત્ર થાય છે અને તેનાથી ઉત્પન્ન થતું કાપડ શરીરને વિશેષતઃ સ્ત્રીના શરીરને વિલક્ષણ શોભા આપે છે. રેંટીઓ અને હાથવણાટને કામચલાઉ મહત્વ નથી પણ હમ્મેશનું મહત્વ છે; કેમકે પાશ્ચિમાત્ય સુધારા સાથે ચાલતું યુધ્ધ એક બે દિવસમાં પુરૂં નહિ થતાં દીર્ઘકાળ ચાલવાનું છે.

પોતાના આ મતોનો પ્રચાર કરવા સારૂ ગાંધીએ અમદાવાદમાં "સત્યાગ્રહ આશ્રમ" નામની એક સંસ્થા સ્થાપી છે. અહીં આવનાર અનુયાયીઓ આજ શુભ ઉદ્યોગમાં ગૂંથાયેલા હોય છે. તેમણે જીવન પર્યંત એ તત્વોના પાલન તથા પ્રચાર માટે શપથ લીધેલા હોય છે. અસહકારનું આક્રમણ ચલાવવા માટે વચ્ચે વચ્ચે સામાન્ય સૈનિકોની જે મોટી સંખ્યાની જરૂર પડે છે, તેની ભરતી એક એક વિશિષ્ટ અંગ પુરતીજ કરેલી હોય છે. સામાન્ય સૈનિકોને એ તત્વો જીવનભર પાળવાના શપથ લેવા પડતા નથી. નોકરશાહી શરણે આવીને પોતાનો માર્ગ છોડી દેવા તૈયાર થાય એટલે એ સૈનિકોને ઘેર જઇ પોતાનું જુની પધ્ધતિનું જીવન ગાળવાની પૂર્ણ છૂટ છે. અસહકાર પૂર્ણ જોરમાં આવશે એટલે કાયદાનો સવિનય ભંગ પણ શરૂ થવાનો છે. કેટલાક વિશિષ્ટ કાયદા તોડવા, અને કર આપવા નહિ, એવાં કાયદાભંગનાં બે અંગ છે. એ તો સ્પષ્ટ છે કે, સવિનય કાયદાભંગનો આરંભ થશે એટલે સરકાર ખળભળી ઉઠશે અને સખત ઉપાયો યોજશે; તથાપિ ગાંધીની સખત આજ્ઞા છે કે, કોઇ પણ પ્રસંગે અને કોઇપણ કારણે હિંસાનું અવલંબન આપણે કરવાનું નથી.

માનવી જીવનક્રમ સંબંધી ગાંધીના મતોનું જ્ઞાન થવા સારૂ

અમદાવાદના આશ્રમવાસીઓએ પાળવાના જે નિયમ છે, તે સારી રીતે ધ્યાનમાં લેવા જોઇએ. સત્યાગ્રહ આશ્રમ એ નામ પણ તત્વબોધક છે. અત્યંત આગ્રહથી સત્યાચરણ કરવાનો જેમનો નિર્ધાર છે તેમના નિવાસની જગ્યો, તેનું નામ "સત્યાગ્રહ આશ્રમ." આ આશ્રમ અદ્યાપિ બાલ્યાવસ્થામાં છે. એમાં ખરૂં ચૈતન્ય કેટલું છે તેની કસોટીનો પ્રસંગ હજુ આવેલો નથી. આશ્રમની સ્થાપનાના દિવસથી તેના ઉત્પાદકનું લક્ષ અન્ય અનેક મહત્વની બાબતોમાં ગુંથાયાથી આશ્રમની પૂર્ણાવસ્થા માટે ઉદ્યોગ કરવાની સવડજ તેમને મળી નથી. આ પૂર્ણાવસ્થા પ્રાપ્ત થવાને આશ્રમવાસીઓની સંખ્યામાં પુષ્કળ વૃધ્ધિ થવી જોઇએ અને તેની સખત પધ્ધતિ સામાન્ય જનતાને ગળેપણ ઉતરવી જોઇએ. એ તો સ્પષ્ટ છે કે, આજે જે થોડા શિષ્યો છે તેમના વર્તનમાં દૃષ્ટિએ પડતાં તત્વો સામાન્ય જનતાને પૂર્ણપણે રૂચશે તો જ તે ચિરસ્થાયી થશે. જે મૂળ તત્વોપર એ સંસ્થા રચાઇ છે તે તત્વોનું અંતર્ગત રહસ્ય પૂર્ણ રીતે સમજ્યા સિવાય તેના ભાવી ઉદય અને જનસમૂહપરની અસરનો અજમાસ થઇ શકે તેમ નથી.

કોઈ પણ વ્યક્તિને પૂર્ણ ક્રિયાસ્વાતંત્ર્ય ન હોય, તો તે સત્યાચરણ પણ ન આચરી શકે એ સ્પષ્ટ છે; માટે અહીં કોઇ પણ નિશ્ચિત બંધન નથી. અધિકાર, જુલમ, શાસન સંસ્થા વગેરે નિગ્રહદર્શક શબ્દોનો વાસ પણ એ સંસ્થામાં હોઇ શકે નહિ. કેવળ લૌકિક સ્વરૂપનાં બાહ્ય બંધનો તોડીને શુધ્ધ તત્વોને અનુસરવા નીકળનારને કોઇનો પણ નિગ્રહ શી રીતે ખપે ? આશ્રમવાસીઓને જે કંઈ બંધન તરીકે છે, તેનું સ્વરૂપ વ્યક્ત કરવા માટે ગાંધી એ ત્રણ શબ્દોની યોજના કરે છે. તેને કદિ તે પ્રેમનું બંધન કહે છે, કદિ સત્યનું બંધન કહે છે અને કદિ અહિંસાનું બંધન પણ કહે છે. આ ત્રણે વસ્તુ નામથી

ભિન્ન જણાતી હશે; પણ તેનું વાસ્તવિક સ્વરૂપ તો એકજ છે એવો ગાંધીનો મત છે. આ ત્રણ વસ્તુના પાયાપર થયેલી સમાજરચનામાં રાજશાસન અથવા સરકાર સંસ્થાને ગાંધીની દૃષ્ટિએ અવકાશજ રહેતો નથી; કારણ કે એવી સમાજરચનામાં સરકારી સંસ્થા ન્યાયની દૃષ્ટિએજ અયોગ્ય ઠરે. આથી કુટુંબ અથવા શાળા પણ કેવળ પ્રેમના ધોરણેજ ચાલવાં જોઇએ એમ તેમનું કહેવું છે. પવિત્ર આચરણ અને પ્રેમમય અંતઃકરણ એ બે વસ્તુથી જેટલાં નૈતિક બંધન ઉપસ્થિત થતાં હોય તેટલાંજ તેમની દૃષ્ટિએ પુરતાં છે. તે કહે છે કે, કુટુંબ અને શાળાની રચના પ્રેમ અને પવિત્રતાના સૂત્રપર થવી જોઇએ.

પોતાની સંસ્થાનાં, કુટુંબમાં અથવા દેશમાં એ તત્વોનું કોઈ સ્થળે ઉલ્લંઘન થાય છે; તો તેનો પણ સર્વ દોષ ગાંધી પોતાને માથે ખેંચી લે છે અને તેના નિરાકરણ માટે તે પોતાને શિક્ષા પણ કરી લે છે. કેટલાક દિવસ સુધી તે પૂર્ણ ઉપવાસ કરે છે અને તેટલી મુદતમાં અપરાધી પશ્ચાત્તાપ પામી ઠેકાણે આવે છે એવો અનુભવ પણ થયો છે. એક વખત એક મીલમાં હડતાળ પડી ત્યારે ગાંધીએ એજ ઉપાયની યોજના કરી. તરતજ મીલમાલેક શુધ્ધિપર આવ્યો અને મહાત્માના ઉપોષણનું પાપ પોતાના માથે ન પડે તે માટે તેણે મજૂરોની માગણી કબૂલ કરી. યુવરાજનું મુંબઇમાં આગમન થયું ત્યારે ત્યાંના કેટલાક માણસોએ તોફાન કરવાથી તે પ્રસંગે પણ ગાંધીએ એજ ઉપાયની યોજના કરીને તેનું શમન કર્યું, એવી હકીકત પ્રસિધ્ધ થઇ છે.

ગાંધી પૂર્ણ ત્યાગી છે. ત્યાગ એ તેમનો મહામંત્ર છે અને અન્ય પણ તેજ મંત્ર સ્વીકારે એવી તેમની ઇચ્છા છે. તેમની દૃષ્ટિએ જીવનની ચાલુ ક્ષણે જેટલી વસ્તુઓની જરૂર હોય, તેથી અધિક

સંગ્રહ કરવો એ તેમને મન ચોરી કરવા જેવું છે. ગાંધી અને તેમનાં પત્ની એ ઉભયે પોતાના સર્વસ્વનું દાન કરી દીધું છે. તેમણે ઘણાં વર્ષ વકીલાતનો ધંધો કર્યો હતો અને તેમાં તેમને પ્રાપ્તિ પણ સારી હતી; પરંતુ હવે તેમની પાસે તેમના શરીરપરનાં વસ્ત્રો સિવાય કંઇએ તેમનું કહેવા જેવું નથી. કદાચિત બદલવા પુરતું એકાદ અધિક વસ્ત્ર અને તે રાખવા પુરતી પેટી કે થેલી એટલી જ તેમની સંપત્તિ છે. અમદાવાદના તેમના આશ્રમમાં આવશ્યક કરતાં વિશેષ એવી એક પણ વસ્તુ તેમને નહિ મળી આવે.

પ્રત્યેકે પોતાનાજ શ્રમથી પોતાની આવશ્યકતા પુરી કરી લેવી જોઇએ, એવું તેમનું મતત્વ છે. પોતાને જરૂરનું ધાન્ય પોતે મેળવવું અને પોતાનાં વસ્ત્ર પણ પોતેજ કાંતીને વણવાં; એવી સ્થિતિ ગાંધીને ઇષ્ટ લાગે છે. વિદ્વાન પંડિતને પણ તે અન્યના શ્રમનું ખાવાને સંમતિ આપતા નથી. તે કહે છે કે, મગજનો વિશેષ ઉપયોગ કરનારાએ પણ પોતાની જરૂરીયાત જેટલો શારીરિક શ્રમ કરવો જોઇએ. રેંટીઆની તો ખરેખરજ તેમને ધૂન લાગી રહેલી છે. તેનો અવાજ તેમને સંગીત કરતાં પણ વિશેષ મધૂર લાગે છે. સર્વ સ્ત્રી પુરૂષોને તે રેંટીઓ લઇ બેસવાનો આગ્રહ કરે છે. વિદ્યાર્થીઓએ પુસ્તકો ફેંકી દઇ રેંટીઓ પકડવો, ધારાશાસ્ત્રીઓએ પુરાવા અને નોટીસો નાખી દઇ રેંટીઆની આરાધના કરવી અને દાકતરે પણ છાતી તપાસવાની નળીને બદલે રેંટીઆનો દાંડો પકડવો; એમ કહેવા જેટલે તેમની મજલ પહોંચી છે.

આજ સુધીમાં રેંટીઆથી તૈયાર થયેલો માલ જાડો પાતળો અને ખડબચડોજ છે; પણ ગાંધી પ્રશ્ન કરે છે કે, સ્વતઃના હસ્તે તૈયાર થયેલાં ખડબચડાં વસ્ત્રો કરતાં અધિક ભૂષણાસ્પદ વસ્તુ કઇ

છે ? તેમની એક શિષ્યાએ સ્વહસ્તે સાડી તૈયાર કરી અને પછી તે પહેરીને પોતાના ગુરૂપાસે ઉભી રહી. ત્યારે ગાંધીએ તેને નીરખી લઇ કહ્યું, આ તો સ્વર્ગની દેવી છે. અને ખરેખર તે ગાંધીની દૃષ્ટિએ સુંદર લાગી હશે, એ વિષે મને શંકા નથી.

ગાંધી પોતાની સૂત્રાવલિમાં ઇંદ્રિયનિગ્રહને પ્રથમ સ્થાન આપે છે. આ તપશ્ચર્યા અતિ ઉગ્ર છે અને તેની ઉપાસના તદ્દન ધીમે ધીમે થશે એ સ્પષ્ટ છે; તથાપિ તે કહે છે કે, અવિરતપણે અને તીવ્ર નિગ્રહથી એ માર્ગપર અહર્નિશ આરૂઢ રહેવું જોઇએ. આવી સ્થિતિમાં મોજશોખના પદાર્થોનો પ્રતિબંધ હોય એમ કહેવાની જરૂરજ રહેતી નથી. અરે, સામાન્ય પ્રકારનાં સુખ સગવડ પણ ધીમે ધીમે ત્યજવાં જોઇએ. આ બાબતમાં જીવ્હા ઇંદ્રિય સર્વમાં અતિ ઉચ્છ્રૃંખલ છે, માટે તેનો પ્રથમ નિગ્રહ કરવો જોઇએ અને એ ધર્મ માર્ગમાં જાડીપાતળી ભાખરી પ્રથમ પગથીયા રૂપ છે. એમાં આગળ વધવા માગનારે જાડા પાતળા અન્નમાં સંતોષ માનવો જોઇએ. એ સંતોષ સ્વાભાવિક બનવો તે મુમુક્ષુ પ્રથમ પગથીયાપર આરૂઢ થયાનું ચિહ્ન છે. વિવાહિત સ્ત્રીપુરૂષને આશ્રમમાં રહેવું હોય તો તેમણે ભાઇ બહેન તરીકે વર્તવાના શપથ લેવા પડે છે. જો ગાંધીના હાથમાં તેવીજ કંઇ સત્તા હોત તો તેમણે એ નિયમ આખા જગતને લાગુ પાડયો હોત. આવી સ્થિતિમાં માનવજાતિ નષ્ટ થાય એ સ્પષ્ટ છે; પણ તેમને એ અનર્થનો ભય સ્પર્શ સુદ્ધાં નથી કરતો. તે કહે છે કે, "આત્મા અમર છે. પૃથ્વી ઉજ્જડ પડશે તો આપણે સર્વ અન્ય અધિક ઉચ્ચ પરિસ્થિતિવાળા ગ્રહપર જઇને રહીશું." કર્માનુસાર માનવાત્માને ભિન્ન ભિન્ન પરિસ્થિતિમાં પુનઃ પુનઃ જન્મ લેવો પડે છે, એ સિદ્ધાંત માનનારને ગાંધીના મતમાં નવાઈ જેવું લાગશે નહિ

યંત્રકલા અર્વાચીન પાશ્ચિમાત્ય સંસ્કૃતિનું એક અવિભાજ્ય અંગ હોવાથી તેનો ત્યાગ પણ અવશ્ય કરવો જોઇએ. યંત્રો સુદ્ધાં સેતાનના રાજ્યનાં રહેવાસી છે. મીલો અને કારખાનાં મજૂરની માણુસાઈ નષ્ટ કરનાર હોવાથી ગાંધીના રાજ્યમાં તેમને પણ સ્થાન નથી. કહેવાની જરૂર નથી કે, એવાં કારખાનાંથી ઉત્પન્ન થનારૂં ધન શુદ્ધ પાપમૂલક અર્થાત ત્યાજ્ય છે. ટપાલ, તાર અને આગગાડીનો પણ ગાંધી બહિષ્કાર કરે છે તથા છાપખાનાં જેવી વસ્તુ પણ તેની પાછળ પાછળ જાય છે. એમાંની એકાદી વસ્તુનો ગાંધીને ઉપયોગ કરવાની ફરજ પડે છે ત્યારે તેમના હૃદયમાં ગડમથલ થઈ રહે છે. પોતાનું કાર્ય તેની મદદ સિવાય ચાલશેજ નહિ એ વાત તે જાણે છે એટલે તેનો ઉપયોગ કરેજ તેમનો છૂટકો રહ્યો. જે પ્રમાણે પૃથ્વી પરની હવા દૂષિત હોય તોપણ જીવનધારણ માટે તે આવશ્યક છે; તે પ્રમાણેજ સાંપ્રતમાં એ વસ્તુ વિષે છે. કાંટાથી કાંટો કાઢવાની દૃષ્ટિએજ ગાંધી અર્વાચીન વસ્તુઓનો ઉપયોગ કરે છે. વ્યવહારનાં સાધનો પુષ્કળ વધી જવાથી રોગ અને અનીતિનો પ્રચાર ઝપાટાબંધ થાય છે. પ્રભુએ મનુષ્યને પગ આપ્યા છે તે પરથીજ એથી વિશેષ ગતિનાં સાધનોનો તેણે ઉપયોગ કરવો ન જોઇએ, એ તેની ઇચ્છા સ્પષ્ટ નથી થતી કે? આગગાડી અને તેવીજ અન્ય અર્વાચીન વસ્તુ સુખસગવડ વધારે છે, એવી સામાન્ય સમજ છે; પરંતુ એથીજ ઇંદ્રિયજન્ય સુખલાલસા વૃદ્ધિ પામી મનુષ્ય અધોગતિએ જાય છે એ પણ ખરૂં છે. અર્વાચીન વૈદક પણ ગાંધીના ગદાપ્રહારથી મુક્ત નથી. તે સ્પષ્ટ કહે છે કે, એ વૈદક એટલે સેતાની ચેટક; તેની ક્રિયાથી જીવ્યા કરતાં મૂઆ ભલા. આપણા હસ્તે કંઇ ખરાબ વર્તન થશે તો એકાદ ભયંકર રોગમાં સપડાઇશું અથવા આખી જીંદગી દુઃખમાં કહાડવી પડશે, એ ભય

દાક્તરી દવાઓથી તદ્દન નષ્ટ નહિ થયો હોય, તોપણ પુષ્કળ ઓછો થયો છે. તે કહે છે કે, જો માણસ વર્તમાન જીવનક્રમની કૃત્રિમ દિશા ત્યજી દેશે તો રોગનાં નામ નિશાન આપોઆપ નષ્ટ થઇ જશે.

આ અને આવાજ પ્રકારના બીજા મતો સામાન્ય માણસને કઠોર લાગે છે; પણ ગાંધીની શ્રુતિનાં એ સઘળાં મહાવાક્ય છે. આ વાતો કેવળ બુધ્ધિગમ્ય કરવાની કે મુખે બોલવાના અર્થની નથી. તેનો પ્રત્યક્ષ આચાર થવા માટે ગાંધીનો આગ્રહ છે. એ મતોનો આદ્ય પ્રવર્તક અક્ષરશઃ એ પ્રમાણે વર્તે છે અને આચારમાં કંઇ ખામી રહેતી હશે તો તેના કારણમાં તેમની પોતાની દુર્બળતા કે કુટુંબીઓ પ્રત્યેની વધારે પડતી મમતા તો નથી જ હોતી. માંદગીમાં તે કોઇ પણ દાક્તરની મદદ નથી લેતા. તેમનું અન્ન તદ્દન જાડું પાતળું હોય છે. તે હાથે વણેલી ખાદી વાપરે છે અને એક વસ્ત્રસહ ઉઘાડા પગે સાર્વભૌમના પ્રતિનિધિ આગળ ઉભા રહે છે. ભય નામના પદાર્થની તેમને ખબર જ નથી. તે લોકોને જેવો ઉપદેશ કરે છે તેવીજ રીતે વર્તવામાં કદિ પણ પાછા પડતા નથી. ધાર્મિક ઉન્નતિનો માર્ગ શારીરિક કષ્ટ અને દુઃખભોગથી જ સાધ્ય કરી શકાય તેવો છે, એ વિચારની જાણે કે તેમને ઘેલછા જ લાગેલી જણાય છે; તથાપિ એટલી કઠોરતામાં પણ દયા અને હૃદયની મૃદુતા તેમનામાં ભારોભાર ઓતપ્રોત રહેલી જણાય છે. અમારી પૌર્વાત્ય પદ્ધતિથી બોલીએ તો તેમને કૃપાસાગર સંજ્ઞા લાગુ પાડી શકાશે. તેમને એક રગતપીતીયાનું લોહીપરૂ પોતાના શરીરનાં વસ્ત્રોથી લૂછતા પ્રસ્તુત લેખકે જાતેજાત જોયા છે. આજે હિંદુસ્થાનની સામાન્ય જનતાના હૃદયપટપર ગાંધીનું અધિરાજ્ય કેમ સ્થાપન થયું છે, તેનું રહસ્ય આ હકીકતમાંથી મળી આવશે. ગાંધીમાં સંન્યાસવૃત્તિનું મૂર્તિમંત ચિત્ર છે; અને એથીજ

હિંદી જનતાએ મહાત્મા પદવીથી તેમનો અભિષેક કર્યો છે.

હવે ગાંધીના કેટલાક અન્ય મતો તરફ વળીશું. આ મતો સ્વાભાવિક રીતેજ ગૌણ પદવીના છે. ગાંધીને વર્ણવ્યવસ્થા માન્ય છે; તથાપિ તેમને ઉચ્ચ વર્ણના વિશિષ્ટ હક્ક અને વર્ણાભિમાન માન્ય નથી. તાત્પર્ય એ છે કે તે મૂળની ચાર વર્ણ સ્વીકારે છે અને એ વર્ણનું સ્વરૂપ મૂળ પ્રમાણેજ શુદ્ધ ઇચ્છે છે. તેમનો મત એવો હોવાનું જણાય છે કે, ચાતુર્વર્ણ્યવ્યવસ્થા એ હિંદુ ધર્મનું સારસર્વસ્વ છે; તથાપિ તેમનો આ મત તેમના શિષ્યોમાંના ઘણા મોટા ભાગને માન્ય નહિ થવાનો સંભવ છે. તેમને પોતાનો ધર્મ જુની પદ્ધતિએ ચાલુ રહે એજ ઇષ્ટ લાગે છે. હિંદુ ધર્મ તદ્દન મૂળનું શુદ્ધ સ્વરૂપ પામે એ ગાંધીને પણ માન્ય છે, અને એ માટેજ તે તેમાં પ્રવેશેલો અસ્પૃશ્ય દોષ નષ્ટ કરવાનો પ્રયાસ કરે છે. કરોડો માણસોને ઉચ્ચ વર્ણના હિંદુઓ અસ્પૃશ્ય માને છે. તેઓ સમજે છે કે, સ્પર્શ કરવાજેટલી પણ તેમનામાં યોગ્યતા નથી. આ કરોડો માણસો માનવ પ્રાણીને અયોગ્ય એવી સ્થિતિમાં રહે છે. એ સ્થિતિમાંથી તેમને બહાર લાવવાને ગાંધી ઇચ્છે છે. તે કહે છે કે, એમને અસ્પૃશ્ય માનવાની સંમતિ હિંદુ ધર્મશાસ્ત્રે કદિ પણ આપી નથી. એમની ઉન્નતિ તેમની આંતરિક સુધારણાથી થાય તેવા ધોરણે, તેવા પ્રકારના ઉપાયોની ગાંધી યોજના કરે છે. તે ઉચ્ચ વર્ણના લોકોની માફકજ તેમની રહેણી બનાવવા પ્રયત્ન કરે છે. આ અસ્પૃશ્ય લોકો સદાચારથી અને વ્યવસ્થાપૂર્વક વર્તશે એટલે ઉચ્ચ વર્ણના લોકોના મનમાં તેમના માટે રહેલો અનાદર ધીમે ધીમે ઘટતો જશે અને ઉભયપક્ષને જોડનારો માર્ગ ખુલ્લો થતો જશે.

ગાંધીના સામાજિક મત અને રાજપ્રકરણ એ બેને કેટલાક

પ્રસંગે તેમના કેટલાક અનુયાયીઓએ ભેળસેળ કરી દીધાથી તેમના કાર્યને કેટલીક વખત ધક્કો પણ લાગ્યો છે. તે કહે છે કે, જે સમાજ-રચનામાં અસ્પૃશ્યત્વ જેવાં ભયંકર વ્યંગ છે, તેવા સમાજને રાજકીય હક્ક પ્રાપ્ત થાય તોપણ તે કંઇજ કામના નથી. સમાજનાં એ વ્યંગ દૂર કર્યા સિવાય સ્વરાજ્ય હાથમાં નથી આવવાનું; પણ રાજકીય ચળવળના અતિરેકથી સમાજમાં થતો ખળભળાટ તેમના વિચારને પોષક નીવડતો નથી. રાજશાસન અને સરકારી નોકરવર્ગ પ્રત્યે દ્વેષ કરવાની વૃત્તિ યુવાન અનુયાયીઓમાં સ્વાભાવિકપણે ઘર કરી બેસે તેવી છે. લોકસેવા માટે જેમને સ્વયંસેવક બનાવવામાં આવે છે, તેમને ગાઇ બજાવીને કહેવામાં આવે છે કે, સરકારને અડચણમાં નાખી રાજકારભારનું ગાડું ઉંધું વાળવું એજ આપણું કામ છે.

બાળકો માટે શિક્ષણપદ્ધતિ કેવી હોવી જોઇએ અને શિક્ષણનું અંતિમ ધ્યેય શું? તે વિષે અદ્યાપિ મહાત્માજીએ ખુલ્લું સ્પષ્ટીકરણ કર્યું નથી. છેક નાનાં બાળકોને પણ ફરજીયાત શિક્ષણ આપવાની વાત તેમની પસંદગી પામે એમ લાગતું નથી; તેજ પ્રમાણે વિજ્ઞાન, યંત્રકળા, પ્રાચીનવસ્તુસંશોધન, અર્થશાસ્ત્ર વગેરે અર્વાચીન શાસ્ત્રોને પણ તેમની સાદી સીધી વ્યવસ્થામાં સ્થાન મળે તેમ લાગતું નથી. આખા દેશની એકભાષા થાય તેને માટે પણ તેઓ ખૂબ પ્રયત્ન કરે છે. તે માને છે કે, હિંદુસ્થાનની એકભાષાનું સ્થાન હિંદીજ લઇ શકે. આ ભાષાના પ્રચાર માટે તેમણે પોતાની હમ્મેશની કાળજીથી ધન ભેગું કરીને તેમાંથી તેમણે દેશમાં હિંદી ભાષાના શિક્ષકો મોકલવાની વ્યવસ્થા પણ કરી છે. હાલમાં અસહકારનો જુવાળ વિશેષ જોરમાં હોવાથી આવી વાતો તરફ કુદરતી રીતેજ તેમનું લક્ષ ઓછું થયું છે. શિક્ષણપદ્ધતિ સંબંધી અદ્યાપિ મહાત્માજીના મત પુષ્કળ લોકોને

કદાચિત માન્ય પણ નહિ થયા હોય; તેથી એક
મતને જોઇએ તેટલી પુષ્ટિ મળેલી જણાતી નથી.

આ લેખક ગાંધીના રાજકારણી શિષ્યવર્ગમાંને
તેમના ધર્મમતનો અનુયાયી; તથાપિ ગાંધીનો કેટલાંક
હોવાથી તેમના મતોનું તેણે આદરપૂર્વક નિરીક્ષણ
ત્માજીના સાન્નિધ્યમાં સત્સંગનો કેવો લાભ હોય છે
અનુભવ મળ્યો છે. વજ્રપ્રાય માનસિક શકિત પોતાનું કા
કરે છે, તે પ્રત્યક્ષ જોયાથી પ્રસ્તુત લેખકને મહાત્માજીનું
પુષ્કળ ઉપયોગી થયું છે. મનુષ્યનું કર્તવ્ય શું અને તેનો માર્ગ કેવા
રીતે સાફ કરવો જોઇએ, તેનું જ્ઞાન પ્રસ્તુત લેખકને મહાત્માજીના
જીવંત દૃષ્ટાંતથી મળ્યું છે. મનુષ્યના સામાન્ય દશ્યરૂપની પાછળ જે
અનંત ચૈતન્ય અને વિશાળ શક્તિ ઉભી છે, તેનું ઝાંખું ઝાંખું દર્શન
પ્રસ્તુત લેખકને પ્રસંગોપાત થયું છે; એવા પ્રસંગે "પવિત્ર ગંગોદક
તો આપણને સ્નાનથી શુદ્ધ કરે છે, પણ સત્પુરૂષનાં તો દર્શન માત્રથી
પણ આપણે પવિત્ર બનીએ છીએ" એ અર્થના એક સંસ્કૃત શ્લોકનું
સ્મરણ થયા સિવાય નથી રહેતું.



## ૧—યુ[illegible]ાળ સનાનાય

( ડબ્લ્યુ ઈ. જૉન્સન ( પુસીફુટ )— ક્રિશ્ચિયન હેરલ્ડ )

એક દૈવીસંપત્તિસંપન્ન ગૃહસ્થ હિંદુસ્થાનમાં છે. તેને મહાત્મા ગાંધી કહેવામાં આવે છે. હિંદુસ્થાનના વિશાળ માનવસાગરમાંથી આ નરરત્ન પૃષ્ટભાગપર આવ્યું છે. એકંદર જગતનો એક પંચમાંશ ભાગ હિંદુસ્થાનમાં છે. આ લેખ હું અક્ટોબરમાં લખું છું. આ વખતે મહાત્મા ગાંધી કમ્મરની ચોતરફ નાનો સરખો ખાદીનો કડકો વીંટી, એકજ વસ્ત્રસહ આખા દેશમાં ફરે છે. આજે હિંદુસ્થાનની સ્થિતિ એવી છે કે પ્રત્યેકને કેવળ લજ્જારક્ષણ માટે વસ્ત્ર વાપરવાનું કહીએ તો કાપડની એક ચીંદરડી પણ સિલક તરીકે રહે નહિ. આવી સ્થિતિમાં એથી અધિક વસ્ત્ર વાપરવાં તે યોગ્ય હક્કથી અધિક ભાગ માગવા જેવું છે; અને ગાંધી કહે છે કે તેમ કરવું તે ચોરી છે. ભિખારી, મજૂર અને ગરીબો માટે રાખેલા ત્રીજા વર્ગના ડબામાં તે પ્રવાસ કરે છે અને સાદું અન્ન ખાય છે.

ગાંધીની વિરૂદ્ધ અનેકોએ અનેક પ્રકારે વાક્પુષ્પ ઉછાળ્યાં છે. જેઓ જગતના રગશીયા ગાડા સાથે પાકા જકડાઇ ગયા છે, તેઓને ગાંધી એક ગહન ગૂઢરૂપ થઈ પડયા છે. વિશેષતઃ અટલ દારૂડીયાઓને તેમનું નામ પણ નહિ ગમે. આવા પ્રકારે તેમનાપર તૂટી પડનારા

લોકો પણ તેમની મન:પૂર્વકતા, દાનત અને કર્તૃત્વ વિષે શંકા લેતા નથી. માત્ર એવા પ્રકારના લોકોને ગાંધીની મૂર્તિ દૈવીશક્તિ જેવી નહિ જણાતાં સેતાની કૃતિ સમી લાગે છે. ગાંધીને પ્રભુએ ઘડયા નથી પણ સેતાને બનાવ્યા છે એમ કહેનારા ઘણા છે; અને તેનું મુખ્ય કારણ એજ છે કે, ગાંધી હિંદુસ્થાનની બ્રિટિશ સત્તાપર તૂટી પડે છે. ગાંધીની વિરૂદ્ધ જે કંઇ બોલી શકાય તેમ છે તે સર્વ બોલી નાખ્યા પછી પણ તેમની ઉજ્જ્વલ મૂર્તિ આકાશી છાયાચિત્ર પ્રમાણે હાલના ધૂમ્રમય વાતાવરણમાં સ્પષ્ટપણે દૃષ્ટિએ પડે છે. જગતના આજસુધીના ઇતિહાસમાં કોઇપણ એક વ્યક્તિએ એકજ ઉદ્યોગમાં આખું જીવન ગાળીને પણ જેટલો યશ સંપાદન નહિ કર્યો હોય, તેટલો યશ કેવળ બે વર્ષની મુદતમાં ગાંધીએ પોતાની શુદ્ધ દાનતની શક્તિપર મેળવ્યો છે.

દારૂના ઇજારા આપવાનું સરકારી વર્ષ હિંદમાં એપ્રીલમાં પુરૂં થાય છે. હિંદમાં હમણાં દારૂનો ખપ એટલો ઘટી ગયો છે કે, જમાબંદી આવકમાં પડનારા તોટાનું સ્વરૂપ જોઇ એ ખાતાનો અધિકારીવર્ગ ગભરાઇ ગયો છે. દારૂનો જોસબંધ ઉઠાવ થવો જોઇએ એમ તેઓ ઇચ્છતા હોવાનું સ્પષ્ટ તરી આવે છે. તેમની દૃષ્ટિએ દારૂનો ખપ વધવાથી બે ફાયદા છે. એક સરકારની તિજોરી ભરપૂર ભરાય છે અને બીજે દારૂડીયાઓની તરસ છીપે છે.

હિંદુસ્થાનના ઘણાખરા ભાગમાં હું ફરી આવ્યો છું અને મુખ્ય સરકારી અધિકારીઓને સુદ્ધાં ઠેરે ઠેર મળીને તેમની સાથે વાદવિવાદ પણ કર્યો છે. તેઓ સર્વ મારા આગળ એકજ રોદણું રડે છે કે, દારૂની ખપતમાં વિલક્ષણ ઘટાડો થવાથી સરકારનો ખજાનો ખાલી રહેવા લાગ્યો છે. મદ્રાસ ઇલાકાના નેલોર પ્રાંતમાં ગયા વર્ષે

દારૂનું ઉત્પન્ન એક લાખ અડસઠ હજાર રૂપિયા થયું હતું; ત્યારે આ વર્ષે તે માત્ર બસો એકવીસ થશે એવો અંદાજ ત્યાંના સરકારી અધિકારીએ મને જણાવ્યો. મને નથી લાગતું કે આવો ભયંકર ખાડો પડયો ન હોય તેવો એક પણ પ્રાંત હિંદમાં હોય. હા, એક નામ દેવા જેવો મલબાર પ્રાંત છે. ત્યાં દારૂનું ઉત્પન્ન ઓછું થયું નથી. ત્યાં લશ્કરી કાયદો જાહેર કરવામાં આવ્યો હતો અને ત્રાસદાયક (!) અસહકારીઓને ત્યાં જવા દેવામાં આવતા ન હતા. એપ્રીલ મહિના સુધી છે તે સ્થિતિ કાયમ રહેશે તો કંઇજ શંકા નથી કે, ઓછામાં ઓછું સરકારનું અર્ધું ઉત્પન્ન નષ્ટ થશે. એકંદર સરકારી અધિકારીઓ તરફથી મને જે માહિતી મળી છે, તેનાજ આધારે આ અંદાજ કર્યો છે. સેંકડો ગામડાંમાં દારૂનું ટીપું પણ નહિ મળે અને એ સર્વ કૃતિ આ અર્ધનગ્ન મનુષ્યે પોતાની અતિ ઉચ્ચ દાનતથી નિર્માણ કરી છે. કેવળ શાબ્દિક ઉપાય સિવાય અન્ય એકે ઉપાય તેમણે આને માટે યોજ્યો નથી.

ઘણા ઇજારદારો આ હીલચાલથી ભયંકર નુકશાનીમાં આવ્યા છે અને બાકી રહેલાનું પણ તેમજ થવા બેઠું છે. હિંદુસ્થાનમાં સર્વથી અધિક રકમ આપવા તૈયાર થાય તેને દારૂ વેચવાનો પરવાનો આપવાની પદ્ધતિ છે. સખ્ત હરિફાઈ ચલાવીને આ ઇજારદારો સવા સવા ગણી કિંમત આપીને ઇજારા મેળવે છે; એટલે એ બધું ભરી કાઢી તે ઉપર નફો મેળવવા માટે તેમને દારૂનાં પીપનાં પીપ ઘરાકોના ગળે ઉતારવાં પડે છે. તેમને કોઇ વખત ખોટ આવે છે તો સરકાર એક પાઇ પણ છોડવાની દયા બતાવતી નથી.

હિંદુસ્થાનના જુદા જુદા પ્રાંતોમાં ફરીને સેંકડો દુકાનો મેં જાતે જોઇ. તેમાં મને જણાયું છે કે તે તૂટી પડવાની સ્થિતિમાં આવી લાગી

છે. તે લોકોએ દીન વદને કહ્યું કે, આખા દિવસમાં એક બેથી અધિક ઘરાક આવતાં નથી. એમ થવાનું કારણ પૂછતાં સર્વત્ર 'ગાંધીના આજ્ઞા' એ એકજ ઉત્તર મને મળ્યો. કટકની મુખ્ય તુરંગ જોવાની મેં તક લીધી હતી. ત્યાંની સગવડ અને સ્વચ્છતા અમેરિકાની તુરંગ જેટલીજ સારી છે. અહીં ચારસો કેદી રાખવાની સગવડ છે અને તે હમ્મેશાં ભરાયેલી રહે છે; પરંતુ હમણાં હમણાં એ સંખ્યા ઘટતી ઘટતી ૧૩૮ જેટલે આવી પહોંચી છે. એનું કારણ જાણવા ઇચ્છતાં તેના અધિકારીએ જવાબ આપ્યો કે, "આ સર્વ ગાંધીના અસહકારનું ફળ છે."

આવો વિલક્ષણ ચમત્કાર કરી બતાવનાર એ અલૌકિક શકિતશાળી પ્રાણી છે કોણ ? એનું આખું નામ મોહનદાસ કરમચંદ ગાંધી છે. ગાંધીનો જન્મ તા. ૨ અકટોબર ૧૮૬૯ ના રોજ થયો હતો. તેમને હવે સામાન્ય લોકોએ મહાત્મા નામ આપ્યું છે. મહાત્મા શબ્દનો અર્થ પરમેશ્વર નહિ પણ સાધુપુરૂષ અથવા મહાન મનુષ્ય એવો થાય છે. ગાંધીનાં માતપિતા ઘરનાં સુખી હતાં. એ રહેતાં હતાં તે પ્રાંતમાં જૈનોની પુષ્કળ વસ્તી છે. એ લોકોએ પોતાની કેટલીક ધાર્મિક કલ્પનાને પરાકાષ્ઠાએ પહોંચાડી છે. એમની દૃષ્ટિએ કોઇનો પણ જીવ લેવો અથવા કોઇને પણ દુઃખ થાય તેવું વર્તન કરવું તે મહાપાતક ગણાય છે. સંધ્યાકાળ થયા પછી હવાના સૂક્ષ્મ જંતુ નાક કે મોંમાં પેસી જઇ મૃત્યુ ન પામે તે સારૂ ઘણાઓ મોઢે પડદો બાંધે છે. એક જૈન પંથના તાત્વિક પુરૂષ સાથે મારી મુલાકાત થઈ હતી. વાત કરતાં કરતાં જીવદયાનો પ્રશ્ન નીકળ્યો ત્યારે તેણે, માંકડથી ભરાયેલી પથારીમાં રાતભર પડી રહી તેમને જીવાડનાર મનુષ્યનું હૃદય કેટલું ઉચ્ચ હોવું જોઈએ તે વિષે રસ-

ભરિત વર્ણન અતિ ગંભીરતાપૂર્વક કર્યું. તેણે એમ પણ કહ્યું કે, પોતાના શરીરનું ભક્ષણ કરાવી વાઘની ક્ષુધા તૃપ્ત કરવા જેવો મહાયજ્ઞ એકે નથી. અમદાવાદમાં હડકાયાં કુતરાંને મારવામાં પણ કેટલો ત્રાસ થાય છે તેનું વર્ણન એક અમલદારે કહી સંભળાવતાં કહ્યું હતું કે, કુતરૂં માર્યાની વાત શહેરમાં પ્રસરે તો આખા શહેરમાં હો હા થઇ રહે.

બાલ્યાવસ્થામાં પણ ગાંધીની વૃત્તિ સ્વતંત્ર હતી. અમુક પદાર્થ ખાવાની માતા પિતા તરફથી મનાઇ થતી તો તે મુદ્દામ ખાતા; અને એ રીતે કેવળ હઠને લીધે તે માંસ પણ ખાતા હતા. કોઠાર પાછળ છુપાઇને અમેરિકન બાળકો બીડીઓ ફૂંકે છે તેવુંજ ગાંધીનું આ વર્તન હતું. પછી વિદ્યાભ્યાસ માટે વિલાયત જવાનો પ્રશ્ન નીકળ્યો ત્યારે દારૂ પીશ નહિ, માંસ ખાઇશ નહિ અને કોઇપણ સ્ત્રી સાથે સંબંધ રાખીશ નહિ, એવી ત્રણ પ્રતિજ્ઞા તેમની માતાએ તેમની પાસે લેવડાવી; અને તેમણે પણ એ પ્રતિજ્ઞાઓ અક્ષરશઃ પાળી. વિલાયતમાં કાયદાનો અભ્યાસ પૂરો થયા પછી વકીલાત કરવાના ઉદ્દેશથી ગાંધી મુંબઈ પાછા આવ્યા.

દક્ષિણ આફ્રિકામાં એક મહત્ત્વના કજીયામાં ગાંધીને વકીલપત્ર મળ્યું; પણ 'કાળા આદમી' તરીકે કોર્ટે તેમને અટકાવ્યા. આથી ગાંધીએ તે માટે પાકી ઝૂંબેશ ઉઠાવી પોતાનો હક્ક સિદ્ધ કર્યો. એ પછી થોડાજ વખતમાં ત્યાં થયેલા શાંત યુદ્ધનો આ પ્રારંભજ હતો એમ કહેવાને હરકત નથી. આ રીતે હિંદીઓને સામાન્ય હક્ક પણ નથી, એનો પ્રત્યક્ષ અનુભવ થતાં તે પ્રાપ્ત કરવાનો ઉદ્યોગ તેમણે શરૂ કર્યો. એ શાંતિમય યુદ્ધ દક્ષિણ આફ્રિકાના ઇતિહાસનો એક મહત્ત્વનો ભાગ થઇ પડયો છે. એ યુદ્ધમાં કેટલીક વખત અને કેટલાક મહિના

સુધી ગાંધીએ કારાગૃહવાસ ભોગવ્યો અને અંતે એ યુદ્ધમાં તેમને જય મળ્યો. એ આખી કથા અતિ રમણીય અને મહત્ત્વપૂર્ણ છે.

આ કાળમાં ટૉલ્સ્ટૉયનાં પુસ્તકો, ભગવદ્‌ગીતા, બાયબલ વગેરેનો તેમણે અભ્યાસ કર્યો. તેમાંના તત્ત્વજ્ઞાનથી તેમની સર્વ વિચારસરણી પલટાઇ અને જીવનક્રમનો નવીન પંથ નિર્માણ થયો. એજ જીવનક્રમ દિન પ્રતિદિન વિકાસ પામી દૃઢ થતો જવાથી ગાંધી વર્તમાન યુગના શ્રેષ્ઠતમ પુરૂષ બની ચૂક્યા છે. ખ્રિસ્તની દશ આજ્ઞા તેમણે જોઇ, ત્યારે તેમાં રહેલા નીતિસિદ્ધાંત તેમની બુદ્ધિને પૂર્ણપણે રૂચ્યા. તેમને જણાયું કે, એમાં નીતિનો શુદ્ધ આદર્શ છે. વિચારોની નવી મૂશમાં ગાંધીના ચરિત્રનો જે નવો પંથ નિર્માયો, તેમાં આ દશ આજ્ઞાએ ઘણુંજ કાર્ય કર્યું છે; એમાંથી સત્યાગ્રહ ઉત્પન્ન થયો અને અસહકાર એ સત્યાગ્રહનુંજ પ્રથમ પગથીયું છે. આ અસહકારથી આખું બ્રિટિશ સામ્રાજ્ય હાલી ઉઠ્યું છે. સત્યશોધનની બાબતમાં ગાંધીની વિચારસરણીમાં અથવા પ્રત્યક્ષ વર્તનમાં પડદો કે દંભનું ચિહ્ન પણ નથી. બુદ્ધિગમ્ય થાય તેજ બોલવું અને તેવુંજ આચરવું એ તેમનો નિશ્ચિત ક્રમ છે. ગાંધી સારાસારબુદ્ધિને સિદ્ધ થયેલા એકાદ માર્ગનું અવલંબન લે છે એટલે પછી વચ્ચે કોઇ પણ સ્થળે અટક્યા વગર અંતિમ મુકામસુધી હિમ્મતપૂર્વક ચાલ્યા જાય છે.

મહાયુદ્ધ થયા પછી બે વર્ષ સુધી ગાંધી બ્રિટિશ સરકારના પક્કા ભક્ત હતા. અરે, એ બાબતમાં તેમણે અંગ્રેજોને સુદ્ધાં શરમાવ્યા હતા. બૉયર યુદ્ધ પ્રસંગે તેમણે અંગ્રેજી લશ્કરમાં નોકરી કરી હતી અને તે માટે ખૂદ સેનાપતિએ પોતાના ખરિતામાં તેમની સ્તુતિ કરી હતી. મહાયુદ્ધના આરંભ પ્રસંગે ગાંધી લંડનમાં હતા. ત્યાં તેમણે અઢીસો હિંદીઓનું એક મંડળ તૈયાર કર્યું હતું. એ મંડળે કોઇપણ

પ્રકારનો બદલો મેળવ્યા વિના પોતાનું કાર્ય કર્યું. એ પછી થોડાજ દિવસે પ્રકૃતિ બગડવાથી ગાંધી હિંદુસ્થાનમાં આવ્યા.

ઇ. સ. ૧૯૧૮ માં મિત્રરાજ્યોની લશ્કરી સ્થિતિ મુશ્કેલ થઇ પડી હતી. કોઇપણ માર્ગે લશ્કરી ભરતી કરવાને એ રાષ્ટ્રો મથી રહ્યાં હતાં. વડા પ્રધાન લૉઇડ જ્યૉર્જે આખા બ્રિટિશ સામ્રાજ્યને અત્યંત લાગણીપૂર્વક વિનંતિ કરી સૈન્યની ભરતી માટે વિનવ્યા હતા. એ ભરતી માટે હિંદુસ્થાનને ફાળે આવેલું કાર્ય પાર પાડવા ગાંધીએ એટલો તનતોડ શ્રમ લીધો કે, નવ મહિનાનું કામ તેમણે સાતજ મહિનામાં પાર મૂક્યું. પછી તરતજ યુદ્ધ તહકુબ થવાથી ભરતીનું કામ બંધ થયું. હિંદીઓને લશ્કરી નોકરીમાં પ્રવેશ કરતાં જે નાના પ્રકારની માનભંગ કરનારી શરતો સહી લેવી પડતી હતી, તે વિરૂદ્ધ આ વખતે પુષ્કળ પોકાર થવા છતાં, તે તરફ દુર્લક્ષ કરીને અથવા બ્રિટિશ સરકારને અડાવવાની વાત ન કરતાં, ગાંધીએ પોતાનું કામ અસ્ખલિત ચાલુ રાખ્યું હતું. યુદ્ધસમાપ્તિ પછી હિંદુસ્થાનને સંસ્થાનિક સ્વરાજ્ય મળશે, એવું વચન પ્રધાનમંડળ તરફથી મેળવવાના અર્થનો એક ઠરાવ રાષ્ટ્રીય સભામાં મૂકાવા છતાં ગાંધીએ તેને પણ ઉડાવી મૂક્યો હતો.

મહાયુદ્ધ દરમીયાન હિંદરક્ષણનો કાયદો, એ નામથી એક કાયદો પસાર થયો. ઇંગ્લાંડમાં પ્રચલિત કાયદાના ધોરણપરજ આ કાયદો રચાયો હતો. એ કાયદાએ સામાન્ય પ્રજાજનોનું સ્વાતંત્ર્ય બહુધા સકંજામાં આણ્યું હતું. વસ્તુતઃ એ કાયદાનું શસ્ત્ર સામ્રાજ્યના શત્રુને નિર્મૂલ કરવા બનાવ્યું હતું; પણ પ્રત્યક્ષ વ્યવહારમાં એ મૂલ તત્ત્વ દૂર રાખી હિંદુસ્થાનની નોકરશાહીએ તેનો ઉપયોગ હિંદની અંતસ્થ રાજકીય હીલચાલને દાબી દેવામાં કર્યો. આ કાર્ય સરકારી

અધિકારીઓએ એટલી બેપરવાઇથી ચલાવ્યું કે, તેથી હિંદની પ્રજામાં ક્ષોભ ઉત્પન્ન થયો. એન્ની બિસેંટ જેવી અત્યંત રાજનિષ્ઠ વ્યક્તિને પણ ત્રણ માસ બંદિવાસ ભોગવવો પડયો. બિસેંટની હીલચાલનો સંબંધ કોઇપણ રીતે યૂરોપી યુદ્ધ સાથે જોડી શકાય તેવો નહતો. તેના યશ અપયશનો આધાર એ હીલચાલપર કોઇ પણ રીતે રહેતો નહતો. તેનું રાજપ્રકરણ ફક્ત હિંદની આંતર પરિસ્થિતિ સંબંધીજ હતું; પણ એ મુદ્દો લક્ષમાં નહિ લેતાં મદ્રાસ સરકારે એ હીલચાલને દાબી દેવા તે બાઇને દફનાવી. યુદ્ધના અંતપછી રૌલેટ કાયદો પાસ થયો. આથી હિંદમાં એકદમ અસંતોષની આગ ભભૂકી નીકળી અને તેનું સ્પષ્ટ પરિણામ દેખાવા લાગ્યુ. પંજાબની કતલ એજ અસંતોષમાંથી થઇ અને એ સર્વ પ્રકારથી ગાંધીનું દિલ પણ પલટાયું. પૂર્વના રાજભક્ત ગાંધી હવે રાજભક્ત રહી શકયા નથી. એ પછી તરતજ ગાંધીએ અસહકારનું આક્રમણ શરૂ કર્યું.

ગાંધી એક યુદ્ધકુશળ સેનાની હોવાથી આ પ્રસંગે બરાબર તેમણે આક્રમણના દાવનો આરંભ કર્યો. શત્રુના વ્યૂહનું મર્મસ્થાન શોધી લઈ તેમણે પહેલો હલ્લો ચલાવ્યો. આ મર્મસ્થાન દારૂનો વ્યાપાર એજ છે. હિંદમાં અંગ્રેજ પહેલીવાર દારૂ લઇ ગયા છે એમ નથી. પ્રથમથીજ ત્યાં તેનો થોડો ઘણો પ્રચાર હતો અને કોઈ વિશેષ પ્રસંગે તેનો પુષ્કળ ઉપયોગ પણ થતો હતો. અંગ્રેજોએ તો એટલુંજ કર્યું કે, એ પ્રચાર હાથમાં લઈ વ્યાપારી તત્ત્વોનાં બંધન લાગુ પાડી એક ફાયદાકારક ધંધો નિર્માણ કર્યો. આથી તેનાવડે વ્યક્તિશઃ વ્યાપારીને લાભકારક થવાની સાથે સરકારનો ખજાનો ભરપૂર બનવા લાગ્યો. દારૂનો ખપ થવા સાથે અધિકાધિક ઉત્પન્ન મેળવી શકાય એવી યોજનાપૂર્વક અંગ્રેજ સરકારે એ ધંધો હાથમાં લીધો. ધીમે ધીમે તે વૃદ્ધિ પામવા

લાગ્યો અને અંતે તેને આજનું વિસ્તીર્ણ સ્વરૂપ પ્રાપ્ત થયું. દારૂના ધંધાને આજે ભીષણ સ્વરૂપ પ્રાપ્ત થયું છે તેનો સર્વ દોષ સરકારને માથેજ રહેવો જોઇએ. એ માટે અન્ય કોઇ દોષિત નથી. આ વાતની અવગણના બ્રિટિશ સરકારનું મિત્રમંડળ પણ નહિ કરી શકે. દારૂના ધંધાની એ સર્વ ગલીચતા ચૌટામાં મૂકીને ગાંધીએ જગત સમક્ષ તેનું પ્રદર્શન માંડ્યું છે. જે નવી રાજકીય ઇમારત ઉભી કરવાની છે તેના પાયાનો પત્થર ગાંધીએ આ રીતે બેસાડ્યો. તેમણે દારૂનું વેચાણ બંધ થવું જોઇએ એવી હાક મારી અને તે સાથેજ હિંદીઓની યોગ્ય મહત્ત્વાકાંક્ષા ચમકીને જાગૃત થઇ.

દારૂની દુકાનોપર પિકેટીંગ શરૂ થયું અને આ આક્રમણમાં મુખ્ય મારાનું સ્થાન એ પિકેટીંગ જ બન્યું. અસહકારી સૈનિકોની મુખ્ય ઝપાઝપી આ મધ્યબિંદુપર થવા લાગી. સ્વયંસેવકો દારૂની દુકાનની ચોતરફ ઉભા રહી મદ્ય પીનારા લોકોને દારૂથી પરાવૃત્ત કરવાનું કામ કરવા લાગ્યા. એ આક્રમણ આખા દેશમાં પ્રસર્યું. એ ચાલુ હતું તે દરમીયાન થોડી ઘણી વિલક્ષણ વાતો ઉભય પક્ષમાં બની ખરી; પણ એનું સુપરિણામ થોડાજ સમયમાં દૃષ્ટિએ પડવા લાગ્યું.

એમાં કેટલીક વખત હાસ્યાસ્પદ પ્રકાર પણ બનતા. કેટલાંક પીઠાંપર ભંગી, મહાર અને અન્ય અસ્પૃશ્ય લોકો ઉભા રહેતા. આવી રીતે એકાદ અસ્પૃશ્ય વર્ણનો માણસ સ્વયંસેવક તરીકે ઉભો રહેતો એટલે ઉચ્ચ વર્ણનો માણસ ત્યાં પ્રવેશ કરતાં શરમાતો. ઉચ્ચવર્ણનાં માણસોને પોતાની જાતિનું ભારે અભિમાન હોય છે એટલે દારૂ પીવા જેવા ગલીચ કર્મથી એકાદ ભંગી કે ઢેડ પોતાને પરાવૃત્ત કરે એ વાતથી તે લજવાય છે. એ અસ્પૃશ્યોને હડસેલી મૂકી અંદર પ્રવેશ કરવાનો વિચાર કરે, પણ અનેક દૃષ્ટિએ તેમાં તેમને અડચણો રહેલી

છે. તેને સ્પર્શ કરવો એજ પ્રથમ તો અભડાટની વાત, અને તેના જેવા કનિષ્ઠ માણુસપર હાથ નાખવો એ તો તેથીએ વિશેષ અધમ વાત ગણાય; અર્થાત્ પોતાનું માન જાળવવા સારૂ ત્યાંથી દૂર ગયેજ તેમનો છૂટકો રહ્યો.

લખનૌના એક મુસલમાન નવાબસાહેબને દારૂનું ભયંકર વ્યસન હતું. ઇસલામ ધર્મે દારૂનો નિષેધ કર્યો છે: તથાપિ તેનો વિચાર નહિ કરતાં નવાબ સાહેબ યથેચ્છ દારૂ પીને ધૂમ રહેતા. પછી તો સર્વ મસ્જીદોમાં ઉચ્ચ ઘોષથી દારૂનો નિષેધ થવા લાગ્યો. નવાબ સાહેબના નોકરોપર તેની અસર થયા સિવાય ન રહી. તેઓએ દારૂ લાવી આપવાની ના પાડી; છતાં પુનઃ લાવી આપવાની આજ્ઞા થઈ ત્યારે તેઓ છેવટની સલામ કરી રસ્તે પડયા. નવાબ સાહેબે બીજા નોકરો મેળવવા પુષ્કળ ખટપટ કરી; પણ આખી જમાતે દારૂડીઆની નોકરી નહિ કરવા ઠરાવ કરેલો હોવાથી નોકરના સાંસા પડયા. હવે નવાબ સાહેબની આંખો ઉઘડવા લાગી. ઘરની વાળઝુડ, પાણી છાણી, નહાવું ધોવું, વગેરે સર્વ કામ હાથે કરવાનો વખત આવવાથી દારૂનો નાદ તેમને છોડવો પડયો. આવા પ્રકારની મનોરંજક વાતો અનેક બની છે. આ વાતો તદ્દન ક્ષુદ્ર જણાય છે; પણ ગમ્મત એ છે કે તેનું સુપરિણામ તત્કાલ દૃષ્ટિએ પડે છે.

એકંદરે વિચાર કરતાં જણાય છે કે, પિકેટીંગનું કામ મહાત્મા ગાંધીની ઇચ્છા પ્રમાણે તદ્દન શાંતિપૂર્વક ચાલે છે. ક્વચિત્ પ્રસંગે સ્વયંસેવકોએ પીઠાપર આવતા દારૂડીઆઓને હડસેલી મૂક્યાના બનાવ પણ બન્યા છે, તથાપિ એવા દાખલા ઘણાજ થોડા છે; તેજ પ્રમાણે કેટલીક વખત જમાતના ઠરાવ વિરૂદ્ધ દારૂ પીવાના ગુન્હો કર્યા બદલ એકાદ દારૂબાજને ખોખરો કરી તેનાં સરઘસ કાઢયાની કહાણીઓ

પણ ક્વચિત સંભળાય છે, તેજ પ્રમાણે દારૂડીઆને ફાટલા જોડાઓના હાર પહેરાવ્યાનું પણ લોકો કહે છે. કેટલીક વખત આવા બનાવનું પર્યવસાન મારામારીમાં આવ્યું છે અને સરકારે એ પ્રસંગનો લાભ લઈ તે સ્થળમાં પિકેટીંગ બંધ કર્યાના દાખલા પણ છે. વળી કેટલીક વખત એવી સંધિ ઉત્પન્ન કરવા માટે સરકારી અધિકારી અને પોલીસના એકત્ર મતથી એવાં તોફાન ઉભાં પણ કરવામાં આવ્યાં છે. એવી બાબતોની વર્તમાનપત્રોમાં સજ્જડ ચર્ચા ચાલ્યાથી પિકેટીંગના કામમાં તોફાન પુષ્કળ થયાનો ભ્રમ ઉત્પન્ન થવાનો સંભવ છે; અને તેજ પ્રમાણે શાંતિપૂર્વક ચાલતા પિકેટીંગની ચળવળ વર્તમાનપત્રોમાં આવતી નહિ હોવાથી એકાદ બે તોફાનની ખબર વ્યાજબી કરતાં અધિક ભયંકર ભાસે છે.

કાયદા કાઉન્સીલમાં એ પ્રશ્નની ચર્ચા થઇ દારૂ તદ્દન બંધ થાય તે માટે કેટલાક ગાંધીભક્ત ખટપટ કરે છે; પણ પ્રત્યેક વખત તેમનો સરકારી સભાસદ તરફથી મજબૂત વિરોધ કરવામાં આવે છે.

સરકારના આવા ધોરણથીજ ગાંધીપક્ષને કહેતાં ફાવ્યું છે કે, સરકાર જુલમથી હિંદીઓના ગળામાં દારૂ ઢોળી રહી છે. ઉલટ બાજુમાં સરકાર જુદીજ વાત રજુ કરે છે. તે કહે છે કે, આ હીલચાલમાં મદ્યપાન બંધ કરવાનો હેતુ નથી. સરકારની આવકમાં ઘટાડો કરાવી સરકારને લૂલી બનાવવા માટેના ગાંધીપક્ષના એ પ્રયત્નો છે. સામાન્ય લોકમતની સ્થિતિ જોતાં સ્પષ્ટ જણાય છે કે, હિંદુસ્થાન દારૂને સંપૂર્ણપણે નષ્ટ કરવા ઇચ્છે છે. સરકાર ભલે એ હીલચાલની ગમે તેવી મીમાંસા કરે પણ હવે હિંદીઓને દારૂ નથી જોઇતો.

હિંદુસ્થાનમાં દારૂ બંધ થવો જોઇએ, એવો મત ધરાવનાર કેટલાક અંગ્રેજો પણ મને મળ્યા; પણ એમની સંખ્યા આંગળાંપર

ગણી શકાય તેટલીએ નથી; અને કાયદા કાઉન્સીલમાં મદ્યપાન વિરુદ્ધ મત આપનાર એક પણ અંગ્રેજ સભાસદ નથી.

પુષ્કળ મ્યુનિસીપાલિટીઓએ પોતપોતાની હદમાં મદ્યપાન નિષેધનું કામ કર્યું અને એવા અર્થની પુષ્કળ અરજીઓ પણ સરકાર તરફ મોકલી; પરંતુ એમાંની એકે અરજી સફળ થઈ નહિ. બહુ બહુ તો કોઇક સ્થળે એકાદ દુકાન બંધ થઇ અને કોઇ ઠેકાણે એકાદ બે દુકાનોને શહેરની હદબહાર કહાડવામાં આવી. સામાન્યપણે કહેવાને હરકત નથી કે, સરકારી અધિકારીવર્ગે એ હીલચાલ સામે શસ્ત્ર ઉગામ્યાં છે. એક પ્રસંગે તો એક બ્રિટિશ હેલ્થ ઓફીસરે એ વિષયના ઠરાવની વિરુદ્ધમાં ભાષણ કરી ઠરાવને તોડી પાડયો હતો. તેણે બેધડક કહ્યું કે, આરોગ્યરક્ષણાર્થે મદ્યપાન આવશ્યક છે. કેટલાંક સ્થળોએ ઇજારદારોએ ઇજારો રાખવા ના પાડી, ત્યારે સરકારી અધિકારીઓએ નાના પ્રકારે તેમને સતાવીને ઇજારા રાખવાની ફરજ પાડવાનો ઉપક્રમ શરૂ કર્યો. વિજાગાપટ્ટણના બ્રિટિશ ડેપ્યુટી કમિશ્નરે એક વિલક્ષણ હુકમ કાઢયો હતો. ડિસ્ટ્રિક્ટ બૉર્ડના અધ્યક્ષને લખેલા પત્રમાં તે કહે છે કેઃ—

" અસહકારની હીલચાલના કારણે તાડીની દુકાનોનાં લીલામ થવામાં મુશ્કેલી આવી છે. એ લોકો ઝાડોના માલિકોને ઉપદેશે છે કે, તાડી કાઢવા ઝાડો આપવાં નહિ; એટલે તાડીની દુકાનો ચાલવી કઠિન છે. એ હીલચાલને તોડી પાડવાનો સરકાર પાસે એકજ માર્ગ છે અને તે એ કે, સરકારી તાડીનાં ઝાડો રસ કાઢવા આપવાં. હાલની પરિસ્થિતિ અતિ નાજૂક છે માટે તમારા તાબામાંનાં ઝાડ આપવાની જે શરતો છે તે સર્વ બંધ કરવી. વિશેષ પ્રસંગે આવી વિશેષ તજવીજ કરવી જરૂરની છે. હાલની અડચણ અંશતઃ પણ ટળી શકે તે સારૂ એમ કરવાની આવશ્યકતા છે. "

ઇ. સ. ૧૯૧૯ માં બ્રિટિશ પાર્લામેંટે સુધારણાનો કાયદો પસાર કર્યો. આ કાયદાનુસાર દારૂનો કારભાર હિંદીઓના હાથમાં મૂકવામાં આવ્યો; પણ એ દેણગી સાથે જે શરતો છે તે એવી ચમત્કારિક છે કે, દારૂનો વ્યાપાર તદ્દન બંધ કરવાની વાતજ પ્રાંતિક સરકારને ભારે થઈ પડે. આ બાબતમાં હિંદીઓ સાથે બ્રિટિશ અધિકારીવર્ગે વાસ્તવિક રીતે સહકાર કરવો જોઇએ; પણ તેમ કરવાને બદલે તે રાષ્ટ્રની આકાંક્ષાના માર્ગમાં શક્ય તેટલાં વિઘ્ન આણવા મથે છે. આ ધોરણથી અગ્નિમાં ઘૃત પડી હિંદીઓનાં મન અધિકજ પ્રજ્વલિત થતાં જાય છે. આ ધોરણથીજ અસહકારની નાનીશી ચીણગારીમાંથી મોટી જ્વાળાઓ ઉત્પન્ન થઇ છે અને ગાંધી એવી પરિસ્થિતિનો બનશે તેટલો લાભ લેવા નહિ ચૂકે.

હિંદુસ્થાન આજે કેટલાંક શતકોથી જંગલોમાં ભટકતો હતો, તેનું ચિત્ત ઠેકાણે નહતું; પણ હવે તે જાગૃત થઇને મહાત્માના ઝુંડા નીચે એકતા પામ્યો છે. મદ્યની ભયંકર શૃંખલા તોડીને તેના ભયંકર પંજામાંથી મુક્ત થવાની તેને પ્રબળ ઇચ્છા થઇ છે. એ વાત જક્કી મૂર્ખ મનુષ્ય સિવાય અન્ય કોઇ પણ સ્પષ્ટપણે જોઇ શકે તેમ છે. હિંદુસ્થાનનો લોકમત હવે બળવાન થતો જાય છે અને થોડાજ સમયમાં તેનો ધોધ એવા વેગથી વહેવા લાગશે કે, તેના માર્ગમાં ઉભા રહેવાની શક્તિ પણ કોઇમાં નહિ રહે.



# २०-गांधीजीनो असहकार.

## ( લાલા લજપતરાય-અમેરિકન નેશન. )

મહાત્મા ગાંધી અને તેમણે શરૂ કરેલી અસહકારની ચળવળ વિષે ગમે તેવું ઉંધુંછતું સમજાવીને વિલાયતનાં પત્રોએ એ ઉભયપર એટલો બધો વાણીવિલાસ કર્યો છે કે, તે વિષયની વાસ્તવિક માહિતી વિલાયતના લોકોના દિલમાં ઠસાવવાનું કામ અત્યંત મુશ્કેલ છે એમ મને લાગ્યું હતું. તેમણે મહાત્મા ગાંધીપર ગાળોની વૃષ્ટિ કરી મૂકી. તેમની હલકાઇ કરવાને માટે તેમણે એકે પ્રકાર બાકી રાખ્યો નહિ. એકાદ પ્રસંગે ગાંધીને જોઇને અથવા તેમનો એકાદ લેખ વાંચીને, માત્ર તેટલીજ ભાંગી તૂટી માહિતીપરથી પોતાના મનમાં ગમે તેવું સમજી લઇને ગમે તે ગૃહસ્થ તેમનાપર તૂટી પડવા લાગ્યો. લેખકોનાં આવાં ટોળાંમાં ઘણાખરા તો એવાજ માણસો હતા કે, જેમણે ગાંધીને કદિ જોયા પણ નહતા અને ગાંધી વિષેની તેમની માહિતીની વાતો કરીએ તો તે એટલીજ હતી કે, તેમનીજ પંક્તિના અન્ય લોકોએ લખેલા લેખોજ માત્ર તેમણે વાંચ્યા હતા. આંધળાની પાછળ આંધળો જાય, એવોજ પ્રકાર બહુધા આ બાબતમાં મને સર્વત્ર જણાયો. જે અન્ય કેટલાકોએ તેમની પ્રત્યક્ષ મુલાકાત લીધી છે તથા તેમની સાથે સંભાષણ કર્યાં છે, તેમાંના ઘણાખરાને

તેમના મતો વિષે બરાબર સમજ પડેલી નથી. સામાન્ય યૂરોપી લેખકની દૃષ્ટિએ ગાંધી એકાદ ગૂઢ માણસ જેવો છે. તેમની દૃષ્ટિએ આ એક કૂટ પ્રશ્ન છે અને તેનો સમાધાનકારક ઉકેલ તેમને જડી શકતો નથી.

**બિસેંટ સરખાં યૂરોપી બાઇને પણ ગાંધી સર્વથા ત્યાજ્ય જણાય છે, અને તેમના કથનનો વિચાર કરવા જેટલી પણ યોગ્યતા તેમના દૃષ્ટિએ ગાંધીમાં નથી.** અદૃશ્ય, અતર્ક્ય, અપ્રાપ્ય એવા પ્રકારના ગુણોથી યુક્ત એવા મહાત્માની શોધમાં બિસંટબાઈ હતાં અને (નવા અવતારો તથા મહાત્માઓને બનાવવા તથા આકર્ષવાને મથતાં મથતાં છેવટે) જે આ મહાત્મા નીકળી આવેલો જણાયો, તે તો તેમનાપર અને તેમના પંથપર શ્રદ્ધા વગરનો: એટલુંજ નહિ પણ તેમના મહાન જાતિબંધુઓને પારકે પૈસે પરમાનંદ કરતા અટકાવે અને તેમનાં વચનો તથા નીતિ ઉપર શ્રદ્ધા રાખો જી લબ્બે કરે નહિ એવો, દિવ્યશક્તિઓને બદલે હાડમાંસના શરીરવાળો, સાધારણ માણસની પેઠેજ દૂધભાત ખાનારો, ભપકાદાર કસબી અને વિલાયતી વસ્ત્રોને બદલે હાથે કાંતેલા સૂતરની હાથે વણાયેલા ખાદી પહેરનારો, એકાંત બાગ બગીચા અને બંગલાને બદલે સામાન્ય માણસોની વચ્ચે સામાન્ય મનુષ્યની પેઠેજ તથા સામાન્ય ધ-મ જ રહેનારો, સોનાચાંદીનાં અને વિલાયતી વાસણોને બદલે થાળી વાટકામાં ખાનારો નીકળ્યો! સુવર્ણ-મોતીની માળાઓને બદલ સૂતરના હારોથીજ ખુશ થનારો નીકળ્યો! બીજાઓને ખભે હાથો નાખી રાજા રાણીની ચાલે ગંભીર મોઢે ચાલવાને બદલે આ તો સામાન્ય મનુષ્યની પેઠેજ સાદું સીધું અને સરલ વદન તથા ચાલ રાખનારો અને દેખાવમાંયે તે તદ્દન સાદો, તેનું ભાષણ સાદું

અને લટકાં મટકાં, ચાળા ચરકા તથા અલંકાર ફૂલંકાર વગરનું ! છેક સામાન્ય સ્ત્રી પુરૂષની સાથે પણ એ તો વાતો કરે અને નાના છોકરાની સાથે પણ ગમ્મત કરી લે ! પાશ્ચાત્ય સભ્યતા અને કળ-વકળ ધરાવવાને બદલે આ તો તેના અંતરાત્માને માન્ય થયેલું હોય તેજ બોલવાવાળો ! (આવા માણુસને મહાત્મા કહેવામાં આવે એ એને કેમ દીઠું જાય !) તે શ્રોતાને શું પ્રિય લાગે તેમ છે તેનો વિચાર કરીને બોલતો નથી. પોતાના શબ્દથી તેના ચિત્તને આનંદનાં ગલગલીયાં થશે કે વીંછીના ડંખ જેવી વેદના થશે, તેનો પણ વિચાર સરખો એના ચિત્તને સ્પર્શ કરતો નથી. તેની વાત તો સાવ ચોકખી અને રોકડી હોય છે. તેમાં અંતર, પડદો કે ગુપ્તતા જેવું કંઈ નથી હોતું. તેની આખી દિનચર્યામાં કાવ્ય જેવું કંઇજ નથી. તેનો જીવન-ક્રમ પ્રત્યક્ષ સ્થિતિ સાથે પાકો જકડાઇ ગયો છે; એટલે કલ્પનામય કાવ્યનો પ્રવેશ તેના મનમાં શી રીતે થાય ? તેની કૃતિમાં કે ઉક્તિમાં “ ગુપ્ત રહસ્ય ” કે “ ગુરૂડમ ” જેવું કાંઇ નથી. પોતાના વિષે તે કોઈને ગુંચવણમાં પાડતો નથી. તેનો સર્વ વ્યવહાર ખુલ્લમ ખુલ્લા સર્વ સમક્ષ ચાલે છે. તેની મુલાકાત માટે કોઇને મના નથી. તેનું ખાવું, પીવું અને સુવું વગેરે તેના સર્વસામાન્ય વ્યવહાર પણ સર્વના દેખતાંજ થાય છે. તે પોતાને લખવું હોય છે તે પણ ચાર માણસની વચ્ચે બેસીને લખે છે અને વાત કરવી હોય છે તોપણ ચાર જણની સમક્ષ કરે છે. તેની પાસે “ ગુપ્ત જ્ઞાન ” કે “ ગુપ્ત રહસ્ય ” એવું તેવું કંઇ નથી, અને તે તેવું કશું જાણવા કે ગુપ્ત રાખવા પણ માગતો નથી. તે હાથે સુતર કાંતે છે; પરંતુ તેણે કાઢેલા તંતુનું સામ્ય કવિ, સાહિત્યકાર, વેદાંતી કે સૂક્ષ્મેદ્રિંય શાસ્ત્રજ્ઞના તંતુ સાથે નથી થઇ શકતું. તે દૃષ્ટાંતને આધારે બોલતો નથી અને તેજ પ્રમાણે કોઇ વિશિષ્ટ દેવ,

ચિહ્ન કે પ્રતિમાની ગરજ પણ રાખતો નથી. તે જે તંતુ કાઢે છે તે તદ્દન સાદો અને જાડોપાતળો હોય છે. આથી તેનું વણાતું કાપડ પણ તેવું બને છે; એટલે રાજકારણની વિદ્યામાં ડૂબેલા ધુરંધર પુરૂષોને આ કાપડ અસહ્ય થાય એમાં શી નવાઈ? આ ગૃહસ્થનો માર્ગ અર્વાચીન કાળના રાજપુરૂષોના ધ્યાનમાંજ આવી શકે તેમ નથી. **સાદાઇ અને નિષ્કપટતા જેવા ગુણ અર્વાચીન રાજપ્રકરણી પુરૂષોને સરકારી કેળવણીએ કે બીજા કોઈએ શીખવેલાજ નથી.** રાજપ્રકરણમાં આવા ગુણ રાખવા શકય કિંવા આવશ્યક છે એ સુદ્ધાં તેમને સાચું નથી લાગતું. આથી આ ગૃહસ્થની સાદાઇજ તેમના ચિત્તને મુંઝાવી નાખે છે. તેની સાદાઇ તેમને એવી કોટિની લાગે છે કે, સામાન્ય બુદ્ધિ તેને સમજી શકે છે એ વાતજ તેમને શકય નથી લાગતી. આ મહાત્મા પોતે જેમ કેવળ નિર્ભય છે તેમ તે અન્યને પણ ભય આપતો નથી. તે કોઇ પણ પ્રકારની લૌકિક રીત-રૂઢીની પરવા રાખતો નથી. લોકથી તદ્દન જુદા ન પડી જવાય તે ખાતર કેટલાક આવશ્યક શિષ્ટાચારને પાળે છે. વાઇસરૉયથી માંડીને ઠેઠ કંગાલ પર્યંતના સર્વ સાથેનું તેનું વર્તન એક સરખું રહે છે. મોટાના ચરણમાં મસ્તક મૂકવું અને નાનાના મસ્તક પર પગ મૂકવા, એ વિદ્યા તેના જાણવામાંજ નથી. જે વસ્ત્રો પહેરીને તે વાઇસરૉય પાસે જશે, તેજ પોષાકમાં તે ભિખારીની પણ મુલાકાત લેશે. કોઇ પણ માણસને કે ગુપ્ત મહાત્માને તે પરાત્પર ગુરૂ તરીકે માનવા કે મનાવવા માગતો નથી. વળી તે કોઇને પણ પોતાનો શિષ્ય કહેવડાવતો નથી. પોતાને તેના શિષ્ય કહેવડાવનાર અને તેને અવતારી પુરૂષ કહેનાર લોકો પુષ્કળ છે; પણ તે પોતાને કોઇનોએ અવતાર કે ગુપ્ત શક્તિ ધરાવનાર ગુરૂ કહેવડાવતો નથી. ગાંધી પાસે કોઇ

અલૌકિક શકિત નથી અને તે હોવાનો ઢોંગ પણ કરતા નથી. તેમની પાસે દિવ્યશકિત છે એમ સમજનાર પુષ્કળ ભોળા લોકો છે; તથાપિ તે પોતે એવી સમજનો વારંવાર અત્યંત ખુલ્લી રીતે પ્રતિકાર કરે છે. મેસ્મેરિઝમ જેવી એકાદ વશીકરણ વિદ્યાની તો ગંધ પણ તેમને નથી. કોઇપણ યુકિતથી કોઇને વશ કરવાનો યત્ન તે કરતા નથી. તે અહર્નિશ પ્રવાસ કરે છે અને એકાદ વાતનો વિચાર કરવાનો હોય છે તો તે પણ મોટેથી બોલીને કરે છે. તેમને પોતાની એવી કંઇ માલમિલકત નથી. કોઇપણ પેઢીપર તેમનું ખાતું નથી. તે પૈસા વ્યાજે મૂકતા નથી તેમજ પોતાનાં પુસ્તકો વગેરેમાંથી પૈસા કમાઇને નિર્વાહ ચલાવતા નથી; તથાપિ પોતાની જરૂરીયાત માટે કોઇની પાસે હાથ પણ લંબાવતા નથી. સારાંશ, ગાંધી એ તમારા અમારા જેવાજ માનવ પ્રાણી છે. ફરક એટલોજ કે તેમની દાનત વિશેષ શુદ્ધ અને દુર્બ-ળતારહિત છે. કોઇ પણ યોગ્ય જણાતા કાર્યને તે એકનિષ્ઠાપૂર્વક પોતાનું જીવન સમર્પી દે છે. તેમના વિચાર અને આચાર ઉભય સરખાજ પવિત્ર છે. સર્વપર તેમનો સરખોજ પ્રેમ છે. તે ફક્ત દ્વેષનાજ દ્વેષ્ટા છે. ક્ષુદ્ર બુદ્ધિ અને મત્સરનો વાસ તેમના ચિત્તમાં નથી. કોઇ પણ કારણથી તે તત્ત્વભ્રષ્ટ થતા નથી અને કોઇની પણ સમક્ષ મસ્તક અવનત કરતા નથી. સાદાઈ અને સરળતા એ બેજ તેમનાં લડવાનાં શસ્ત્રો છે અને તેથીજ યૂરોપીયોને તે ગૂઢરૂપ બની બેઠા છે. જે હિંદીઓએ સર્વ યૂરોપીય તત્ત્વોને અપનાવ્યાં છે, યૂરોપીય રાજપ્રકરણ અને યૂરોપીય સંસ્કૃતિ તથા રૂઢીરિવાજની જેમને ધૂન લાગી છે; તેવા હિંદીઓને પણ ગાંધી પસંદ પડતા નથી અને તેમનાં તત્ત્વો પણ તેમને સમજાતાં નથી. તેમની દૃષ્ટિએ તો ગાંધી શુદ્ધ જંગલી માણસ છે. ' એના પગ અદ્ધર રહે છે, એ કલ્પનાના આકાશમાં ફલંગો મારે છે ' એ આક્ષેપ

સાચો પડવાનો સંભવ છે. તેમનાં નેત્રપર અર્વાચીન સુધારણાનાં ચશ્માં ચઢેલાં નથી, તેમજ તેમની બુદ્ધિપર દાંભિક તર્કશાસ્ત્રની સત્તા જામી નથી; એટલે માનવી જીવનનું વાસ્તવિક સ્વરૂપ જેવું હોય છે, તેવુંજ તેમને દેખાય છે. પોતે કદિ ભૂલ કરેજ નહિ એમ તે કહેતા નથી; તથાપિ પોતે મૂર્ખ અને પાગલ છે એમ પણ પોકારતા નથી. કોઇ પણ પ્રશ્ન વિષે બનતા વિચાર અને ઉહાપોહપૂર્વક નિશ્ચય કર્યા પછી તેનાથી તેમને ચલિત કરવાનું કામ લગભગ અશક્યજ હોય છે. તે દેવદૂત નથી; તથાપિ પોતાની સમક્ષ કંઇ નિયોજિત કાર્ય છે એ ભાવના તેમનામાં રહેલી છે અને તેને સિદ્ધિએ પહોંચાડવાનું સામર્થ્ય પણ તેમનામાં છે એવી તેમને શ્રદ્ધા છે. તે વિનીત છે; પણ વિનીતપણું એ તેમનો ધંધો નથી. તેમનો વિનય અહેતુક અને સ્વભાવજન્ય છે. હિંદુસ્થાનમાં સ્વરાજ્ય માટે આજે જે હીલચાલ ચાલે છે તેમાં પ્રમુખ સ્થાન ધરાવતા ગૃહસ્થ આવા પ્રકારના છે.

કેટલાક કહે છે કે ગાંધીને કોઇ પણ પ્રકારની રાજ્યપદ્ધતિ પ્રિય નથી; તેમને તો પિંઢારાશાહી જોઇએ છે. કેટલાક કહે છે કે તે ટૉલ્સ્ટૉય પંથવાદી છે અને કેટલાક સમજે છે કે તે નિહિલિસ્ટ છે. આ રીતે તેમના વિષે અનેકના અનેક મત છે; પણ એમાંના એકે પંથના તે નથી. તે કોઈપણ પંથને વશ નથી. તે એક સાદા સરળ હિંદુ ગૃહસ્થ છે. તેમને માતૃભૂમિનું અભિમાન છે. પ્રભુ, ધર્મ અને શ્રુતિપર તેમને વિશ્વાસ છે. ચાતુર્વર્ણ્ય સંસ્થા પણ તેમને માન્ય છે; માત્ર હાલની નાનાવિધ જાતિ, પેટાજાતિ અને પંથ, પેટાપંથ તેમને માન્ય નથી. કેવળ જાતિ તરીકે અમુક માણસ શ્રેષ્ઠ અને અમુક કનિષ્ઠ એ ભેદ પણ તેમને માન્ય નથી; તથાપિ તેમનો મત એવો છે કે, જેણે તેણે બાપદાદાના વખતથી ચાલતો આવેલો ધંધો કરવો.

તે કહે છે કે, આનુવંશિક સંસ્કારથી તે તે ધંધાની તે તે જાતિને સારી હથોટી બેઠેલી હોય છે; તેજ પ્રમાણે વર્ણ જન્મતઃ છે એ માનવા જેટલું જુનાપણું પણ તેમનામાં છે. ભિન્ન ભિન્ન ધર્માનુયાયીઓએ અથવા ભિન્ન ભિન્ન જાતિના લોકોએ એકત્ર સહભોજન કરવું નહિ તથા બેટીવ્યવહાર પણ કરવો નહિ, એવો તેમનો મત છે; તથાપિ તેમ જો કોઇ કરે તો તેને સમાજથી દૂર રાખવો એમ પણ તે કહેતા નથી. ફકત સ્પર્શથી અભડાટ થાય છે એમ પણ તે માનતા નથી અને કોઇપણ જાતિ અથવા ધર્મના મનુષ્યના હાથનું અન્ન ખાવાને તેમને વાંધો જણાતો નથી. અંધાધુંધી તેમને પ્રિય નથી. પદ્ધતિ, અધિકાર અને વ્યવસ્થાને તે પસંદ કરે છે. ‘ કંઈજ નહિ ’ એમ કહેનાર નેતિવાદી લોકોમાંના તે નથી; પણ ઉલટપક્ષે સ્વાર્થત્યાગ અને પરોપકાર એ તત્ત્વપર રચાયેલી પદ્ધતિના તે ભકત છે. હિંદીઓને અંગ્રેજ, અમેરિકન કિંવા જાપાની પ્રમાણેજ પૂર્ણ સ્વતંત્રતા હોવી જોઇએ, એ મતનું તે અટ્ટહાસ્યપૂર્વક પ્રતિપાદન કરે છે. આથી અંગ્રેજો અને તેમના ખુશામતીયાઓ તેમનો દ્વેષ કરે છે. ગોરાઓ સ્વભાવતઃજ શ્રેષ્ઠ છે અથવા અન્ય લોકોપર રાજ કરવાનો પ્રભુએ તેમને તામ્રલેખ કરી આપેલો છે, એમ તેમને લેશમાત્ર નથી લાગતું. કોઇપણ એક વર્ગનું સ્વામીત્વ અને અન્ય દાસત્વમાં રહે એવી વહેંચણીને તેઓ સ્વાભાવિક તરીકે નથી માનતા. તે યૂરોપી સંસ્કૃતિનો દ્વેષ કરતા નથી; પણ જે વ્યાપારી તત્ત્વપર તેની રચના થયેલી છે, તેનોજ માત્ર તેમને અંતઃકરણથી પાકો કંટાળો આવ્યો છે.

તેમણે શરૂ કરેલી અસહકારની હીલચાલ નેતિવાદમૂલક નથી. હમણાં અંગ્રેજો હિંદીઓની મદદથીજ રાજ્ય કરે છે. મૂળ વતનીઓનીજ સહાયથી પોતાની તિજોરી ભરવા સારૂ તે હિંદુસ્થાનમાં લૂંટ

ચલાવી રહ્યા છે અને હિંદીઓ તેમનું એ કાર્ય આપમરજીથી કરે છે, એવી મદદ મળવા ન દેવી એ અસહકારનું ધ્યેય છે. ગાંધીના નેતૃત્વ નીચે હિંદીઓ હવે નિર્ભય, દૃઢ અને સ્વાવલંબી બન્યા છે. તે પોતાનાં તત્ત્વો માટે ગમે તેવાં દુઃખ સહન કરવાની તૈયારી કરે છે અને એ સાધ્યના માર્ગમાં સહાયક તરીકે અસહકારનું શસ્ત્ર તેમણે ઘસી રાખ્યું છે. અદાલતમાં પોતાનો કોઇ પણ પ્રકારનો બચાવ નહિ કરતાં સેંકડો તો શું, પણ હજારો તેમના અનુયાયી લોકો તુરંગમાં ગયા છે. ગાંધીના માર્ગમાં છાનું છપનું કંઇજ નથી. તેમના અનુયાયીઓ પોતાને ઇષ્ટ થયેલી વાતો ભરબજારમાં મૂકે છે. સત્યનિષ્ઠા, નિર્ભયતા અને અહિંસા એ ત્રણ ગુણની ગળથૂથી ગાંધી પોતાના શિષ્યોને પાય છે. રૂશિયાના ક્રાંતિકારક પક્ષમાં અને ગાંધીના અસહકારમાં અહીંજ તફાવત છે. તે સ્પષ્ટ કહે છે કે, પોતે હિંદુસ્થાનની સાંપ્રતની રાજપદ્ધતિને ભોંયભેગી કરવા બહાર પડ્યા છે. સ્વદેશને પૂર્ણ સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરાવવાનું પોતાનું ધ્યેય તે છૂપાવી રાખતા નથી. હિંદુસ્થાને બ્રિટિશ સામ્રાજ્યના અંગ તરીકે રહેવું કે તેમાંથી બહાર નીકળવું, તે નિશ્ચિત કરવાની તેને પૂર્ણ છૂટ હોવી જોઇએ એમ તેમણે જગજાહેર કરેલું છે. આ કામમાં પરદેશીઓની મદદ તેમને નથી જોઇતી.

ગાંધીનો અસહકાર જેમ જેમ બળવાન થતો જાય છે, તેમ તેમ અધિકારીઓની દમનનીતિનું પ્રાબલ્ય પણ વધતું જાય છે. સભા બોલાવી કે તે બંધ પાડવી, વક્તાઓ અને લેખકોને કારાગારમાં પૂરી દેવા વગેરે ઠરેલા માર્ગોએ નોકરશાહી આગળ પગલું ભરતી જાય છે; તથાપિ એ દમનનીતિને ન ગણકારતાં અસહકારનાં પગલાં આગળ વધતાં જાય છે. હિંદુસ્થાન આજે અહિંસાયુક્ત ક્રાંતિ કરવા ઇચ્છે છે અને એ કાર્યમાં હિંદુસ્થાનના સ્ત્રીવર્ગની પણ સહાય છે એ વિશેષ

આનંદની વાત છે. અસહકારી સભાઓમાં સ્ત્રીઓનાં ટોળેટોળાં ખાદી પહેરીને આવે છે. પરદેશી કાપડની તુચ્છતા લોકોના ચિત્તમાં પૂર્ણ-પણે ઘર કરે, તે સારૂ પોતાનાં લાખો રૂપિયાનાં વસ્ત્રોની તેમણે હોળી કરી છે. દંડનીતિની ગંધ પણ પોતાની હીલચાલને લાગે નહિ તે માટે તેના આગેવાનો શ્રમની પરાકાષ્ઠા કરે છે. જ્યાં રકતપાત થયો છે ત્યાં વિરૂદ્ધ પક્ષની કૃતિના અતિરેકથી લોકો બેદીલ બનેલા જણાયા છે. બાલ, તરૂણ, વૃદ્ધ સર્વ તુરંગમાં જાય છે અને એમની સંખ્યા સેંકડોથી ગણી શકાય તેમ છે. પોતાનો ન્યાય કરવાની સત્તા બ્રિટિશ અદાલતને નથી એમ ચોકખું સંભળાવી એ લોકો તુરંગ તરફ સીધાવે છે. જીવનપર્યંત કાયદાનો ભંગ કરવાની પ્રતિજ્ઞા લેવા હજારો માણસ તૈયાર છે; પરંતુ પોતાની હીલચાલને દંડનીતિની ગંધ ન લાગે તેની સાવચેતી ખાતર નેતાએ અદ્યાપિ એ હીલચાલને પ્રોત્સાહન આપ્યું નથી. એવા મંડળમાંના કોઇને પણ પોલીસ પકડે છે, તો જામીન નહિ આપતાં તે સીધો ચોકીનો રસ્તો લે છે. પોતે બ્રિટિશ સરકારની સત્તા માનતો નથી અને સરકારી ન્યાયપર પોતાને વિશ્વાસ નથી, એ વિચારનો તે આ રીતે પ્રચાર કરે છે. કેટલીક વખત એમાંના કેટલાક સમતોલપણું ખોઇ બેસી પોલીસપર તૂટી પડયાના દાખલા પણ વચ્ચે વચ્ચે બને છે. ગાંધી એવા લોકોને કદિ પણ પંપાળતા નથી. એ લોકો તત્વભ્રષ્ટ થયા છે એમ ખુલ્લી રીતે જાહેર કરી તેમને એ પાતકનું પ્રાયશ્ચિત કરવા કહે છે. મલબાર પ્રાંતમાં માત્ર વિચિત્ર ઘટના બની. ખેડુતોના સામાન્ય આપ્તેષ્ટનાં દુઃખ અને રાજકીય અસંતોષનું મિશ્રણ થયું અને તેમાં પાછો ધર્મઘેલછાનો ઉમેરો થયો; એટલે ત્યાં બળવાનો અગ્નિ ફાટી નીકળે તેમાં નવાઈ નથી. આ બળવાથી ગાંધીને અત્યંત દુઃખ થયું; પણ હિંદુસ્થાન જેવા વિશાળ

ખંડમાં મલબાર એ એક તદ્દન ક્ષુદ્ર સ્થળ છે એમ કહેવાને હરકત નથી. અહીં મોપલાની વસ્તી બહુ બહુ તો વીશ લાખની હશે અને એમાંના થોડાઓએ શસ્ત્ર ધારણ કર્યાં. બાકીનો મોટો ભાગ તો પૂર્ણ શાંતિથી વર્તે છે. ગાંધીને જો મલબારમાં જવાની પરવાનગી મળી હોત તો મોપલાઓને તેમણે શાંત કર્યા હોત; પણ અમારી 'દયાળુ' સરકારને એ વાત પસંદ ન પડી. હિંદુ મુસલમાનમાં દ્વૈતભાવ વિકસાવવામાં ઉપયોગી એવી આ સોના જેવી સંધિ આપોઆપ આવી એટલે તેને તે એળે કેમ જવા દે? અર્થાત્ સરકારને એ બાબતમાં ગાંધીનો ઉપયોગ અયુક્ત જણાયો હોય તો તેમાં નવાઇ નથી.

અસહકારનો કાર્યક્રમ આ પ્રમાણે છેઃ-(૧) સરકારી પદવીઓ, અન્ય માનનીય વસ્તુ અને જગ્યાઓનો ત્યાગ; (૨) મદ્યપાનનિષેધ; (૩) છોકરા અને છોકરીઓને સરકારી શાળાઓમાંથી ઉઠાડી લેવાં, વર્તમાન શિક્ષણપદ્ધતિના કારણે પરકીય સત્તા નીચે ગુલામીમાં સડયા કરવામાં સારા સારા હિંદીઓને શરમ આવતી નથી, આ પદ્ધતિના ઝેરી ડંખનું તેમને ભાન થતું નથી, તેજ પ્રમાણે કામદારવર્ગનું રક્ત શોષી પરાન્નપુષ્ટ થવામાં તેમને લાજ જણાતી નથી, માટે એ શિક્ષણ પદ્ધતિનો ઉચ્છેદ કરવો; (૪) અંગ્રેજી અને અન્ય યૂરોપી સાહિત્યનો અભ્યાસ ગૌણ સમજવામાં આવે તેવી શાળાઓ ઉઘાડવી, હિંદુસ્થાનની ચાલુ ભાષાને આદ્ય સ્થાન આપવું અને તે સાથેજ હાથકારીગીરીના ધંધાનું શિક્ષણ આપવું; (૫) અંગ્રેજી પદ્ધતિનો ન્યાય, અદાલતો અને વકીલાતનો બહિષ્કાર કરવો; (૬) પરદેશી કાપડનો ત્યાગ અને સ્વદેશીનો સ્વીકાર; (૭) સરકારી નોકરીથી હિંદીઓને વિમુખ કરવા, તેજ પ્રમાણે બ્રિટિશ સૈન્ય અને પોલીસની નોકરીમાંથી પણ તેમને પાછા ખેંચવા; (૮) કર ન આપવો.

આ કાર્યક્રમ કામચલાઉ તરીકે મુકરર કરવામાં આવ્યો છે. એ સર્વાંગે સંપૂર્ણ છે એમ કંઇ નથી અને તે આખો આજેજ અમલમાં મૂકવાનો છે એમ પણ નથી. ગાંધી અને તેમના સહકારીઓએ ફક્ત બારજ મહિના આ ક્રમને અનુસરી કાર્ય કર્યું અને એટલા અલ્પ કાળમાં પણ આશ્ચર્યકારક સફળતા મેળવી. ઘણાઓએ અદ્યાપિ પદવી અને માનનીય જગ્યાઓનો ત્યાગ કર્યો નથી એ ખરૂં છે, અને તેજ પ્રમાણે પોતાનો ધંધો છોડનારા વકીલ પણ તદ્દન થોડા છે એ પણ ખરૂં છે. વિદ્યાર્થીઓ વિષે જોતાં કલકત્તા મહાવિદ્યાલયના ઉપાધ્યક્ષે કહેલી હકીકત લક્ષમાં લેવા જેવી છે. કૉલેજના તેવીસ અને શાળાઓના સત્તાવીસ ટકા વિદ્યાર્થી બહાર રહ્યા. પરીક્ષાના ફી રૂપે આવતા ઉત્પન્નમાં મોટો ખાડો પડયો. પરદેશી કાપડના બહિષ્કાર ઘણી સારી રીતે પ્રસરવા થયો. લેંકેશાયરને અસર થયાનાં ચિહ્ન આજેજ દૃષ્ટિએ પડવા લાગ્યા છે. હવે હિંદના બજારમાંથી પરદેશી કાપડ પચીસ ટકાથી પણ ઓછું ઉપડે છે. ગાંધીને કેટલાક શ્રીમંત વ્યાપારીઓનો પણ ટેકો છે, એ વાત તિલકસ્વરાજ્યફંડ વખતે ચોકખી જણાઇ આવી છે. આ ફંડને અપૂર્વ યશ મળ્યા અને ત્રણ માહિનાથી પણ ઓછી મુદતમાં એક કરોડ ઉપર રકમ એકઠી થઇ. આ ત્રણ મહિનામાં ગાંધીએ કૉંગ્રેસના બંધારણને પૂર્ણ સ્વરૂપ પ્રાપ્ત કરી આપ્યું. તેના સભાસદોની સંખ્યા હવે આશરે એક કરોડ જેટલી છે. એજ ત્રણ મહિનામાં પચીસ લાખ રેટીઆ ફરતા કરવાની ગાંધીએ દેશબંધુઓ પાસે માગણી કરી હતી; તે પણ હિંદીઓએ પુરી કરી. ગાંધીને મળેલા યશનાં આ પ્રત્યક્ષ ઉદાહરણ છે; તથાપિ તેમણે કરેલું મોટું કાર્ય એથી ભિન્ન સ્વરૂપનું છે. આખા રાષ્ટ્રમાં સ્વાતંત્ર્યની ઇચ્છા ઉત્પન્ન કરી અને તે સાથેજ અહિંસાનો માર્ગ સ્થાપિત કરાવ્યો, એજ તેમનું

મોટું કાર્ય છે. રૂશિયાના ક્રાંતિકારક પક્ષના નેતાઓ અને ગાંધીની તાલીમથી તૈયાર થયેલા હિંદુસ્થાનના નેતાઓ વચ્ચે જે ફરક છે તે અહીંજ છે. ગાંધીપક્ષ કોઇપણ કાર્ય ચોરી છુપીથી કરતો નથી. તેમાં ગુપ્ત મંડળો, ગુપ્ત સ્થાનો અને ગુપ્ત કૃત્યોનું નામ પણ નથી. હિંદુસ્થાનમાં અથવા હિંદુસ્થાન બહાર તે અને તેમના સહાયકો પોતપોતાનાં કામ ધોળે દિવસે છડે ચોક કરે છે. તેઓ સ્પષ્ટપણે કહે છે કે, વર્તમાન રાજકીય પદ્ધતિનો સમૂળ ઉચ્છેદ કરવો એ અમારૂં કાર્ય છે. બ્રિટિશ સામ્રાજ્યમાં રહેવું કે તેની બહાર રહેવું, એ ઠરાવવાનો હક્ક આખા દેશનો છે, અને તે તેને મેળવી આપવા માટેજ અમારો પ્રયત્ન છે; એ વાત તે ખુલ્લી રીતે કહી સંભળાવે છે.

કેટલાક પોતાને ઉચ્ચ અને માનનીય સમજનાર લોકો નોકરશાહીના પક્ષમાં રહી ગાંધીની હીલચાલ વિરૂદ્ધ ખટપટ કરે છે એ વાત ખરી છે; કેમકે તેમને ભય રહે છે કે, જો ગાંધીની હીલચાલ યશસ્વી બને તો પોતાની સર્વ મોટાઇ અને શ્રીમંતાઇનો નાશ થાય. નોકરશાહીએ પણ પોતાના લૂંટના કારભારમાં કંઇક ભાગીદાર બનાવી તેમને બગલમાં રાખ્યા છે. લોકોને લૂંટીને ખિસ્સાં તર કરવાનો હક્ક કેવળ મુડીશાહીનેજ મળ્યો છે એમ કંઇ નથી. તેમાં સામ્રાજ્યશાહી પણ ભાગીદાર છે. દોઢસો વર્ષથી પુષ્કળ આગેવાનો અને સભાઓ સુધારણા માટે પોકાર કરતાં હતાં; પણ સરકારે તેને લક્ષમાં ન લીધું. આરંભમાં તો એ વર્ગને સ્વરાજ્યની આકાંક્ષાજ નહતી. તેમનું તો એટલુંજ કહેવું હતું કે, મોટી મોટી જગ્યાઓમાંથી થોડીક વધારે જગ્યાઓ અમને મળવી જોઇએ; અને જે શિક્ષણ અપાય છે તે વધારે લોકોને અપાવું જોઇએ. પછી ઇ. સ. ૧૯૦૫ માં એ સમય બદલાયો અને સ્વરાજ્યનો વાવટો ઉભો કરનાર એક પક્ષ નિર્માણ થયો. એજ

વખતે સરકાર અને તેના બગલબોરોને સમજાયું કે, આપણા દિવસો ભરાઇ ચૂક્યા. પંડિત મોર્લીએ 'વિનીતોને બગલમાં રાખો' ની બૂમ પાડી અને એ બહાદૂર રાજકારણી પુરૂષે એજ દિશાએ વિનીતોના મુખપર થોડા ટુકડા ફેંકયા. વિનીતોએ પણ આભારપૂર્વક એ ટુકડા છેડે બાંધ્યા, સરકારનાં સ્તુતિગાન કરવા માંડયાં અને નોકરશાહી સાથે એકમત થઇ સ્વરાજ્ય પક્ષને તોડી પાડવાનું બીડું ઉંચકયું. સરકારે એક બાજુએ દમનનીતિનું અવલંબન કરવું અને વિનીતોએ લેખો તથા ભાષણોદ્વારા લોકમતની દિશા બદલવી, એ રીતે કામની વહેંચણી થઇ.

આ વાતને થોડો વખત થયો તેટલામાં યૂરોપમાં મહાયુદ્ધ શરૂ થયું. મોર્લીના શિષ્યમંડળે તથા હિંદુસ્થાનના દેશી રાજાઓએ બ્રિટિશોની બાજુ ઉંચકી, બ્રિટિશોના વિજય સાથે હિંદુસ્થાનને સ્વતંત્રતા મળશે એવો ભાસ ઉપસ્થિત કરાવ્યો. હિંદુસ્થાનનું લોહી ચૂસાઇ ગયું અને તે ધોળી પૂણી જેવું બન્યું. પ્રાણ, ધન અને બીજા સાહિત્યોના ડુંગરોના ડુંગર જુદાં જુદાં યુદ્ધ ક્ષેત્રોમાં જઇ પડયા. લાખો માણસ રોગ અને દુષ્કાળનાં ભોગ થઈ પડવા છતાં હિંદે પાછો પગ ન મૂકયો. એકલા ઇન્ફ્લ્યૂન્ઝાએ કેવળ છજ મહિનામાં સાઠ લાખનો ભોગ લીધો. છેવટે બ્રિટિશોને યુદ્ધમાં વિજય મળ્યો અને તેની પાછળ પાછળજ હિંદુસ્થાનની સ્વતંત્રતા ઉપર રૌલેટ કાયદાના રૂપમાં ગદાપ્રહાર થયો. યુદ્ધ દરમીયાન જે ગાંધી સરકાર માટે સૈન્યભરતીનું કામ કરતા હતા, તેજ ગાંધીને આ બનાવે હૃદયપલટો કરાવ્યો અને તેમણે અસહકાર પોકાર્યો. સાદી રહેણી, દીન વત્સલતા અને નિર્ભયતા જેવા સદ્ગુણોથી એ વખતે પણ લોકોપર તેમની સારી છાપ બેઠેલી હતી.

નોકરશાહીએ દમનનીતિનો સારી રીતે આરંભ કર્યો; પણ સરકારના એ હુકમોને નહિ સ્વીકારતાં ગાંધીના અનુયાયીઓએ પોતાની હીલચાલ જોરીને તેવી ચાલુ રાખી. સ્વરાજ્ય હીલચાલનાં મૂળ હવે ઘણે ઉંડે ગયાં છે અને તેનો ઉચ્છેદ કરવાની સરકારમાં જે શક્તિ હોઇ શકે તેના કરતાં પણ તે હવે આગળ પહોંચી ચુકયાં છે; તેજ પ્રમાણે સરકારની બગલમાં રહેતા 'સભ્ય' ગૃહસ્થો પણ ગમે તેટલી ધમપછાડ કરવા છતાંએ આ હીલચાલને ઉથલાવી શકશે નહિ. સરકાર ગમે તેટલું દમન ચલાવશે પણ આ હીલચાલ હવે દબાવી શકય નથી. અંગ્રેજ લોકોનાં સંસ્થાનોના જેવું સ્વરાજ્ય જો આજેજ લોકોને આપવામાં આવે, તો એ તોડજોડને ગાંધીપક્ષનો મોટો ભાગ સ્વીકારવા તૈયાર થાય તેવો સંભવ છે; પણ એ વાત હવે જો દૂર ધકેલાશે તો લોકમત અધિકાધિક ક્ષુબ્ધ થશે, એ પક્ષને વિલક્ષણ વજન પ્રાપ્ત થશે અને પૂર્ણ સ્વતંત્રતા સિવાય અન્ય કોઇપણ વાતથી હિંદ સંતુષ્ટ નહિ થાય.





# २१–धर्मरक्षण माटे कारावास.

( ચૅલેંજ—લંડન. )

'ગાંધીને હિંદી સરકારે પકડ્યા' એ બાતમીથી અમારા દિલને સખત ધક્કો લાગ્યો. હમણાં હમણાં પુષ્કળ વિચિત્ર ઘટના બનવા લાગી છે; પરંતુ તેમાં આટલી ઉદ્વેગજનક બીજી એક પણ ઘટના બની નથી. અંગ્રેજોનો હિંદુસ્થાન સાથે કેવા પ્રકારનો સંબંધ હોવો જોઇએ અને કેવા પ્રકારના સંબંધથી અંગ્રેજોનો ધાર્મિક જીવનક્રમ અધિક સારો બનાવી શકાય, એનો થોડો પણ વિચાર કરનાર કોઇ પણ અંગ્રેજને આ બાતમી અકળાવ્યા સિવાય નહિ રહે. રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે કેવો સંબંધ હોવો જોઇએ અને વિશેષતઃ અંગ્રેજ રાષ્ટ્ર અન્ય રાષ્ટ્રો સાથે કઇ પદ્ધતિએ ચાલે છે, તેનું યોગ્ય અનુમાન આયર્લાંડ અને હિંદ સાથે ચલાવાતી વર્તણુકપરથી કરવામાં આવે છે. એ દેશો સાથે આપણે જે ધોરણનું વર્તન કરાવ્યું છે, તેમાં આપણી મનઃપૂર્વકતા કેટલી છે, એ વિષે અનેક લોક આપણને અતિ ચમત્કારિક પ્રશ્ન પૂછવા લાગ્યા. એ પ્રશ્નો તરફ દુર્લક્ષ કરવાથી ચાલે તેમ નહતું. એ પ્રશ્ન પૂછનાર કેવળ આયરિશ કે હિંદીઓજ હતા એમ કંઇ નહતું; તેજ પ્રમાણે અંગ્રેજી સામ્રાજ્યપર અહર્નિશ તૂટી પડનાર કેવળ પરકીય લોકો એવા પ્રશ્ન કરતા એમ પણ નહતું. જગતમાં

કંઇ પણ અપૂર્વ કાર્ય કરવું એ ઇંગ્લાંડનું કર્તવ્ય છે, એવી સદ્ભાવના રાખનાર અનેક મનુષ્યો એ પ્રશ્ન પૂછવા લાગ્યા હતા. વિશેષતઃ હિંદુસ્થાનમાં ઈંગ્લાંડને થઇ પડેલી આજની ગુંચવણ આયરિશ ગુંચવણ કરતાં બહુજ વધારે વિચિત્ર સ્વરૂપની છે. એમાં વિશેષતઃ આપણાં નીતિતત્ત્વોને આવ્હાન થયેલું છે. આજે હિંદુસ્થાન આપણને પૂછી રહ્યું છે કે, 'તમારી નીતિ કયા દરજ્જાની છે?' હિંદના રાષ્ટ્રીય પક્ષના નેતાના અત્યંત ઉદાત્ત અને ધર્મમય આચરણના કારણે એ પ્રશ્નને આજે બહુજ ઉગ્ર રૂપ પ્રાપ્ત થયું છે.

ખિલાફતની ચળવળ અને મુસલમાનોને આપેલાં વચન પણ એ વાત આગળ ધીકાં પડયાં છે. યુદ્ધમાં ઉત્પન્ન થયેલી ચિંતાજનક પરિસ્થિતિ વખતે નહિ આપવા જેવાં વચન આપણે આપી ચુકયા. હિંદુસ્થાનના મુસલમાનોની સહાય મેળવવાની જરૂર પડી તેટલા ખાતર યૂરોપમાં તુર્કી સત્તા જાળવી રાખવાનું અભિવચન આપવાને આપણને કંઈ પ્રયોજન નહતું; તેજ પ્રમાણે ઇસ્લામીઓને પવિત્ર લાગતાં સ્થળોપર તુર્કસત્તા કાયમ રહેશે એમ પણ કહેવાને કારણ નહતું; પણ રાજકારણની જાળમાં ફસાઇ આપણે એ ભૂલ કરી અને હવે જણાઇ આવ્યું કે, એ વચન પૂર્ણ કરવાની શક્તિ આપણામાં નથી. આ પ્રશ્નનો કેવી રીતે નીકાલ કરવો? એ ગુંચવણમાંથી કેવી રીતે છૂટવું? વચન પાળવું કે તેનો ભંગ કરવો એ બેમાં અધિક નૈતિક કૃત્ય શું? એ વગેરે પ્રશ્નો આજે આપણા હૃદયની પરીક્ષા કરે છે. આ સંબંધમાં આપણી મોટી ભૂલ થઇ છે. આપણી કૃતિનું ભળતુ જ પરિણામ આવ્યું અને તે હવે આપણી સમક્ષ ઉભું રહ્યું છે. અમોને તો લાગે છે કે, આપણને અઠીક લાગતું હોય તોપણ વચનનું ઉલ્લંધન ન કરવું એજ અધિક શ્રેયસ્કર છે.

ગાંધીએ આપણા સમક્ષ ઉપસ્થિત કરેલો પ્રશ્ન અધિક સાદા સ્વરૂપનો છે; તેમાં રાજકીય અથવા આંતરરાષ્ટ્રીય પંચાત નથી. જેઓને ગાંધીનો પરિચય થયો છે તેઓ તેમના સાધુત્વની એકમતે સાક્ષી આપે છે.

**પાશવી શક્તિપર અંતે અવશ્ય ચૈતન્યશક્તિનો વિજય થશે,** એ એકજ તત્ત્વપર ગાંધીએ પોતાની આખી હીલચાલની રચના કરી છે. ગાંધીની હીલચાલપર આક્ષેપ કરવો હોય તો એકજ બાબત વિષે થઈ શકશે. બહુ બહુ તો એટલુંજ કહી શકાય કે, માનવસમાજની વર્તમાન સ્થિતિમાં ગાંધીનું તત્ત્વ અવ્યવહારૂ છે; એથી વિશેષ ખરાબ ટીકા તેમનો કટ્ટો નિંદક પણ નહિ કરી શકે. ખ્રિસ્તે કહ્યું હતું કે, 'મારૂં રાજ્ય આ જગતમાં નથી.' એ લોકોને ભમાવે છે એવો આરોપ પણ ખ્રિસ્તપર થયો હતો. એ ચળવળીયો છે માટે એને તુરંગમાં નાખવાની આવશ્યકતા છે, એવી ભાષા ખ્રિસ્તના વખતમાં પણ પ્રચારમાં હતી. સર્વ લોકના કલ્યાણ માટે એકનું બલિદાન આપવું તે સારૂં છે, એ તત્ત્વ તેમના વખતે પણ આગળ આવ્યું હતું. ગાંધીના કારાગૃહવાસની ખબર સાંભળી જુના કાળની એ સર્વ વાતોનું અમોને સ્મરણ થયું. અમોને જણાયું કે, દીર્ઘ કાળ પછી એજ વાત પુનઃ આજે બને છે. સરકારની કૃતિનું સમર્થન કરવા ઇચ્છતાં વર્તમાનપત્રો ઉપલા પ્રકારના ઉદ્ગાર કાઢે છે. ખ્રિસ્તનો ન્યાય કરનાર ન્યાયાધીશ પાયલેટ અથવા કૅલેફાસની કૃતિનું સમર્થન હાલનાં વર્તમાનપત્રોનાજ શબ્દોથી તે કાળે સુદ્ધાં કોઇ પણ કરી શક્યો હોત; પરંતુ મહાત્માજીનું ચારિત્ર્ય-વર્ણન જે લોકો તરફથી સાંભળ્યું કે વાંચ્યું છે, તે પરથી અમને એમ કહેવાને લેશમાત્ર હરકત જણાતી નથી કે, એ વર્તમાનપત્રોના સર્વ લેખો મુદ્દા બહાર

છે અને બિલકુલ લાગુ પડતા નથી. મહાત્માજીના ખટલાનો નિર્ણય સાંભળી ખરેખર અમારા ચિત્તને સજ્જડ ધક્કો લાગ્યો. એ ધક્કા કરતા પણ અધિક શોચનીય પ્રકાર કહીએ તો તે એ છે કે, જે રાજ્યશાસનપદ્ધતિએ આ ઘટના ઘડી છે, તે આખી પદ્ધતિજ ખ્રિસ્તી ધર્મથી દૂર છે એમ સિદ્ધ થયું. મહાત્માજીને તુરંગવાસ મળ્યો તે કોઈ એકજ વ્યક્તિની વિકૃત મનઃસ્થિતિનું પરિણામ નથી, તે માટે કોઇ એકજ વ્યક્તિને દોષિત ઠરાવી શકાય તેમ નથી, એ વાત અમને અત્યંત વિષાદકારક લાગી. હિંદુસ્થાનની રાજશાસનપદ્ધતિ કેટલી ધર્મવિમુખ છે, તે આજે આ એકજ નિર્ણયથી જગતના બજારમાં સ્પષ્ટ કરવામાં આવ્યું. એમા કોઇ પણ એકજ વ્યક્તિનો દોષ નથી, એ વાત અમને માન્ય છે. આજસુધીમાં આપણે નિશ્ચિત કરેલો માર્ગ અને એક અત્યંત સાધુપુરૂષનો પવિત્ર માર્ગ પરસ્પર વિસંગત છે એટલી વાત માત્ર આજે સિદ્ધ થઇ છે. ગાંધીનો ન્યાય આપણે કર્યો ખરો; પણ તેમ કરવામાં તો ઉલટા આપણે પોતેજ દોષિત ઠર્યા છીએ.

હવે આપણાપર આવતા દોષારોપમાંથી મુક્ત થવાનો એકજ માર્ગ આપણા માટે ખુલ્લો છે. ગાંધીનો હેતુ શુદ્ધ છે, તેમની દાનત ઉચ્ચ પ્રકારની છે અને તેમના માર્ગમાં દંડનીતિને સ્થાન નથી; એ સર્વ વાતો સ્વીકારીએ તોપણ તેમનું ધ્યેય ભૂલભર્યું છે અને તેથીજ તેમને શિક્ષા થવી યોગ્ય છે; એટલુંજ નહિ પણ તે અનિવાર્ય પણ છે એમ કહી શકાશે. ગાંધીની વિરૂદ્ધમાં આપણે એકાદ પક્ષ સ્વીકારવો હોય તો આપણે આ પક્ષનો સ્વીકાર કરીએ; પણ તેમ કરવામાં આપણે આપણી કૃતિનું પરીક્ષણ કરવું જોઇએ. ગાંધીની હીલચાલ કેમ ઉત્પન્ન થઈ એ વાતના ઇતિહાસનું આપણે સારૂ હિંસે અવલોકન કરવું જોઇએ. વળી તે આટલી પકવ દશા પર્યંત કેમ

આવી પહોંચી તેનો વિચાર પણ ખુલ્લા મને કરવાની આવશ્યક્તા છે.

આ હીલચાલનો ટુંકો ઇતિહાસ આ પ્રમાણે છે. હિંદુસ્થાનના અસંતોષનાં કારણો દૂર કરવા કેટલાંક વર્ષોથી ગાંધી પ્રયત્ન કરી રહ્યા હતા. હિંદના રાજશાસનમાં પુષ્કળ ખામીઓ છે એ વાત સર્વમાન્ય છે. એ ખામીઓ દૂર કરી હિંદ અને ઇંગ્લાંડ વચ્ચે સુસંબંધ સ્થાપવા ગાંધી યત્ન કરતા હતા. યુદ્ધ ચાલતું હતું તે દરમીયાન પણ તેમણે પોતાના આ હેતુને દૃષ્ટિ બહાર જવા દીધો નથી. આ પ્રસંગે પુષ્કળ સ્વાર્થત્યાગ કરી તથા પોતાનો લાગવગ વાપરી યુદ્ધમાં તેમણે પુષ્કળ કામ બજાવ્યું. ઘાયલોની સારવાર પણ તેમણે શુદ્ધ દિલથી કરી. તેમને આશા હતી કે એ રીતથી બે રાષ્ટ્ર વચ્ચે સદ્‌ભાવ ઉત્પન્ન થશે અને તેથી હિંદીઓને જોઇએ તેવા રાજકીય હક્ક પ્રાપ્ત થશે. હિંદમાં વિદ્વાન અને સુસંસ્કૃત રાજકીય નેતાઓ આજસુધી જે દિશાએ કામ કરતા આવ્યા છે, તેમાં અને ગાંધીના માર્ગમાં અહીં સુધી કંઇ તફાવત નહતો. જુના રાજકીય આગેવાનોનો હેતુ પણ બે રાષ્ટ્ર વચ્ચે સુસંબંધ સ્થાપવાનો હતો અને ગાંધી પણ એજ દિશાએ કામ કરતા હતા; પણ યુદ્ધના અંત પછી ગાંધીને વારંવાર જણાવા લાગ્યું કે, ઈંગ્લાંડ હિંદે કરેલા ઉપકારને વિસ્મૃતિના પડદા પાછળ મૂકતું જાય છે. તેમના મનને લાગ્યું કે, પોતાની જવાબદારી ઉડાવવાને ઈંગ્લાંડ આનાકાની કરે છે. એમાંના કેટલાક મુદ્દા તો સ્પષ્ટ સ્વરૂપના હતા. રૌલેટ કાયદો, પંજાબનો અત્યાચાર અને તુર્ક સુલેહ એ ત્રણ બાબત એવા સ્વરૂપની હતી કે, તે દૂર રહેવી શક્ય નહતી; તેજ પ્રમાણે સૂતર અને અન્ય ધંધામાં હિંદની થતી લૂંટ અને પગલે પગલે અનુભવાતો વર્ણમૂલક પક્ષપાત, એ બે વાતો પણ સ્પષ્ટપણે દેખાવા લાગી. સાંપ્રતના મુડીશાહી યુગમાં જગત કેટલું ત્રાહ ત્રાહ થઇ રહ્યું છે.

અને આખી યૂરોપી સંસ્કૃતિ કેવી નિષ્ફળ નીવડી છે, તે પણ ગાંધી ચોકખે ચોકખી રીતે જોઇ શકયા. આવા અનેક પ્રકારના કારણે તેમના ચિત્તમાં અત્યંત ઉદ્વેગ થયો અને એકંદર વિચાર કરતાં તેમને જણાયું કે, હિંદ અને ઈંગ્લાંડ વચ્ચે બંધુભાવ ઉત્પન્ન કરવાનો હેતુ બાજુએ મૂકવો જોઇએ. તેમની બુદ્ધિનો નિશ્ચય થયો કે, હિંદ ધર્મ-ભાવનાનો દેશ છે. ધર્મસિદ્ધાંતનું રક્ષણ એ તેનો જીવનહેતુ છે અને એ મૂળ હેતુનું રક્ષણ કરવું હોય તો પાશ્ચિમાત્ય સંસ્કૃતિના લાભને દૂર કરી તેની સાથે પૂર્ણ ઘટસ્ફોટ કરવા તત્પર થયા સિવાયનો હિંદ માટે અન્ય એકે તારક ઉપાય નથી. આ સાધના માટે કોઇ પણ પ્રકારની દંડનીતિનો ઉપયોગ નહિ કરવો એમ તેમણે ઠરાવ્યું. પોતાના અનુયાયીઓને તેમની સખત આજ્ઞા છે કે, કોઇએ પણ એ નીતિનું અવલંબન લેવું નહિ. તેમણે શાંતિયુક્ત અસહકારની ઘોષણા કરી. આખી પાશ્ચિમાત્ય સંસ્કૃતિને ' નેતિ નેતિ ' કહી દૂર કરી. હિંદે પોતાને ઇચ્છિત સ્થિતિ નિર્માણ કરવી, એજ ગાંધીનો અસહકાર. પાશ્ચિમાત્ય દૃષ્ટિએ એને સંન્યાસયોગ કહી શકાશે. જગતની દુષ્ટતાનો ચેપ લાગે નહિ તે માટે એકાદ માણસ જેમ વૈરાગ્ય લઇ જગતનો સંબંધ ત્યજી અરણ્યવાસી થાય છે તેવુંજ આ છે. જગતની વર્તમાન સ્થિતિ જોઇશું તો રાષ્ટ્રોનાં રાષ્ટ્રો ગમે તેવી નીતિવિમુખ વાતો કરવાને પ્રવૃત્ત થાય છે. એ વસ્તુસ્થિતિનું અવલોકન કરનાર એકદમ એમ કહેવાની ધૃષ્ટતા નહિ કરી શકે કે, ગાંધીનો અસહકાર ત્યાજ્ય છે. હા, જેમની દૃષ્ટિ કેવળ છીછરી હશે અને સંસારની જાળમાં જેમનાં જીવન પક્કાં ગુંચવાઇ ગયાં હશે, તેવા મોજી શોખી લોકોને માત્ર આ માર્ગ સર્વથા ત્યાજ્ય લાગશે એ ખરૂં છે. સાંપ્રતનું પશ્ચિમ જગત એટલું ભયંકર સ્થિતિએ આવી લાગ્યું છે કે, તેની સાથે કોઇ પણ

પ્રકારનો સંસર્ગ ખરેખર અનર્થમૂલક થઇ પડે. ગાંધીનો દૃઢ નિશ્ચય થયેલો છે કે, એવા દેશ સાથે બંધુત્વ સ્થાપવા ખાતર પોતાનાં તત્વોને અલ્પાંશે પણ શિથિલ કરવાં તે અંતે હાનિકારક છે; આથી તેમને પશ્ચિમની સંસ્કૃતિનો સંબંધ તદ્દન તોડી નાખ્યા સિવાય સંરક્ષણનો અન્ય માર્ગ દેખાતો નથી, અને તેથી તેઓ પોતાના અનુયાયીઓને કહે છે કે એની સિદ્ધિ માટે અન્યનાં પાપ વ્હોરી લઇ સ્વતઃનું બલિદાન આપો. તેઓ ઇચ્છે છે કે સ્વધર્મના રક્ષણાર્થે હિંદ આવી રીતે પ્રાણ ત્યાગ કરે. ગાંધી હવે કારાગૃહમાં છે અને એ રીતે ધર્મરક્ષણાર્થે બલિદાન આપવાને કોણ તત્પર છે તે જણાવવાનું સર્વ ધર્મપરાયણોને આવ્હાન કરવામાં આવ્યું છે.





# ૨૨-શાંતિનો પ્રણેતા.

(નેશન—ન્યૂયૉર્ક, અમેરિકા.)

ગાંધી કારાગૃહમાં ગયા. સંત અને અલાકિક પુરૂષોથી છેડા છોડાવવાની એ રીત પ્રાચીનકાળથી ચાલી આવી છે. ગત કાલની રાજસંસ્થાનો એજ માર્ગ ઠરેલો હતો અને તેજ માર્ગ આ કાળમાં પણ ચાલુ છે. પ્રચંડ ભાંગફોડના સમયે અરધાપરધા અને વિલંબે અપાયેલા રાજકીય હકનો છેવટે કેવો નીકાલ થાય છે, તેનું સ્પષ્ટીકરણ આજે ફરીથી એકવાર થયું છે. કંઇક જુલમ અને કંઇક હક એવી પદ્ધતિનો મિશ્ર રાજ્યકારભાર અંતે નિષ્ફળજ નીવડે છે. આવી રીતે કારભાર ચલાવવામાં રાજ્યકર્ત્તાનો એકજ હેતુ હોય છે. ભેદ પડાવીને સત્તા ચલાવવી એજ તેમની ઇચ્છા હોય છે. મૉંટેગ્યુ અને રીડીંગ બન્ને ઉદારમતવાદી છે, એ વાત ખરી. ગાંધીને કેદ કરવામાં તેમણે જે ઢીલ કરી તેને માટે જરીપુરાણી નોકરશાહીનો પિત્તો ઉછળી આવ્યો. હિંદમાં લોકનિયુક્ત રાજ્યપદ્ધતિ શરૂ કરવાના અંતિમ હેતુથી રાજશાસનમાં તેમણે કરેલી સુધારણાને લીધે આ નોકરશાહી પ્રથમથીજ ભડકી ઉઠી હતી અને તેમાં આ ઢીલ જોઇ એટલે અગ્નિમાં ઘૃતજ પડ્યું. થયેલા સુધારાથી હિંદીઓ સંતુષ્ટ તો થયા હતાજ નહિ; એટલે સુધારેલી રાજ્યપદ્ધતિને મજબૂત કરવા માટે તેમણે યુવરાજને હિંદમાં લાવવાની વાત કરી. એ સુસ્વભાવી

રાજકુમારનું ઉત્તમ પ્રકારે સ્વાગત થાય તે સારૂ એકલા કલકત્તામાંજ ૫૨૦૯ માણસને તુરંગનું દર્શન કરાવવાની તેમને આવશ્યકતા જણાઇ ! દિનપ્રતિદિન દડપશાહી વૃદ્ધિ પામતી ગઇ અને કાયદેસર દડપશાહી સાથે બેકાયદેસર દુષ્ટપણું પણ ઉભરાતું ચાલ્યું. હજારો આગેવાનોને કેદખાનામાં પુરવા છતાં પણ નોકરશાહીની સર્વ મહેનત નકામી ગઇ; એથી અસંતોષ ઓછો થવાને બદલે ઉલટો અધિકજ ઉછળ્યો. છેવટે મુસલમાનોની માગણીનો એક ખરિતો હિંદુસ્થાન સરકાર તરફથી આવ્યો. મુસલમાનોએ તુર્ક સામ્રાજ્યને પૂર્વવત્ સ્થાપવાની માગણી કરી હતી.

આ ખરિતો પ્રસિદ્ધ થતાંજ મૉંટેગ્યુને હિંદી રાજકારભારનાં સૂત્રો છોડવાની ફરજ પડી. ઇંગ્લાંડના રાજકીય વાતાવરણમાં વાદળો ઘેરાયાં અને હિંદુસ્થાનમાં ગાંધીને અટક થઇ. આ સર્વ વાતપરથી હવે પછી હિંદનો કારભાર કેવા રીતે ચાલવાનો છે તેની દિશા નિશ્ચિત થઇ છે. હવે પછી હિંદમાં વજમુઠીનું પ્રાબલ્ય રહેવાનું છે. મુસલમાનોની માગણી અથવા બ્રિટિશ સામ્રાજ્યની વર્તમાન સ્થિતિની વાત બાજુ રાખી હમણાં તો એટલુંજ જોવાનું છે કે, હિંદની સદ્યઃપરિસ્થિતિ કેવી છે ? હિંદનો રાષ્ટ્રીય પક્ષ હાલમાં કેટલા વિસ્તૃત પ્રમાણમાં ફેલાયો છે, તેનો નિર્ણય લૉર્ડ રીડીંગે મોકલેલો અને મૉંટેગ્યુએ પ્રસિદ્ધ કરેલો ખરિતો સારી રીતે આપી શકે છે. રાષ્ટ્રીય પક્ષના મર્મસ્થાનપર ઘા કરી તેને મરણતુલ્ય કરવા માટે મુસલમાનોને સ્વપક્ષમાં મેળવવાનોજ ઉદ્દેશ હિંદી સરકારને સાધવો હતો; નહિ તો આવી રીતે પ્રજાની માગણીને ટેકો આપવાનું કૃત્ય કદિ પણ હિંદી સરકારે કર્યું નહોત. કારણ કે આજ સુધીમાં આ સરકારના હાથે પૂર્વે કદિ પણ આવા પ્રકારનું કાર્ય થયું નથી; પણ મુસલમાનોને લાંચ આપવાનો આ પ્રયત્ન ઇંગ્લાંડના

ચળવળીયાઓએ વિહ્વલ કરી મૂકયો; તથાપિ જેના પ્રતાપથી અહીંની હીલચાલ અદ્યાપિ દંડાદંડી સુધી પહોંચી નથી, તે એકજ ગૃહસ્થને કેદ ન કરાય, એટલી વાત સુદ્ધાં એ પક્ષે કરી નથી. જેના સાધુત્વ વિષે અખિલ જગતની ખાત્રી થઇ ચુકી છે અને જે વાત જુલમી અધિકારીઓ પણ કબૂલ કરે છે, તેવા રાષ્ટ્રીય પક્ષના નેતાને જ્યારે સરકાર અટકાવમાં રાખે છે, ત્યારે કહેવાની જરૂર નથી કે, આપોઆપ તેનાથી કબૂલ થઇ જાય છે કે, પોતાની શાસનપદ્ધતિ ચોકખેચોકખી દંડનીતિનાજ પાયાપર ઉભેલી છે.

આવા પ્રકારની રાજશાસનસંસ્થાની પીઠ થાબડનારા ઈંગ્લાંડ અને અમેરિકામાં પુષ્કળ પડયા છે. તેઓ કહે છે કે, કેવળ નિરૂપાયેજ હિંદી સરકારને ગાંધીને કેદ કરવાની ફરજ પડી છે. એ લોકો આગ્રહપૂર્વક કહે છે કે, ઈંગ્લાંડે હિંદી રાજકારભારમાં ગમે તેટલી ભૂલો કરી હશે, પણ અંતર્ગત તોફાનોથી અને બહારની સ્વારીઓથી આજસુધીમાં એકલા ઇંગ્લાંડેજ હિંદનું રક્ષણ કર્યું છે. તેમનો એવો મત છે કે, જો હિંદમાં ઈંગ્લાંડનો મજબૂત હાથ નહોત તો અર્વાચીન કાળની સુધારણા અને ન્યાયનો હિંદુસ્થાનમાં પ્રવેશ થઈ શકયો ન હોત. એમના આવા બુદ્ધિવાદથી અમારૂં સમાધાન થાય તેમ નથી. એમાં બ્રિટિશના આગમન પૂર્વેની અંધાધુંધીની અતિશયોક્તિ કરેલી છે અને હમણાં જે સુધારણા દગ્ગોચર થાય છે, તે પણ અતિશયોક્તિથી ભરપૂર છે. સર્વ જગત સુધરતું જાય એટલે હિંદુસ્થાન પણ તે સાથે આપોઆપજ આગળ વધવાનું. કાળપ્રવાહનો મહિમાજ એવો છે; તેમાં બ્રિટિશ સત્તા કે અન્ય કોઇ સત્તા હોય તે તો કાકતાલીય ન્યાયે છે; એટલે અમુક સત્તાને લીધે અમુક સુધારણા થઇ, એવો કાર્યકારણભાવ શુદ્ધ બુદ્ધિને કદિ પણ ગ્રાહ્ય નહિ થાય. એકાદ ધાડપાડુ

ઘરમાં પેસી જાય અને પછી બીજા ધાડપાડુઓથી રક્ષણ કરે છું. એવા કારણસર ઘર બથાવી પાડે તો તેનો આ બુદ્ધિવાદ જેટલો ગ્રાહ્ય જણાય, તેટલોજ હાલનો બુદ્ધિવાદ ગ્રાહ્ય લાગવો જોઇએ. બહારના હુમલા અથવા દેશના બળવા માટે હિંદીઓ જવાબદારી સ્વીકારી સ્વસંરક્ષણ કરવા તૈયાર છે. હિંદીઓ માને છે કે, પરકીય અમલથી વારંવાર દુષ્કાળ પડવા લાગ્યા, દારિદ્ર વધ્યું, શિક્ષણ પાછળ પડયું અને એક વખત વૈભવમાં આળોટતો દેશ આજે સાવ ભિખારી થઇ પડયો; અને એ સાથે તેમને આત્મવિશ્વાસ આવવા લાગ્યો છે કે એ સર્વ ઉત્પત્તિ પોતે નષ્ટ કરી શકશે. ઈંગ્લાંડના લાભ માટે પરદેશ જતાં સૈન્યોમાં પોતાના યુવકોની ભરતી થાય અને પોતાની માલમિલ્કત ખૂંચવી લેવાય, એ વાતથી તે અત્યંત કંટાળી ગયા છે. સ્વરાજ્ય ગયું તો સુરાજ્ય તો જોઇએ; પણ બ્રિટિશ અમલમાં તેવું પણ ન બન્યું એમ હવે ચોકખું કહેવા લાગ્યા છે. હિંદીઓએ બ્રિટિશ સત્તાપર આવા જે આક્ષેપ કર્યા છે તે થોડા ઘણા ફેરફારથી આખી પાશ્ચિમાત્ય સંસ્કૃતિ વિરૂધ્ધ લાગુ થાય તેવા છે. જે દુર્બળ રાષ્ટ્રોપર બળાત્કારે પાશ્ચિમાત્ય સંસ્કૃતિ લાદવામાં આવી છે, તે સર્વ સ્થળે આવાજ પ્રકાર બન્યા છે. આવી રીતે અન્ય પ્રજાપર સુધારણા લાદવી તે ન્યાય છે કે કેમ તેનો વિચાર રાષ્ટ્રોએ અને તે સાથેજ અમેરિકનોએ પણ કરવો જોઇએ. બ્રિટિશ રાજ્યે હિંદુસ્થાનમાં પુષ્કળ સારાં કામ કર્યાં છે અને આજેજ જો તે ત્યાંથી ચાલ્યું જાય, તો મહા અનર્થ થાય એ પણ કબૂલ કરીએ; તથાપિ બ્રિટિશ રાજ્યની જે ગતિ હવે થોડાજ સમયમાં થવાની છે, તેને તે પાત્ર નથી એમ કોણ કહેશે ? પૌર્વાત્ય પ્રજાના મનમાં હવે પાશ્ચિમાત્ય અમલ માટે એટલો બધો તિરસ્કાર વ્યાપ્યો છે કે, એ અમલમાં

ભલુંભુંડું કેટલું છે તેનો વિચાર કરવાની તેને ઇચ્છાજ થતી નથી. સામાન્ય જનતા કહેવા લાગી છે કે, એ બુદ્ધિવાદનું કામ હવે વ્યવહારશૂન્ય પંડિતોએજ એકાદ વિશ્વવિદ્યાલયની કોટડીમાં બેસીને ઠંડા પહોરનાં ગપ્પાં હાંકવા તરીકે કર્યા કરવું. અદ્યાપિસુધી લુંટાઇ રહેલી એશિઆ અને આફ્રિકાની પ્રજા હવે જાગૃત થઇ ગઇ છે. તેમનાં આક્રમણ શરૂ થયાં છે. એ આક્રમણ છેવટે કયા સ્વરૂપને પ્રાપ્ત થશે તે આજે નિશ્ચિતપણે કહી નહિ શકાય; તથાપિ એટલું તો ખુલ્લું દેખાય છે કે, પશ્ચિમની સંસ્કૃતિપર સજ્જડ હુમલા થવાની શરૂઆત થઇ ચુકી છે. હવે ઇસલામનું પુનરૂજ્જીવન થશે, કે જગતનું આધિરાજ્ય અન્ય એકાદ માનવવંશના હસ્તમાં જશે એ પ્રશ્ન જુદો છે; પણ એવા હુમલા નથી થવા લાગ્યા એમ કહેવું એ તો કેવળ શબ્દછળ છે. ઇજીપ્ત અથવા હિંદી પ્રજાના સામાન્ય સ્વાભિમાનપર રાજ્યકર્તા તરફથી હુમલા થવા છતાં દવાખાનાં, આગગાડી ટપાલ, તાર વગેરે સુધારણાની તુનતુની બજાવ્યા કરવી એ તો વાયુ સાથે વઢવા જેવું છે. હજી પણ કેટલોક કાળ કેવળ પોતાના દારૂગોળાના જોરપર પાશ્ચાત્ય સંસ્કૃતિ પોતાનું શ્રેષ્ઠત્વ સિદ્ધ કર્યા કરશે અને આરંભમાં તેને થોડો ઘણો જય પણ મળશે; પરંતુ આ તંટો જો લાંબા કાળ સુધી આવો ને આવો ચાલ્યા કરશે, તો અમોને ભય રહે છે કે એ ભયંકર યુદ્ધમાં ઉભય પક્ષનો વિલક્ષણ નાશ થશે. ગમે તેમ હો, એમાં તો કંઇજ શંકા નથી કે આજનો તંટો ચિંતાજનક છે. આવા ભયંકર પ્રસંગે આશા જેવું જો કંઇ સ્થાન હોય તો તે ગાંધીનું નેતૃત્વ સ્વીકારવામાંજ છે; પણ દુઃખની વાત એ છે કે, બ્રિટિશોએ ગાંધીને તુચ્છકારી કાઢ્યા છે.

ગાંધીની કર્તૃત્વશક્તિ વિચાર કરવા જેવી છે. એક રાજશાસન કેટલીક સદીઓસુધી જે કાર્ય ન કરી શક્યું હોત તે હિંદમાં ગાંધીએ

અલ્પ અવધિમાં સિદ્ધ કરી બતાવ્યું છે. નૂતન આશાના સર્ગનો તેમણે ઉદય કરાવ્યો છે. પંચમ વર્ણ—અસ્પૃશ્યોને માણસાઇની મર્યાદામાં લાવી મૂક્યા છે. હિંદુમુસલમાન ઐક્યતાનો પટ વધ્યો છે. એ બે જાતિ ભિન્ન રહે એમ બ્રિટિશો ઇચ્છે છે. હિંદીઓને હતભાગ્ય કરવા ઇચ્છતા દારૂ વિરુદ્ધ તેમણે પ્રચંડ યુદ્ધ આદર્યું અને કેવળ હિંદુસ્થાનનેજ માટે નહિ પણ અખિલ માનવજાતિને માટે ભયકારક એવા અફીણનો વ્યાપાર અંગ્રેજ સરકાર ચલાવ્યા કરતા તેને પણ તેમણે અટકાવ્યો. ક્રાંતિના હાથમાં શાંતિનું નવું શસ્ત્ર તેમણે આપ્યું અને સ્વાતંત્ર્ય માટે રક્તપાત આવશ્યક છે એ ભયંકર સમજમાંથી મનુષ્યજાતિને મુક્ત કરી છે. હૃદયની સાચી લાગણીપૂર્વક તેમણે ઉપદેશ કર્યો છે કે શત્રુ-પર પણ પ્રેમ કરો. હિંદમાં શાંતિ ઉત્પન્ન થાય તે માટે સર્વ પક્ષની એક પરિષદ ભરવાની સૂચના હતી; પણ પોતાની દડપશાહી અટકાવવાનું ના કહીને લૉર્ડ રીડીંગે શાંતિ સ્થાપવાનો રાજમાર્ગ સ્વહસ્તેજ બંધ કર્યો. અત્યંત ગોટાળાભર્યા ખિલાફતના પ્રશ્નમાં પણ ગાંધીની સલાહ પુષ્કળ ઉપયોગી થઇ પડી હોત અને અમને લાગે છે કે, મુસલમાની અમલ નીચેની અન્ય જાતિની પ્રજાને ન્યાય મળ્યો હોત; પરંતુ બ્રિટિશ સરકારની કૃતિના પ્રતાપે એ આશા પણ બહુધા નષ્ટ થઇ છે. સરકારની એ કૃતિને ઉદારમતવાદી બ્રિટિશ મુત્સદીઓનું પણ અનુમોદન હોવું જોઇએ. એજ મુત્સદી એક બાજુએ સાધુત્વ માટે ગાંધીની સ્તુતિ કરે છે અને બીજી બાજુએ તેમને તુરંગમાં ધકેલી મૂકે છે એ આશ્ચર્ય જેવું નથી કે? સ્થિતિ આવી છે, તથાપિ જ્યાંસુધી હિંદમાં ગાંધીના વિચારોનું પ્રાબલ્ય છે ત્યાંસુધી એ આશા સર્વાંગે નષ્ટ થઇ છે એમ માનવાને કારણ નથી. હા, ગાંધીએ નિયત કરેલા માર્ગે હિંદીઓ કેટલા દિવસ સુધી ચાલ્યા

કરશે, તે તો અમારાથી કહી શકાય તેમ નથીજ. આજે પણ બળવાનાં થોડાં ઘણાં ચિન્હ દ્રષ્ટિગોચર થવા લાગ્યાં છે અને આખરે અન્ય રાષ્ટ્રોની વિફરેલી પ્રજાની પેઠેજ હિંદીઓ પણ તલવારનો આશ્રય લેશે તો એ શોકપર્યવસાયી ઇતિહાસની જવાબદારી તેમના પર નહિ રહેતાં અમારી પૂર્ણ ખાત્રી છે કે, પોતાના આધિપત્યનો હક્ક જે શુદ્ધ દંડુકાશાહીથી અસંતુષ્ટ પ્રજાપર ઠોકી બેસાડવા માગે છે તેનાજ શીરે પડશે.





# ૨૩–भिखारी गृहस्थ.

( મૅટીન—પારીસ. )

એક બાજુએ વૈભવશાલી; પરંતુ સત્તાહીન એવો યુવરાજ ઉભો છે અને તેમની સન્મુખ એક નિર્ધન અને ફક્ત સફેદ વસ્ત્ર લપેટીને પગરખાં પણ નહિ એવો ગૃહસ્થ ઉભો છે. આ નિર્ધન પાસે હૃદય-ભેદી વક્તૃત્વ અને દેશભક્તિની અનુપમ શ્રદ્ધા સિવાય અન્ય કોઈ પણ શસ્ત્ર અથવા અસ્ત્ર નથી. એ ભિખારીનું નામ ગાંધી છે. આજે ભારતભૂમિનો સાચો સ્વામી એ ભિખારી છે. સેતબિંદુથી હિમાચલ પર્યંત આખા હિંદુસ્થાનમાં તેના શબ્દોને વેદવાક્યનું માન મળે છે. કેવળ કોટયવધિ માણસોને તેણે ખળભળાવી મૂક્યા છે એટલીજ કંઇ તેના સાર્વભૌમત્વની નિશાની નથી. તેણે એટલા જીવને એક સૂત્રમાં બદ્ધ કર્યા છે એજ વાતથી તેનો સર્વગામી અધિકાર સિદ્ધ થાય છે.



# २४—कारावासनुं कारण.

( ચિકાગો—હેરલ્ડ અને એકકા મિનર. )

અદ્યાપિ હિંદુસ્થાન આખું એકત્ર નહિ થયું હોય; પરંતુ એમાં કંઈજ શંકા નથી કે, તે થોડાજ વખતમાં તેવું બની રહેશે. એવી પૂર્ણ એકતા થવાને આજે જે એક પ્રબળ કારણ ઉત્પન્ન થયું છે, તે એ છે કે મહાત્મા ગાંધીને અટકમાં લેવામાં આવ્યા છે. આથી પુષ્કળ મતભેદ દૂર થઇને દેશહિતના ઉપાયો અધિક એકતાથી શરૂ થશે. સુપ્રસિદ્ધ રશિયન સાધુ ટૉલ્સ્ટૉય અને મહાત્મા ગાંધીના મતોમાં વિલક્ષણ સામ્યતા છે. મહાત્મા ગાંધી પૂર્ણ શાંતિવાદી છે. બ્રિટિશ સત્તા વિરૂદ્ધ બળવો જગાવવામાં તે કોઇની સાથે સંમત તો થતા નથીજ; પરંતુ કોઇપણ પ્રસંગે લોકોએ તેનો અલ્પ અંશે પણ ઉપયોગ કરવો નહિ એવો ઉપદેશ કરે છે અને એવા પ્રકારના આ નેતાને હિંદી સરકારે આજે કેદ કર્યા છે.

ટૉલ્સ્ટૉયે પુષ્કળ વર્ષો સુધી એજ ઉપદેશ કર્યો હતો. ઝારશાહીને ટૉલ્સ્ટૉય દીર્ઘકાળપર્યંત પૂજ્યા હતા. ઝારશાહી એટલે સમગ્ર જગતમાં પ્રથમ પંક્તિની દુષ્ટ અને શુદ્ધ હડપશાહીની સત્તા; પરંતુ એ ઝારશાહીએ સુદ્ધાં ટૉલ્સ્ટૉયને દબાવ્યા નહતા, તેમ કરવાનું ધૈર્યજ તે કરી શકી નહિ; પરંતુ અંગ્રેજ સરકાર કદાચિત ઝારશાહી

કરતાં અધિક સાહસિક હશે અથવા કદાચિત અધિક મૂર્ખ હશે. કદાચિત એમ પણ સંભવે છે કે, તેનામાં એ બન્ને ગુણનો પરિપાક થયો હશે.

ગાંધીનો મહાન અપરાધ એજ છે કે, ભારતભૂમિ હિંદીઓની વંશપરંપરાની મિલ્કત છે અને અંગ્રેજોનો તેપર હક્ક નથી એમ ગાંધીને લાગે છે. બ્રિટિશ માલનો બહિષ્કાર કરવો, બ્રિટિશ નોકરી કોઇએ સ્વીકારવી નહિ, બ્રિટિશોએ ચલાવેલી શાળાઓમાં કોઇએ જવું નહિ અને બ્રિટિશ અદાલતોમાં કોઇએ વકીલાત કરવી નહિ, એવો અસહકારનો માર્ગ ગાંધીપક્ષે સ્વીકાર્યો છે.

ગાંધી એ પક્ષના આદ્ય પ્રવર્તક અને અધ્વર્યુ હોવાથી સરકારે આજે તેમને પકડ્યા છે, અને બ્રિટિશ સરકાર વિરૂદ્ધ તે અસંતોષ ફેલાવે છે એવો તેમનાપર આરોપ છે. સરકારના કાયદા પ્રમાણે આ આરોપ ખરો છે; પરંતુ હિંદુસ્થાનમાં બ્રિટિશ અમલનીચે ભાષણસ્વાતંત્ર્ય કેટલેસુધી મળે છે તે આ વાતપરથી ચોકખું તરી આવે છે.

ગાંધીએ કંઇ પ્રત્યક્ષ અપરાધ કર્યો છે, કરવાને સંપ કર્યો છે અથવા તેવો ઉપદેશ કર્યો છે તેથી નહિ; પણ અંગ્રેજોને અસંમત એવી પોતાની કલ્પના તેમણે ઉચ્ચારી બતાવી એટલાજ માટે આજે ગાંધી કારાગારમાં છે.

અમે પુનઃ પુનઃ દૃઢતાપૂર્વક કહીએ છીએ કે, તેમના કેટલાક વિશિષ્ટ મત અંગ્રેજોને અપ્રિય છે એટલાજ ગુન્હા માટે તેમને અટક થઇ છે. આ ઉપરથી એટલુંજ સિદ્ધ થાય છે કે, ટૉલ્સ્ટૉયના જમાનામાં ઝારશાહીને રાજક્રાંતિનો ભય લાગતો નહતો; પણ આજે અંગ્રેજ સરકારને અવશ્ય તે ભય લાગ્યો છે.

---



# ૨૫—સ્વરાજ્યનો નમુનો !

## ( સન—બાલ્ટિમોર અમેરિકા. )

હિંદુસ્થાનના સ્ટેટ સેક્રેટરી મૅાંટેગ્યુએ આપેલા રાજીનામાથી આખા જગતના રાજકીય વાતાવરણમાં ભારે ખળભળાટ થઇ ગયો છે. હિંદુસ્થાન આજે સ્વરાજ્યના હક્ક ભોગવે છે એવાં ગપ્પાં અમેરિકનો સાંભળી આવ્યા છે. અરે, પારિસની સુલેહપરિષદમાં હિંદુસ્થાનનો એક પ્રતિનિધિ હતો. વિશેષ શું કહેવું, એ સુલહનામાપર થયેલી સહીઓમાં પણ હિંદી પ્રતિનિધિની સહી છે; પરંતુ એવા પ્રકારના સ્વાતંત્ર્યના હક્ક ભોગવનાર હિંદી રાષ્ટ્રને પોતાના મતનો સ્પષ્ટ ઉચ્ચાર કરવાનો પણ અધિકાર નથી, એ અત્યંત આશ્ચર્યની વાત છે. કરોડો હિંદી મુસલમાનોનાં અંતઃકરણ તુર્કીસુલેહ તરફ લાગી રહ્યાં છે. આવી સ્થિતિમાં હિંદુસ્થાનને પોતાનો મત બોલી બતાવવાને છૂટ નથી; એવું આ સ્વરાજ્ય કયા નમુનાનું છે, તે જાણવાની ઇચ્છા પુષ્કળ બુદ્ધિશાળી અમેરિકનોને હોય તો તેમાં કંઇ નવાઇ નથી.

મૅાંટેગ્યુને પોતાનો મત દર્શાવવાને નહિ અથવા હિંદી સરકારની કૃતિના કારણે નહિ; પણ તે કૃતિ હિંદુસ્થાનમાં જાહેર કર્યા બદલ રાજીનામું આપવાની ફરજ પડી છે. આથી સિદ્ધ થાય છે કે, મૅાંટેગ્યુપર શિષ્ટાચારના ભંગનો થયેલો આરોપ કેટલો બેવકુફીભર્યો છે; તેજ પ્રમાણે હિંદુસ્થાનમાં દમનનીતિ કેટલા વિશાળ પ્રમાણમાં ચાલે છે તે પણ સ્પષ્ટ થાય છે. રૂશિયાની સોવીએટ સરકારને આ બાબતમાં હિંદુસ્થાન સરકાર પાસેથી નવું શીખવા જેવું હવે કંઇ નથી.



# ૨૬—નેતાનો નેતા.

( એક લેખક—ક્રૉનિકલ. )

લોકગંગા એ એક ગહન રહસ્ય છે. તેનો પ્રવાહ ક્યારે કઈ દિશામાં વળશે, તેનો કંઇ નિયમ નથી. આ વાત એકાદ વિશિષ્ટ દેશનેજ લાગુ છે એમ નથી. આખા જગતમાં એજ પ્રકાર દૃષ્ટિએ પડે છે. વિશેષતઃ આજકાલ તો સામાન્ય જનતાનું ચિત્ત અત્યંત ક્ષુબ્ધ અને અસ્થિર બન્યું છે. વર્તમાન સ્થિતિને પહોંચી વળવા માટે શું કરવું, એ વિચાર સર્વ જનતાના મનને આજે ખળભળાવી મૂકે છે. આ સામાન્ય જનસમૂહનાં સૂત્રો આજસુધી જેમણે હાથમાં રાખ્યાં હતાં; તે તો પોતાના કામને નાલાયક ઠર્યા છે અને સામાન્ય જનતાએ શું કરવું તે હવે સૂઝતું નથી. તે સ્તબ્ધ બની રહી છે. તેની આવી અધરતાલ સ્થિતિના કારણેજ જુની વિનાશક શક્તિનું કાર્ય અદ્યાપિ ચાલ્યા કરે છે. એ જુની શક્તિએજ મહાયુદ્ધનો દાવાનળ આખા જગત ઉપર પ્રસાર્યો અને એ રીતે પોતાની અયોગ્યતા સારા જગતને સિદ્ધ કરી બતાવી. આ સૂત્ર-ચાલકોની અયોગ્યતાની જે સ્થિતિ પૂર્વે અસ્પષ્ટ હતી, તે હવે દીવાની જ્યોત જેવી બની છે. હા, સામાન્ય જનતામાં અદ્યાપિ અક્રિયતા દેખાય છે એ ખરૂં છે; પણ તે ખરી ન હોતાં કેવળ બાહ્ય છે અને

સ્થાયી પ્રકારની નથી. એમાં કંઇજ શંકા નથી કે તે સત્વર નષ્ટ થશે અને પ્રચંડ જનસમૂહ ક્રિયાવાન થશે. આજે તે સ્તબ્ધ દેખાય છે તેનું કારણ એટલુંજ છે કે, ભવિષ્યમાં શું કરવું તેનો હજુ તેણે નિશ્ચય કર્યો નથી. જે ગૂઢરહસ્ય વિષે આજસુધી જનસમૂહને વિચાર કરવાનું કારણુજ નહતું, તે આજે અચાનક ખડું થઇ ગયું છે. હવે જનતાએ આ ગૂઢનો આખરનો નિવેડો લાવવાનો નિશ્ચય કર્યો છે અને તે સાધવાનો માર્ગ તે નિશ્ચિત કરે છે. એ નિશ્ચય એકવાર થશે કે પછી તે પોતાના કાર્યનો આરંભ કરશે. ત્યાં સુધી તેણે જુના સૂત્રચાલકોને મૂર્ખાઇભર્યા ખેલ ખેલવાને ચાર દિવસ સારૂ છુટ રહેવા દીધી છે; અને એ માથાફરેલ સૂત્રધારોની સાંપ્રતમાં જે કૃતિ ચાલુ છે તે પરથી સ્પષ્ટ જણાય છે કે, તેઓ પોતેજ પોતાના પાપના ઘડા ઉતાવળથી ભરી રહ્યા છે. લોકો આજે તેમના તરફ દુર્લક્ષ કરે છે; પણ એનો અર્થ એવો ન સમજવો કે તેમની કૃતિ લોકોને પસંદ પડે છે. ઉલટ પક્ષે દિનપ્રતિદિન અધિકાધિક પ્રસરતો અસંતોષ સિદ્ધ કરે છે કે, એ જુના નોકરોપરનો વિશ્વાસ પૂર્ણપણે ઉડી ગયો છે. યુદ્ધકાળપૂર્વે લોકનેતૃત્વની જે કસોટી હતી તે હવે રદ થઇ છે. તે સમયે જેમને નેતૃત્વનાં સંમતિપત્ર મળ્યાં હતાં, તેઓ હવે વર્તમાન સમયે નિરૂપયોગી ઠરે છે. તેમની સનંદો હવે જનતાએ રદ કરી છે. હવે એ સનંદ મેળવવાની પરીક્ષા પ્રથમ કરતાં અતિ કડક થઇ છે. આ પરીક્ષામાં પસાર થાય તેવા નેતા આજકાલ બહુધા આખા જગતમાં મળી આવતા નથી. પૂર્વેની પરીક્ષાના વિષય હવે બદલાઈ ગયા છે. હવે પોતાનું એકાદ ધ્યેય ઉચ્ચ હોય તેટલાજ કારણુથી કોઇ નેતા થઈ શકતો નથી. કેવળ ચોકખી દાનત કે પ્રમાણિકતા-નાજ ગુણુપરથી પણુ નેતૃત્વની સનંદ મળતી નથી. લોકો હવે

તો તેની ત્યાગબુદ્ધિ ક્યાં સુધી છે, તેજ જુએ છે. હવે પોતાનાં સુખની આહુતિ આપવાને અને પ્રસંગે પ્રાણદાન પણ કરવાને તે તૈયાર છે કે નહિ, તેનોજ પ્રથમ વિચાર કરવામાં આવે છે. હવે તો પોતાના ધ્યેયનો સર્વત્ર પ્રચાર કરી સર્વ પાસે તેનો સ્વીકાર કરાવવાની ધમક તેનામાં છે કે નહિ તેનો સર્વથી પ્રથમ વિચાર કરવામાં આવે છે. હવે તો નેતૃત્વપદના પ્રત્યેક ઉમેદવારને પ્રથમ પ્રશ્ન એજ થાય છે કે, 'ભાઇ, તું આવા પ્રકારનો છે? ન હોય તો અમારે તેવી યોગ્યતાવાળો બીજો કોઇ શોધી લેવો પડશે!' નેતૃત્વની લાયકી માટે પૂર્વે સામાન્ય જનતાના ચિત્તમાં અનેક ભ્રમ હતા; પણ હવે તે ભ્રમ તૂટી ગયા છે. હવે તેનાં નેત્ર ઉઘડી ગયાં છે.

હિંદુસ્થાનમાં તો આ ભ્રમનિરાસ તદ્દન પૂર્ણ રીતે થયો છે; પરંતુ ભરતભૂમિનું સુદૈવ બલવત્તર હોવાથી અન્ય દેશોની માફક નેતાની શોધાશોધ કરવાનું કારણ તેને રહ્યું નથી. અમારો નેતા કોણ? આખા દેશમાંથી ઉદ્‌ભવેલા એ એક ધ્વનિના પ્રત્યુત્તર રૂપે મહાત્મા ગાંધી આગળ આવ્યા અને તેઓ તે પરીક્ષામાં કેટલા તથા કેવી રીતે યશસ્વી થયા તેનો ઇતિહાસ સમગ્ર જગતને વિદિત છે. લોકોના આગેવાન બનવાની ઇચ્છા હોય તેમણે આ અનુભવથી શાણા બનવું જોઇએ. ગાંધીનું જીવંત દૃષ્ટાંત દૃષ્ટિ સમક્ષ રાખીને જે માણસ અંતઃકરણપૂર્વક તેનું અનુસરણ કરશે, તેનાજ ગળામાં લોકનેતૃત્વની માળા આરોપાશે.

ગયાં આઠ વર્ષ જેટલા કાળમાં જુનું જગત મૃત્યુ પામીને નવું જગત જન્મ પામ્યું છે; અને આ પરિવર્તન એટલી ઝડપથી થયું છે કે, વર્ષમાં થનારા ફેરફારો હવે મહિના મહિનામાં થઇ જઇને એક વર્ષમાં તો દશ વર્ષનું કાર્ય પતી જાય છે. ઘણાને કદાચિત આ વેગ પ્રિય નહિ હોય; પણ તે માટે હવે ઉપાય નથી. તેમને પસંદ

પડો કે ન પડો પણ એ પ્રગતિ એવીજ ઝડપી રહેવાની; માટે માનવ જાતિની સેવા કરવા ઇચ્છનાર પ્રત્યેક ઉમેદવારે પોતાની સર્વ વિચારશક્તિનો નવીન જગતની નવીન પરિસ્થિતિ વિષે વિચાર કરવામાં વ્યય કરવો જોઇએ. જુનું જગત મૃત્યુ પામ્યું છે અને તેની સાથેજ તે જુના જગતમાં નભી શકનારા ઉપરચોટીયા લાયકાતના ડોળ દમામ અસ્ત પામ્યા છે. જુના જગતમાં જે ઉમેદવારી માન્ય ગણાઇ જતી હતી, તેની કિમ્મત હવે આ નવીન જગતમાં રહી નથી. હવે તો નવીન જગતને શોભે તેવી રીતે અને નવીન પરિસ્થિતિને અનુસરીને જે પોતાનું વર્તન રાખવાને શક્તિવાન હશે, તેનેજ નેતૃત્વની સંમતિ મળવાની છે. કેટલાક નેતા અત્યંત નિઃસ્વાર્થી છે અને તેમને મોટાઇની હોંસ નથી એ વાત નિઃસંશય છે. આવા લોકોને જનતાએ કેટલાંક વર્ષ પૂર્વે ઉત્સુકતાથી નેતૃત્વનું માન આપ્યું હતું અને અદ્યાપિ પણ જનતાના ચિત્તમાં તેમને માટે અનાદર નથી; તથાપિ તેમને પણ નેતૃત્વ આપવાને અત્યારે લોકો તત્પર નથી. તેજ પ્રમાણે પૂર્વે સરકારપર જીભની હુંશીયારીથી તૂટી પડી લોકોની જાણમાં હુશીયાર તરીકે આવીને પછી વકીલાત તથા બેરીસ્ટરીદ્વારા લોકોને સારીપેઠે લૂંટીને સ્વાર્થ સાધનારા આગેવાનો પણ પુષ્કળ હતા; પણ હવે એ સર્વ દાવપેચ ઉઘાડા પડી ગયા છે અને તેમની પોકળ દેશભક્તિ જગ સમક્ષ જાહેર થઇ ગઇ છે. જુની પદ્ધતિની ટીકા, સરકારના કાર્યપર આક્ષેપ કરવાની પદ્ધતિ, સરકારને કરવાની સૂચના વગેરે સર્વ વાતો હવે નિરર્થક બની ગઈ છે. એ સર્વ માર્ગ હવે જનતાએ નાપસંદ કર્યા છે. નવીન જગતની જરૂરીયાતો પુરી પાડવાને એ માર્ગ અધૂરા છે એવી જનતાની હવે પુરી ખાત્રી થઈ ગઇ છે. લોકો જાણી ચુક્યા છે કે લોકોથી દૂર રહી પોતાનું માન સંભાળી, મોટાઇને ધક્કો ન

લાગવા દઈ લોકસેવક બનવા ઇચ્છવું એ તો માત્ર લોકસેવાનું એક સુધરેલું પાખંડજ માત્ર છે. અમારા દેશમાં એવા બડેખાં નેતાઓનો તોટો નથી. સામાન્ય અને ઉતરતા કહેવાતા લોકોમાં ભળવામાં શરમાતા અને અભડાતા એવા પાવલીના પંદરની કિમ્મતના નેતાઓ તો આજે પણ જોઇએ તેટલા છે. લોકો તેમને ઘેર આવીને તેમને ઘરમાંથી ઉંચકીને બહાર કાઢે અને આગ્રહપૂર્વક નેતૃત્વની માળા આરોપે, એવી ઇચ્છા ધરાવનારા લોકો પણ સેંકડોબંધી છે. જાણે કે તેમને નેતૃત્વ નહિ આપ્યાથી કેટલી હાનિ થાય છે તે વિષે લોકો અનુભવ મેળવી લે છે, અને એવો અનુભવ થયા પછી લોકનેતૃત્વ પોતાને શોધતું આવે ત્યાં સુધી ગૃહના એકાંતવાસમાં રહેવાનો પોતાનો હક્ક છે, એમ તેમને લાગે છે; પણ આવી રીતે પાછળ રહેનારા માણસો બહુધા મૃતવત્ સ્થિતિમાં પડેલા હોય છે. જીવંતપણાનું જોમજ તેમના અંગમાં નથી હોતું. રાષ્ટ્રની આજની ખીલતી અવસ્થામાં આપણને તો જીવંત માણસોની જરૂર છે. માટે આ લોકોના આગેવાન તરીકેની સનંદ જેમને મેળવવી હોય, તેમણે પોતાનું કહેવાતું ઉચ્ચ પદ છોડીને મહાત્મા ગાંધીની માફક અખાડામાં ઉતરવું જોઇએ અને પોતાની અત્યંત ઉજ્વલ દાનતથી બહેરાને સાંભળતા કરી આંધળાને દેખતા કરવા જોઇએ. મહાત્મા ગાંધીએ રાજપ્રકરણને ધર્મયુદ્ધનું સ્વરૂપ આપ્યું છે. આ ધર્મયુદ્ધ જગતના ઇતિહાસમાં અજરામર બની રહેવાનું છે. આખા જગતમાં આજે જે પાતક થઇ રહ્યાં છે, તે તેમણે સૌની આગળ ખુલ્લાં મૂક્યાં છે. કાર્લાઇલ કહે છે કે, " **જેનામાં આખા જગતનાં પાતક પચવીને ભસ્મ કરવાની શક્તિ હોય, તેવાજ નેતા જગતને જોઇએ છે.**" આજે આ શરત પુરી કરનાર નેતા આખા જગતમાં એક મહાત્મા ગાંધીજ છે. તે નેતાઓના પણ નેતા છે. જગતે તેમની પાસેથી લોકનેતૃત્વનો પાઠ શીખી લેવો જોઇએ. નેતાનું સાર્વભૌમત્વ ગાંધીને પ્રાપ્ત થવાનું કારણ એજ છે કે,

તેમણે પોતાની આગેવાની કરવાનું પ્રભુના હાથમાં સોંપ્યું છે. લોકોને ભોગવવાં પડતાં સર્વ દુઃખ ગાંધીએ પોતે અનુભવ્યાં છે. અનેક વિપત્તિઓ સહી સહીને તેમનું હૃદય વજ્રપ્રાય બની ગયું છે. એ હૃદયમાં પ્રત્યેક ધબકારો કેવળ લોકસેવા માટેજ થાય છે. સાંપ્રતના દુઃખ-સાગરમાંથી લોકો મુક્તિ મેળવે એ એકજ હેતુથી તેમના હૃદયમાં પ્રત્યેક ધબકારો થઇ રહ્યો છે. આથી એ ધબકારાને એટલું પ્રચંડ સામર્થ્ય પ્રાપ્ત થયું છે કે, અન્યાય અને દંભપર ચણાયેલા વિશાળ અને ગગન-ચુંબિત મહાલયો એ ધબકારાના પ્રહારોથી ચૂર્ણ વિચૂર્ણ થવા બેઠા છે. તદ્દન સામાન્ય માણસ કરતાં કાંઈ પણ વધારે મેળવવાનો અને ભોગવવાનો હક્ક નેતાઓને નથી, એમ ગાંધી કહે છે; પણ એવા અધિક હક્ક ન હોવા એજ મોટો હક્ક છે. તેમનાં શસ્ત્રાસ્ત્ર એટલાં સાદાં છે કે, દુર્બળમાં દુર્બળ માણસ પણ તે નિર્ભયપણે વાપરી શકે છે અને તે એટલાં સાદાં હોવા છતાં પણ નિશ્ચયપૂર્વક કાર્ય સાધવાની તીવ્રતા તેમાં રહેલી છે.

હિંદની સઘળી મનોભાવના ગાંધીરૂપે વ્યક્ત થઇ છે; એટલુંજ નહિ પણ ગાંધી એટલે હિંદુસ્થાન, એમ કહેવાને પણ હરકત નથી. આજે હિંદની પ્રજાને જે દુઃખ ભોગવવું પડે છે, તે સર્વનો અનુભવ પોતાને થાય એટલોજ હક્ક તે માગે છે. મનુષ્યજાતિને સુધારનારા આજસુધીના સર્વ પુરૂષોએ પૂર્વે પણ એવોજ હક્ક માગ્યો હતો. 'ખ્રિસ્તી થવું ' એ શબ્દનો સત્ય અર્થ શો છે, તે જેણે જગતને પ્રથમ શીખવ્યું તેને પણ આ હક્ક પ્રાપ્ત થયેલો હતો. હિંદુસ્થાન કહે છે કે, ગાંધીજ આપણા ઉદ્ધારક છે અને એ રીતે એવું નેતૃત્વ તે કોને આપશે તે પણ તેણે કહી દીધું છે. ભારતભૂમિ નિશ્ચયપૂર્વક કહે છે કે, અનંત કાળથી ચાલી આવતી લોકસેવાની ખરી કસોટી આ એકજ છે અને એજ કસોટીએ આજના નેતાઓએ પૂર્ણરીતે પાર ઉતરવું જોઇએ.



# २७—देशनी फरज.

( હિંદૂ—મદ્રાસ. )

હાલનો કાળ કાયદા અને ન્યાયના ઘટસ્ફોટનો છે; અને કહેવું જોઇએ કે, આજે એક સર્વશ્રેષ્ઠ હિંદુનો ન્યાય કરી તેને તુરંગની જે શિક્ષા કરવામાં આવી છે, તે એ કાળને સર્વાંગે શોભે તેવી છે. એ સજા ઘટસ્ફોટની કબર ઉપર ચઢેલા કળશ રૂપ છે. હિંદીઓના ચિત્તમાંથી એ ખટલાની હકીકત કદિ પણ ભૂંસાવાની નથી; અને એ ઇતિહાસ વાંચીને જેનું અંતઃકરણ દ્રવ્યું ન હોય એવો એક પણ હિંદી મનુષ્ય મળી આવવાનો નથી. અખિલ માનવજાતિની સેવા કરવા માટેજ જન્મ લેનાર અન્ય એક વ્યક્તિના ખટલાની વાત આ વખતે કર્યા સિવાય રહેવાતું નથી. બે હજાર વર્ષપર ન્યાયનો આવોજ એકનમુનો પ્રકટ થયો હતો અને ન્યાયના નામથી તે શોકકારક ન્યાયનું પરિણામ એક નરશ્રેષ્ઠના બલિદાનમાં થયું હતું. એ બલિદાન લેવાયા પછી કોઇએ એવી પણ આશા રાખી હશે કે, મનુષ્યપ્રાણી હવે અધિક શાણું થયું હશે અને હવે એવા અત્યંક શોકકારક પ્રસંગ પુનઃ નહિ બને; પરંતુ પરમ દિવસના પ્રસંગ પરથી જણાયું છે કે એ આશા વ્યર્થ ઠરી છે. જે બલિદાન લેવાયું છે તે નિદાન હવે છેવટનું ઠરે અને આવા પ્રસંગની પુનરાવૃત્તિથી માનવજાતિનો ઇતિહાસ કલંકિત ન થાય

એવો પ્રયત્ન અહર્નિશ કરે જવો એ પ્રત્યેક દેશપ્રેમી હિંદીનું કર્તવ્ય છે. પરસ દિવસના ખટલાની હકીકત વિષે વિસ્તારથી કંઇ કહેવા જેવું નથી. બે હજાર વર્ષ પરના ઇતિહાસનો પુનઃ વિજય થયો અને ન્યાય દેવીને લજ્જાથી નીચું મોઢું કરી પુનઃ મુખ ઢાંકી લેવું પડ્યું. બે હજાર વર્ષ પૂર્વે ખ્રિસ્તના શત્રુઓએ જે પ્રમાણે કાયદાનો બોજ રાખ્યો, તેજ પ્રમાણે આ પ્રસંગે પણ કાયદાનું માન રાખવામાં આવ્યું. કાયદો હાલ જે સ્થિતિમાં સપડાયો છે તે વિષે જેઓ અજાણ્યા નથી, તેમને તો આ ખટલાના નિર્ણય માટે શંકાજ નહતી. હાલની સ્થિતિમાં જેના પર સરકારનો હાથ પડે તે સહીસલામત છુટે એમ તો બનેજ નહિ. હાલના ફોજદારી કાયદાની કલમો એટલી સારગર્ભી છે કે તમારી હીલચાલ ગમે તેવી નિરૂપદ્રવી હોય અથવા તમારો હેતુ ગમે તેટલો ઉચ્ચ હોય, તોપણ તમે એ જાળમાંથી છુટી શકો નહિ. એ જાળમાં તમને ફસાવવાનું નોકરશાહીએ ધાર્યું કે બીજીજ ક્ષણે તમારા ચરણ તેમાં અટવાયા સમજવા. આવી સ્થિતિમાં મહાત્માજીએ એકદમ ગુન્હો કબૂલ કરી લીધો તે સર્વથા યોગ્યજ થયું છે. તેમણે હાલના કાયદાથી પ્રસ્થાપિત થયેલી સરકાર વિરૂદ્ધ અસંતોષ ઉત્પન્ન થાય તેવા ધોરણે આ ચળવળ ચલાવી હતી, એમાં શંકા નથી; એટલુંજ નહિ પણ ચાલુ નોકરશાહી વિરૂદ્ધ જે કોઇ લખે છે તેનો ઉદ્દેશ પણ એવોજ હોય છે. આજે પરિસ્થિતિજ એવી છે કે, ઉન્નતિના માર્ગમાં પ્રગતિ કરવાને નોકરશાહી વિરૂદ્ધ અસંતોષ ઉત્પન્ન કરવા સિવાય અન્ય માર્ગજ રહેતો નથી. અમે એ પણ જાણીએ છીએ કે, સરકારપર થતી ટીકા અને રાજદ્રોહમાં કાયદાએ ફરક રાખ્યો છે; પરંતુ વસ્તુતઃ આ ફરક સાકર અને સાકરની છાલ વચ્ચેના ફરક જેવોજ કહેવા માત્રનો છે. કારણકે સરકારના કૃત્યપર ટીકાનો એક સરખો પ્રવાહ વહ્યા કરે તો

સરકાર વિષે અપ્રીતિ ઉત્પન્ન થયા સિવાય રહેજ નહિ. સરકાર વિષે જે કાંઇ પૂજ્ય બુદ્ધિ જેવું પ્રજામાં હોય છે, તેનો આવી ટીકાઓથી નાશ થયા સિવાય રહેતો નથી. ગાંધી અને તેમણે ચલાવેલી ચળવળથી રાજકીય દૃષ્ટિએ સરકાર અને પ્રજા વચ્ચે ભેદ થયો છે અને તેથી પ્રજામાં અસંતોષ પણ વધ્યો છે, એમ ન્યાયાધીશે કહ્યું છે તે સર્વથા સત્ય છે. મહાત્માજીએ કહ્યું કે, પ્રજાનું સ્વાતંત્ર્ય નષ્ટ કરવાના કામ માટે ૧૨૪ અ કલમ સર્વ કલમોમાં રાજાના સ્થાને છે એ વાત પણ સર્વાંશે સત્ય છે. સામાન્ય નાગરિકોના સર્વ હક્ક આ કલમથી સકંજામાં આવ્યા છે.

કાયદાના બળવડે કાંઇ સરકાર વિષે પ્રીતિ ઉપજાવી શકાતી નથી. એક માણસ માટે બીજા માણસને પ્રેમ ન હોય તો તેને પોતાનો મત વાચાથી પ્રકટ કરવાને હરકત થવી ન જોઇએ, એમ મહાત્માજી કહે છે તે અમોને સર્વથા માન્ય છે; તેજ પ્રમાણે મહાત્માજીએ પોતાનો અપરાધ સ્વીકારી લીધો એ વાત પણ તેમના તત્વને અનુરૂપજ થઇ છે; પણ પોતાને કાયદાએ કહેલી પુરેપુરી શિક્ષા કરવાની મહાત્માજીએ માગણી કરી તે ઉચિત છે કે કેમ, એ વિષે ઘણાને શંકા થવાનો સંભવ છે. કોઇ એવો પણ આરોપ મૂકશે કે, કેવળ પોતાના ધૈર્યનું પ્રદર્શન કરવાના હેતુથી આ અભિમાની પ્રકાર તેમણે કર્યો છે. અમે સારી રીતે જાણીએ છીએ કે, જેઓ ગાંધીના ચારિત્ર્યને થોડું ઘણું પણ જાણે છે, તેમના ચિત્તમાં આવા પ્રકારની દુષ્ટ શંકા કદિજ ઉત્પન્ન નહિ થાય. ગાંધીજીનું ઉજ્વલ ચરિત્ર અને આવું નાટકીપણું એ વસ્તુ સ્વભાવતઃજ એટલી વિરોધી છે કે, ત્રિકાલે પણ તેમનો એકત્ર વાસ થઇ શકે નહિ. એ વાત તેમના સઘળા અનુયાયીઓથી અજાણ્યુ નથી; પણ આજે હિંદના પુષ્કળ શત્રુ છે. જે કંઇ ભલો બુરો

પ્રસંગ મળતો હોય તેનો લાભ લઈને છાંટા ઉડાડવાને તેઓ પાછા પડતા નથી, માટે એવા તુચ્છ જેવા આક્ષેપનો પણ ઉત્તર આપવાની અતિ આવશ્યકતા છે. પુરેપુરી શિક્ષા કરવાનું મહાત્માજીનું આવ્હાન મિથ્યાભિમાનનું દ્યોતક નહોતું. 'જા, તારાથી થાય તે કરી લે!' એવો ધ્વનિ તેમાં ન હતો. એનો અર્થ એ હતો કે, જે હેતુથી ખટલો કરવામાં આવ્યો છે તે હેતુ પુરેપુરી શિક્ષા કર્યા સિવાય પતે તેમ નથી. મહાત્માજીને શક્ય તેટલા દીર્ઘ કાલ પર્યંત જનતાથી અલગ રાખવા, એજ ઇચ્છા ખટલાના મૂળમાં રહેલી હતી. ૧૨૪ અ ઘડવામાં આવી ત્યારે પણ તે એજ ઇચ્છાથી ઘડાઈ હતી. જુના વખતમાં ગમે તેને ગમે તેટલો વખત સત્તાધીશો પુરી રાખતા અને ૧૨૪ અ એ તે ધોરણની સુધરેલી આવૃત્તિ છે તથા તેનો ઉપયોગ પણ આજસુધી એવો જ થયેલો છે. નોકરશાહીના શસ્ત્રાગારમાંનું એ એક વજ્ર છે અને તેનો ઉપયોગ કેવળ શાંતિ અને કાયદાનું માન રાખવા માટે અથવા પોતાના કારભારનું ગાડું સરળપણે હાંકી જવા માટે તે નથી કરતી; પણ કેવળ રાજકીય દૃષ્ટિએજ કરે છે. આક્ષેપ કરનારની ટીકા એવી સત્ય તથા સચોટ હોય છે કે તેનો ઉત્તર આપવાનો માર્ગ રહેતો નથી, અને તે ટીકા લોકોને પૂર્ણાંશે રૂચવાથી લોકોમાં ખળભળાટ થઈ રહે છે અને તેથી પોતાના રક્ષણનાં સાધનો જોખમાવા લાગે છે. આમ થાય છે એટલે તરતજ નોકરશાહી કલમની કિલ્લેબંધીનો આશ્રય લે છે અને એ ગઢપર તે સુખરૂપ પહોંચે છે કે પછી છૂટકારાનો દમ ખેંચે છે. આથીજ મહાત્માજીએ કહ્યું છે કે, એ કલમ આખા ફોજદારી કાયદામાં રાજા છે. આવી સ્થિતિમાં સ્વાભાવિક રીતેજ તેનો તેવા મહત્વના કામમાંજ ઉપયોગ થવો જોઇએ, તથા તેનાથી ઘણુંખરૂં કાર્ય પતી જવું જોઇએ. એકાદ પ્રચંડ ધણનો માગ-

માખી ખુંદવામાટેજ ઉપયોગ કરવો એ તો હાસ્યાસ્પદજ ગણાય; એટલે અલ્પ શિક્ષા થશે તો તેથી નોકરશાહીને સંતોષ નહિ થાય અને ૧૨૪ અ જેવા વજ્રપ્રહારનો બોજ પણ નહિ રહે, એ વાત ધ્યાનમાં લઇને મહાત્માજીએ જે માગણી કરી તે ઉચિતજ છે. ગયા મહાયુદ્ધમાં હિંડનબર્ગ વ્યૂહ નામથી જે સંરક્ષક રચના પ્રસિદ્ધ થઇ હતી, તેનીજ પંક્તિમાં નોકરશાહીની દૃષ્ટિએ ૧૨૪ અ કલમ બેસાડવા જેવી છે.

ક્યા રાજકીય અપરાધનું દુષ્પરિણામ કેટલા અંશે આવે છે તે ઠરાવવાનું કોઇ કોષ્ટક ઉપલબ્ધ નથી; એટલે એવા નિશ્ચિત સાધનના અભાવે ન્યયાધીશ કહેવડાવનાર વ્યક્તિને માટે નોકરશાહીની ઇચ્છા તૃપ્ત કરવી એ એકજ માર્ગ ખુલ્લો હોય છે. ઘણાને લાગશે કે મહાત્માજીને થયેલી શિક્ષા આસુરી છે. અમને યાદ આવે છે કે, આવા પ્રકારની શિક્ષા સામે લૉર્ડ મોર્લીએ એક વખત પોકાર કર્યો હતો; પણ તે વખતનો કાળ જુદો હતો અને આજનો જુદો છે. હવે આસુરી શિક્ષાથી નચિંત રહેવા જેટલી લોકોની તૈયારી થઇ છે ! આ શિક્ષા ફરમાવતી વખતે ન્યાયાધીશનું ચિત્ત પણ રાજકીય વિચારમાં ગૂંચાયેલું હતું એ તેમણે પોતેજ સિદ્ધ કરી બતાવ્યું છે. તિલકને પૂર્વે ૭ વર્ષની શિક્ષા થઈ હતી અને એ શિક્ષા ગાંધીને કરવામાં આવે તો બડબડવાનું કારણ નથી, એમ ન્યાયાધીશ પોતેજ બોલ્યા છે. વળી તેમની મનોભાવના સ્પષ્ટ કરતા શબ્દો આ પ્રમાણે છેઃ—'હિંદનું સાંપ્રતનું વાતાવરણ પલટાઇને ગાંધીની શિક્ષાની મુદત ઘટાડવા જેવી પરિસ્થિતિ પ્રાપ્ત થશે, તો મારાથી કોઇનેએ વિશેષ આનંદ નહિ થાય.' આ પ્રયદેસર પાંડિત્યનો આપણી સરળ ભાષામાં અર્થ આ પ્રમાણે થાયઃ—' તમે નોકરશાહીને લે મેલ કરાવી મૂકી છે, અને તમને છુટા કરવામાં સ્વરક્ષણને હરકત નહિ આવે એમ નોકરશાહીને લાગે ત્યાં

સુધી તમને જનતાથી દૂર રાખવા ઇષ્ટ છે. ન્યાયાધીશની કાયદેસર ભાષાનું સરળ ભાષામાં થતું ભાષાંતર એ પ્રમાણે છે. એમાંનો મુદ્દો લક્ષમાં લેવામાં આવે તો નોકરશાહીના અમલમાં લોકોને હક્ક અને સ્વતંત્રતા કેટલેસુધી પ્રાપ્ત છે, તે વિષે કોઇના મનમાં શંકા હોય તો તે દૂર થઇ જવી જોઇએ; તથાપિ અમારી ઇચ્છા એટલીજ છે કે, કેવળ નોકરશાહીની મરજીપર ગાંધીની મુકતતાનો કેવળ વિશેષ લંબાવો ન જોઇએ. ગાંધીને થયેલી કેદથી આપણી હીલચાલને મોટો ધક્કો લાગ્યો છે, એ વાત છુપાવી રાખવામાં કંઇ અર્થ નથી. ગાંધીની કુશળ અને વજનદાર આગેવાનીથી આજે દેશ વિખુટો પડયો છે. ગાંધીની જગ્યા સહજે પુરાય તેમ નથી; તથાપિ એ વાત પણ સ્પષ્ટ છે કે, આ બનાવથી દેશ કરતાં સરકારનેજ વિશેષ નુકશાન થશે. ગાંધીને મળેલા કારાગૃહવાસથી હિંદુસ્થાનમાં જે એકતા સાધ્ય થશે, તે અન્ય કોઇ ઉપાયથી કરી શકાત નહિ.

હિંદુસ્થાનમાં જે દમનનીતિ ધારણ કરી હજારો માણસોને સરકારે કારાગૃહમાં મોકલ્યા છે, તે દમનનીતિના મંદિરપર સરકારે આ રીતે કળશ ચઢાવ્યો છે. સરકાર અને પ્રજા વચ્ચેના કલહને એટલું ભીષણ સ્વરૂપ પ્રાપ્ત થયું છે કે, લોકશક્તિને કચડી નાખવા માટે શસ્ત્રાગારનાં સર્વ જલદ શસ્ત્રાસ્ત્રોનો ઉપયોગ કરવાની સરકારને ફરજ પડી છે. આ ઉપયોગ કરવામાં સરકાર સામાન્ય નીતિતત્વોને પણ વિસરી ગઇ છે એ વાત ગાંધીને મળેલી શિક્ષાપરથી સિદ્ધ થાય છે. જેની દાનતપર આજ સુધીમાં કોઇપણ જાતનું કલંક નથી, જેનું ધ્યેય ઉચ્ચતમ છે અને જેનું ચારિત્ર્ય અત્યંત પવિત્ર છે, એવી અત્યંત પૂજ્ય અને અજાતશત્રુ ઇશ્વરી વિભૂતિને ૭ વર્ષ જેટલા દીર્ઘ કાળપર્યંત કારગારમાં દાબી રાખતાં આ નોકરશાહીને યત્કિંચિત પણ

ખટકો લાગ્યો નથી. મહાત્મા ગાંધીના સ્વરૂપમાં આપણને કેવો ઉચ્ચ સ્વરૂપનો નેતા પ્રાપ્ત થયો છે, તે આ ખટલાપરથી સ્પષ્ટ રીતે સિદ્ધ થઇ ચુક્યું છે.

હવે આપણી પરીક્ષાનો કઠિન સમય આવી લાગ્યો છે. મહાત્માજી કારાગૃહમાં પુરાયાથી આપણી હીલચાલ નષ્ટ થશે અથવા તે વિકૃત બની તેનું પર્યવસાન રક્તપાતમાં થશે, તો સરકારનો વિજય થશે અને આ કૃત્ય ન્યાયી હતું એમ સિદ્ધ થશે. ઉલટ પક્ષે આ હીલચાલ પૂર્વનાજ જોમથી અને તેજ શુદ્ધ સ્વરૂપે ચાલુ રહેશે તો સરકારનો પરાજય નિશ્ચિત થશે. પોતાની શ્રદ્ધા કેવી પંક્તિની છે તે આખા જગતને સિદ્ધ કરી બતાવવાનું કાર્ય આજે હિંદી પ્રજાના હસ્તમાં રહેલું છે.





# ૨૮–ધર્મવીર ગાંધી.

(જૉન હન્સ હોમ્સ.)

હિંદુસ્થાનમાં મહાત્મા ગાંધીએ જે કાર્ય શરૂ કર્યું છે, તેનું મહત્ત્વ ફક્ત હિંદુસ્થાન પુરતું નહિ પણ આખા જગત માટે છે. આજે મેં તે કાર્યનો વિચાર તમારા સમક્ષ કરવા ઇચ્છા રાખી છે અને આ વખતે મને પૂર્વના એક આવા જ પ્રસંગનું સ્મરણ થયા સિવાય રહેતું નથી. જગતમાં સર્વશ્રેષ્ઠ પુરૂષ કોણ છે, એ પ્રશ્નનો વિચાર કરે આપણને બહુ દિવસ થયા નથી. તે વખતે મેં એ આદ્ય સ્થાને મહાત્મા ગાંધીની યોજના કરી હતી અને આજે પણ મારા ચિત્તમાં તે વિષે કંઇ ફેર-ફાર થયેલો નથી. જુઓ, તે વખત અને આજના વખતમાં કેટલું અંતર પડ્યું છે! તે વખતે ગાંધીનું નામ હિંદની બહાર વિશેષ જાણ-વામાં નહતું અને મને તે કેવળ યદચ્છાથીજ જણાયું હતું. મને તે વખતે જે કંઇ ભાંગી તૂટી માહિતી મળી હતી તે પરથીજ મારા ચિત્તને લાગ્યું હતું કે, ધર્મકાર્યની બાબતમાં એક શકકર્તા અને લોકોત્તરવૃત્તિનો પુરૂષ નિર્માણ થયો છે. એ વખતે મહાત્માજી વિષે મને કંઇ વિશેષ માહિતી મળેલી નહતી. એ માહિતી મેળવવા મેં કરેલા સર્વ પ્રયત્ન નિષ્ફળ ગયા હતા; પણ હવે તે સમયની સ્થિતિ સાફ બદલાઇ ગઇ છે. હવે તો સર્વ વર્તમાનપત્રોના પહેલાજ પૃષ્ઠપર

ગાંધીનું નામ ઝળકવા લાગ્યું છે. આ દેશ (અમેરિકા) નાં માસિકો અને સમાલોચકોમાં કેટલાએ નિબંધ એમના વિષે પ્રસિદ્ધ થઇ ચુક્યા છે; તેજ પ્રમાણે ઈંગ્લાંડ અને યૂરોપના અન્ય દેશોમાં કેટલીએ હકીકત પ્રસિદ્ધ થાય છે. 'ન્યૂયૉર્ક વર્લ્ડ' અમેરિકાનું મોટું વજનદાર પત્ર છે. એ પત્રે પોતાના એક પ્રતિનિધિને હિંદુસ્થાનની સ્થિતિનું નિરીક્ષણ કરવા મોકલ્યો છે. એ પ્રતિનિધિએ પણ ગાંધી અને તેમના અસહકાર વિષે પુષ્કળ નિબંધ લખ્યા છે. થોડાજ મહિનાપર ગાંધી એક અપ્રસિધ્ધ વ્યક્તિ હતી; પણ આટલાજ સમયમાં તેમની કીર્તિ અખિલ જગતમાં ગાજી રહી છે; અને તે યાવચ્ચંદ્ર દિવાકરો ચાલે તેવાં ચિન્હો પણ આજે દગ્ગોચર થવા લાગ્યાં છે. સમગ્ર જગતનું લક્ષ આજે એ એકજ વ્યક્તિ તરફ લાગી રહ્યું છે. ઇ. સ. ૧૯૧૮–૧૯૧૯ માં વુડ્રો વિલ્સનને જે મહત્ત્વનું સ્થાન મેળવ્યું હતું અને ઇ. સ. ૧૯૨૦–૨૧ માં નિકોલે લેનીને જે અસામાન્ય પદ પ્રાપ્ત કર્યું હતું, તેજ સ્થાન આજે પૂર્વની એક વામન મૂર્તિએ મેળવ્યું છે. એ ગૃહસ્થના હસ્તમાં કોઇ પણ સરકારી જગ્યો નહતી. એમને ઉજ્વલ કીર્તિ કે અતુલ સામર્થ્ય પૈકી કશાનીએ ઇચ્છા નથી; અને આજે એ મહાત્મા બ્રિટિશ તુરંગના લોખંડી ગજની પાછળ પડેલા છે!

કેવળ એકજ વ્યક્તિના જીવનક્રમમાં આવી પ્રચંડ ઉથલપાથલ થઈ છે તે તદ્દન અકારણ ન હોય; તે માટે તેવાંજ બલવત્તર કારણ હોવાં જોઇએ. આપણાથી દૂર એવા આ જગતના એક ભાગમાં આજે જે વાતો બને છે, તેમાંની બેચાર વાતનો વિચાર કરીશું તો ત્યાં પવન કઇ બાજુમાં ફૂંકાય છે તે આપણા લક્ષમાં આવશે; અને આજના સુપ્રભાતે મેં એજ કાર્ય કરવા ધાર્યું છે.

હિંદમાં આજે રાષ્ટ્રીય પક્ષની કલ્પનાતીત વૃધ્ધિ થઇ છે. થોડાંજ

વર્ષો પૂર્વે સ્વરાજ્યવાદીઓના પક્ષમાં કેટલાક માથાફરેલા અને કેટલાક અત્યાચારી જ માત્ર હતા. તે વખતે સંસ્થાનિક સ્વરાજ્યનું જ ધ્યેય જનસમૂહ અને તેના બુધ્ધિશાળી નેતાઓ સમક્ષ હતું. તે વખતે સામ્રાજ્યમાં સંસ્થાનોને જે અધિકાર છે, તે મળે તો પછી અન્ય કંઇ કર્તવ્ય રહેતું નથી એવી સમજ માત્ર હતી; એથી આગળ વધવાની કોઇને ઇચ્છા નહતી અને તે સફળ થવાની આશા પણ નહતી. નીચલો સામાન્ય વર્ગ અજ્ઞાનમાં ડુબેલો હતો અને દેશમાં શું ચાલે છે તેની ખબર પણ તેમને નહોતી; પરંતુ આજે બ્રિટિશ ધૂંસરી ફેંકી દેવાની હીલચાલ દાવાનળની માફક આખા દેશમાં એક છેડાથી બીજા છેડાસુધી પ્રસરી રહી છે. હવે માત્ર ત્યાંના દેશી રાજાઓ, ખુશામતીયાઓ, સરકારી અધિકારીઓ, નોકર ચાકરો, કેટલાક સુશિક્ષિત અને શ્રીમંતોજ બ્રિટિશ સત્તાને પુરેપુરો ટેકો આપે છે. દેશમાં ઉથલપાથલનો સંભવ સદાએ શ્રીમંતોને ભયપ્રદ લાગે છે. સ્વાભાવિક રીતેજ તેમની ઇચ્છા એવી હોય છે કે, રાજ્યનું ચાલતું ગાડું જેવું ને તેવું ચાલ્યા કરે; પરંતુ આવા, બ્રિટિશની સત્તા હિંદમાં જાળવી રાખવાની ઇચ્છા રાખનારાઓ હિંદમાં દશબાર લાખથી વિશેષ નહિ જણાય. હિંદમાંનો બાકીનો તમામ જનસમૂહ બ્રિટિશ સત્તામાંથી મુક્ત થવાની ઇચ્છાથી ક્ષુબ્ધ બની ગયો છે. રવીંદ્રનાથ ટાગોર જેવા ઉચ્ચ પંક્તિના પુરુષથી આરંભીને ઠેઠ ઢેડ ભંગી સુધીની સર્વ જનતા એ ધૂંસરી ઉતારી નાખવાની ઇચ્છા રાખે છે. હિંદુસ્થાનની લોકસંખ્યા ત્રીસ કરોડથી વિશેષ એટલે જગતની વસ્તીના એક પંચમાંશ જેટલી છે, એ વાત ધ્યાનમાં લેવા જેવી છે. આવો પ્રચંડ જનસમૂહ આજે ખળભળી ઉઠ્યો છે અને માનવવસ્તીનો આવો મોટો ભાગ પ્રયત્નશીલ થયો છે એ એકજ વાત લક્ષમાં લેશો, તો એ તરફ

સમગ્ર જગતની દષ્ટિ કેમ લાગી રહી છે તે તમે સમજી શકશો.

બીજો મુદ્દો એ છે કે, આ હીલચાલનું નેતૃત્વ આજે ગાંધીને મળેલું છે. મહાત્માજીની કીર્તિ સર્વમુખી થવાનું આ બીજું કારણ છે. થોડાંજ વર્ષો પૂર્વે ગાંધીના મનમાં ઈંગ્લાંડ વિષે સ્નેહભાવ હતો અને તે એમ પણ ઇચ્છતા હતા કે, હિંદમાં એની સત્તા અબાધિત રહે. સામ્રાજ્ય સરકાર તરફથી ગાંધીને અનેક વખત ભલામણપત્રો અને બક્ષીસાદિ મળેલાં છે. મહાયુધ્ધના સમયે તેમણે મિત્રરાજ્યોને ટેકો આપ્યો હતો અને પોતાથી બનતું સર્વ કરીને બ્રિટિશ તલવારની સત્તા તથા સામર્થ્ય ટકાવી રાખવાનો યત્ન પણ કર્યો હતો. યુધ્ધના અંત પછી પણ તેમણે થોડા ઘણા પ્રમાણના સ્વરાજ્યથી અધિક એવી કંઇ માગણી કરી નહતી; પરંતુ પછી જે બનાવ બન્યા, તેથી તેમની બુધ્ધિ સમૂળગી પલટાઇ ગઇ. અમૃતસરમાં સેનાપતિ ડાયરે ગરીબ દુર્બળ હિંદી ટોળાપર તોપોનો મારો ચલાવી ત્રણસો ચારસો માણુસને મારી નાખ્યા અને કેટલાયને ઘાયલ કર્યા તેની તો ગણત્રી જ રહી નહિ. એમાં નિર્દોષ વૃધ્ધો, સ્ત્રીઓ અને બાલકો પણ હતાં. આ વખતથી મહાત્માજી ઇંગ્લાંડના ઉઘાડા શત્રુ બન્યા. ઇંગ્લાંડના અમલથી હિંદને મુક્ત કરાવવા તેમણે યજ્ઞકંકણ બાંધ્યું. હિંદી રાષ્ટ્રીય મહાસભાએ તેમના અસહકારને અનુમતિ આપી. એ પછીના વર્ષે તેજ મહાસભામાં અત્યંત બહુમતિથી તેમના મતને ટેકો મળ્યો અને તેજ સમયે મુખ્ય નેતાના સ્થાને તેમની યોજના પણ થઈ. આજે આખા હિંદની ભવિતવ્યતાનાં સૂત્રો એ એકજ વ્યક્તિના હસ્તમાં આવ્યાં છે. આ ગાંધી બોલ્યા એટલે આખો દેશજ બોલ્યો સમજવો. ગાંધી કરે તે આખા દેશને શિરસાવંદ્ય. ગાંધીને કેદ એટલે આખા દેશની હલકાઈ અને અપમાન. સમગ્ર રાષ્ટ્રપુરૂષોના જીવાત્મા કોઇ

કાળે એકજ વ્યક્તિના રૂપે અવતરવા શક્ય હોય તો હિંદી રાષ્ટ્ર પુરૂષોના આત્મા ગાંધીરૂપે અવતર્યા છે, એમ કહેવાને મને કંઇજ હરકત નથી.

ગાંધીની કીર્તિ અને સત્તામાં અશ્રુતપૂર્વ વૃદ્ધિ થવાનું ત્રીજું પણ એક કારણ છે. બ્રિટિશ સરકારે હિંદમાં દમનનીતિ શરૂ કરી ગાંધીના વજનમાં વિશેષ જ વૃધ્ધિ કરી છે. વસ્તુતઃ આવા પ્રકારના પ્રસંગે રાજશાસન દમનનીતિનો સ્વીકાર કેમ કરે છે એ ગૂઢનો ઉકેલ ફક્ત એક વાત સમજવાથીજ થઈ શકે છે. મનુષ્ય માત્રની માનસિક અવસ્થા અને પૂર્વકાળનો ઇતિહાસ એ બાબતોનું ગાઢ અજ્ઞાન, તથા મળેલા અનુભવોપરથી શાણા નહિ બનવાની ઇચ્છા એ રાજશાસનમાં રહેલી હોય છે; આ વાત સ્વીકાર્યા સિવાય એ ગૂઢની સંગતિ અન્ય કોઇ પણ રીતે થઇ શકે તેમ નથી. દડપશાહીથી કોઇ પણ ઇષ્ટ કાર્યની સિધ્ધિ થતી નથી, એ પ્રાચીન અનુભવ છે. પ્રાચીન કિંવા અર્વાચીન કાળના ઇતિહાસમાંથી, એ નીતિ સફળ થઈ હોય એવું એક પણ ઉદાહરણ બતાવવા હું આવ્હાન કરૂં છું. તમે એવો એક પણ પ્રસંગ જોઈ શકશો નહિ કે પોતાને અનિષ્ટ જણાતી વાતને નષ્ટ કરવા માટે સરકારે દડપશાહી સ્વીકારવાથી તે વાત નષ્ટ થઇ હોય. બ્રિટિશોએ પણ એ શસ્ત્રોનો વારંવાર ઉપયોગ કર્યો છે અને તે પ્રત્યેકમાં તે નિષ્ફળ ગયા છે. ઇ. સ. ૧૭૭૫ માં એ શસ્ત્ર અફળ બન્યું. ઇ. સ. ૧૮૨૦ અને ૧૮૪૦ દરમીયાન ખુદ ઈંગ્લાંડમાં પણ તેને યશ મળ્યો નહિ. દક્ષિણ આફ્રિકામાં પણ તેજ અનુભવ થયો; અને ગઇ કાલની જ વાત, આર્યલાંડમાં પણ તેનો પરાજય જ થયો છે અને એજ પરંપરાને અનુસરીને આવતી કાલે હિંદમાં પણ તેજ દશા થવાની છે. એક બાબતમાં માત્ર દડપશાહીને યશ મળે છે

ખરો. જેનાપર તેનો કોરડો ચલાવવામાં આવે છે તેનું કાર્ય જગપ્રસિદ્ધ કરવાને તે ઉપયોગી થઇ પડે છે. શેકસપીયર કહે છે કે, ‘અમારા મિત્રો જનસમૂહમાં અમારી માહિતી ફેલાવે છે. મહાકવિના આ કથનમાં હું એટલું વધારીને કહું છું કે, ‘અમારા ભયંકર શત્રુઓ પણ જગત આખામાં અમારી પ્રસિધ્ધિ કરે છે.’ હિંદીઓએ કેવળ સ્વપ્રયત્નના જોમપર સ્વાતંત્ર્ય માટે ગમે તેવાં મહત્ત્વનાં કાર્ય કર્યાં હોત તો પણ, બ્રિટિશ નોકરશાહીનું દમન ન હોત તો આખા જગતમાં તેમના કાર્યનો પ્રસાર થયો નહોત અને આજે તેમને જે સહાનુભૂતિ જગત તરફથી મળે છે તે ન મળી હોત. અલીબંધુઓને કેદ કર્યા તે સાથેજ એ સમાચાર મહમદી મુલકના એક છેડાથી બીજા છેડા સુધી દાવાનળની માફક પ્રસરી ગયા; અને જગતના કોઇ ખૂણાખાંચરામાં રહેતા મુસલમાનને પણ હિંદના સ્વાતંત્ર્યના ઝગડામાં સહાય કરવાની લાગણી ઉપજવા લાગી. લજપતરાયને તુરંગમાં પડેલા જાણુતાંજ હજારો અંગ્રેજો અને અમેરિકનોનાં અંતઃકરણ ખળભળી ગયાં; કારણ કે તેઓ જાણે છે કે, લજપતરાય એક વિદ્વાન અને સભ્ય ગૃહસ્થ છે. આવા પ્રકારના સુસંસ્કૃત ગૃહસ્થ પણ જ્યાં છૂટા રહી શકતા નથી ત્યાં કેવી વિકટ પરિસ્થિતિ થઇ હશે તેનું તેઓ અનુમાન પણ કરી શકતા નથી; અને એજ ન્યાય આજે જગતના કરોડો માણસો ગાંધીને લાગુ પાડે છે. ગાંધીને જગતના કરોડો માણસો જાણે છે અને તેમની વૃત્તિ વિષે તેમને જે કંઈ માહિતી છે તથા તે આજે જે પરિસ્થતિમાં મૂકાયા છે તે પરથી એ કરોડો માણસો કાલે તેમની ભક્તિ પણ કરવા લાગશે અને કહેશે કે, સામ્રાજ્યમદના જુલમે અમારા મહાત્માનો ભોગ લીધો છે.

હિંદુસ્થાનમાં હમણાં શું ચાલે છે અને ત્યાંની પરિસ્થિતિ કેવા

પ્રકારની છે, તેનું જ્ઞાન બીજી એક વાતપરથી પણ થવા જેવું છે. હમણાં જ બ્રિટિશ યુવરાજે હિંદની મુલાકાત લીધી છે. એ યોજના કરનારની મૂર્ખતાની જોડી અન્ય કોઇ પણ સ્થળે મને મળી આવતી નથી. કહેવામાં આવે છે કે, હિંદીઓ બ્રિટિશ સત્તાને કેટલા એકનિષ્ઠ છે તે બતાવવા માટે આ યોજના કરવામાં આવી હતી. હિંદીઓ જો ખરેખર રાજનિષ્ઠ હોત તો યુવરાજના આગમનની કંઇ જ જરૂર નહતી; તથાપિ મુલાકાતનો પ્રસંગ બન્યો અને પરિસ્થિતિ એટલી વિચિત્ર નીવડી કે, જે પ્રકાર નહોતો બનવો જોઇતો તેનું પ્રદર્શન આખા જગત સમક્ષ થયું. ધારેલી વાત બાજુએ રહી અને જેની જરૂર નહતી તે ફળ પ્રાપ્ત થયું.

યુવરાજ હિંદમાં આવનાર છે એ વાત જાહેર થતાંજ ગાંધીએ પણ બહિષ્કારનું રણશીંગું ફૂંક્યું. આ નિર્દોષ રાજપુત્ર માટે તેમના મનમાં કંઈ વ્યક્તિગત વૈષમ્ય નહતું. બાવરી બનેલી સરકારે પોતાનાં દુષ્કૃત્યોનો ઢાંક પીછોડો કરવા બિચારા રાજપુત્રને આગળ કર્યા. આવી સ્થિતિમાં નોકરશાહીનો દાવ ઉઘાડો પાડી તેના અમલ વિષે લોકમત કેવો છે તે સ્પષ્ટ કરવા માટે ગાંધીએ આ સંધિનો લાભ લીધો. રાજપુત્રના ચરણ હિંદના કિનારે મૂકાયા તે સાથેજ બહિષ્કારનો આરંભ થયો. જ્યાં જ્યાં યુવરાજની સ્વારી ગઇ ત્યાં ત્યાં હિંદીઓની પીઠ માત્ર તેમની નજરે પડી અને અલ્લાહાબાદ તો ઉજ્જડ જેવુંજ જણાયું. શહેરના દરવાજામાંથી યુવરાજે પ્રવેશ કર્યો; પણ તેમની દૃષ્ટિ સમક્ષ એકાદ મૃત નગરીનું ચિત્ર ઉભું રહ્યું. તેમણે લાંબા લાંબા રાજમાર્ગોને નિર્જન જોયા અને ઘરોનાં બારી બારણાં પણ ખુલ્લાં ન જણાયાં. એજ સમયે શહેર બહાર એક જગાએ હજારો માણસો સ્વરાજ્યની દાંડી પીટવા એકત્ર થયા હતા. કહો કે તેઓ આ હીલચાલને

યશસ્વી બનાવવા પ્રતિજ્ઞાઓ લઇ રહ્યા હતા. આ મુલાકાતથી જો કંઇ કાર્ય થયું હોય તો તે એટલું જ કે, હિંદુસ્થાનમાં પ્રસરેલો અસંતોષ જગતને જાહેર થયો; તેજ પ્રમાણે ગાંધી અને તેમના ધર્મયુધ્ધની માહિતી જગતને મળી. અન્ય કોઇ પણ ઉપાયથી હિંદીઓ આ કાર્ય કરી શક્યા ન હોત.

સમસ્ત માનવજાતિનું લક્ષ ખેંચાવા જેવી જે કંઈ વાતો હિંદુસ્થાનમાં ગયા થોડા મહિનામાં બની છે, તેમાંની કેટલીકની ચર્ચા ઉપર કરવામાં આવી. તે ઉપરથી પણ મહાત્મા ગાંધી કોણ છે અને હિંદુસ્થાનમાં તે શી હીલચાલ કરે છે તે વાત સામાન્ય જનો સમજી શકે તેમ છે; તથાપિ ગાંધીના ચરિત્ર તરફ લોકોનું અધિક લક્ષ ખેંચાશે તો ઠીક થશે. કેમકે એ પૌર્વાત્ય સાધુપુરૂષના ચારિત્ર્યશ્રવણ અને તેનાથી મળનારા જ્ઞાન કરતાં જીવાત્માને અધિક પવિત્ર બનાવે એવું અન્ય કંઇ નથી. અંતર્ગત પવિત્રતા અને તેના વ્યક્ત સ્વરૂપના–આત્મભક્તિની જેઓ ખરી કિંમત સમજી શકે છે, તેઓને મહાત્માના ચારિત્ર્યશ્રવણથી અત્યંત આલ્હાદ થશે. તેમના હૃદયતાપ એથી જરૂર શાંત થશે. હિંદુસ્થાનની રાજકીય પરિસ્થિતિ-સાથે આજે ગાંધીનું નામ સજ્જડ ચોટી ગયું છે, એ વાત એક રીતે દુર્ભાગ્યની ગણવી જોઇએ; કારણકે એથી ઘણાને એવો ભ્રમ થવાનો સંભવ છે કે, તે એક રાષ્ટ્રના એક રાજકીય નેતા માત્ર છે. વીલિયમ ટેલ, વીલિયમ વૉલેસ, રૉબર્ટ એમેટ, કાસીયોસ્કો, જ્યૉર્જ વૉશિંગ્ટન, ગૅરીબૉલ્ડી વગેરે પુરૂષોએ રાષ્ટ્રની સ્વતંત્રતા માટે જે પ્રકારનાં કાર્ય કર્યાં છે, તેવુંજ એક કાર્ય આજે હિંદુસ્થાન માટે ગાંધી કરે છે: આથી હું એમ કહેવા નથી ઇચ્છતો કે, મહાત્માજીનું નામ એ પુરૂષોના વર્ગમાં દાખલ થાય તો કંઇ ખોટું થાય છે. એ પુરૂષો પ્રમાણેજ

તે પણ આજે રાષ્ટ્રના અગ્રપદે ઉભા છે અને તેમની માફકજ સ્વાતંત્ર્ય માટે યુદ્ધ કરે છે; પરંતુ એટલુંજ કહેવા ઇચ્છું છું કે તેમના કાર્યની સમાપ્તિ આટલેથી થઇ જાય છે અને તેમની ચારિત્ર્ય-ઉજ્વલતાનું એ એકજ કારણ છે એમ માનવામાં સર્વથા ભૂલ થાય છે. એટલુંજ નહિ પણ હિંદને પરતંત્રતામાંથી છોડાવવાનો તેમનો આદ્ય હેતુ છે એમ કહેવું એ પણ ભૂલભર્યું થશે. તેમનો જીવનહેતુ એથી અધિક વિસ્તૃત છે. એક મોટા રાષ્ટ્રને મુક્તિલાભ અપાવવાની વાત કરતાં તે હેતુ અધિક ઉજ્વલ છે. અંગ્રેજ નોકરશાહીના અમલમાંથી હિંદુસ્થાનને છોડાવવાની જ્વાલા તેમના હૃદયમાં ભભૂકે છે એ વાત ખરી છે અને વર્તમાન ક્ષણે એજ કાર્યને તેમણે જીવન અર્પ્યું છે એ વાત પણ ખરી છે; તથાપિ તેમના સંકલિત જીવનહેતુનો એ તો એક ભાગ માત્રજ છે. તેમનો ખરો હેતુ એથી અધિક વિસ્તૃત, અધિક ઉજ્વલ અને અધિક ઉચ્ચ છે. આજે હિંદમાં સ્વાતંત્ર્યપ્રાપ્તિની હીલચાલ ઉદ્‌ભવી ન હોત તોપણ તેના અભાવના કારણે ગાંધીના ઉજ્વલ રૂપને યત્કિંચિત પણ ક્ષતિ ન પહોંચી હોત. આજે જે પ્રમાણે આખા જગતમાંથી તેમને એકલાનેજ ચૂંટી કહાડવામાં આવે છે; તેજ પ્રમાણે તે પરિસ્થિતિમાં પણ બન્યું હોત. હિંદુસ્થાનની હીલચાલનો કાલેજ અંત આવે અથવા તેનો વિજય થઇને તેને સ્વતંત્રતા પ્રાપ્ત થાય, તોપણ ગાંધીનું કાર્ય તો ચાલુજ રહેશે. વીલિયમ વૉલેસ, વૉશિંગ્ટન, ગૅરીબૉલ્ડી વગેરે પુરૂષોએ સ્વતંત્રતા માટે યુદ્ધભેરી વગાડી, તલવાર ખેંચી, રણક્ષેત્રપર રક્તપાત કર્યો અને કોઇએ સ્વદેશ માટે પ્રાણનો ભોગ પણ આપ્યો; તથાપિ ગાંધીને એ વર્ગમાં મુકી શકાશે નહિ. ગાંધી શસ્ત્રધારી નથી, તે તલવારને સ્પર્શ કરતા નથી. સ્વતંત્રતા માટે એવા પ્રકારનું યુદ્ધ કરવું નહિ એ તેમનું બિરુદ છે. તે

દુષ્ટનો પણ પ્રતિકાર કરતા નથી. તે દંડનીતિ કરતાં શ્રેષ્ઠ એવી વિશ્વ-શક્તિની આરાધના કરે છે. તેમને શારીરિક બળ કરતાં ચૈતન્યબળમાં અધિક દૃઢ શ્રદ્ધા છે. તે શારીરિક બળના ભક્ત નથી; તે તો ચૈતન્ય-શક્તિના ઉપાસક છે. આ ઉપરથી લક્ષમાં આવશે કે, મહાત્માજી એક રાષ્ટ્રના રાજકીય નેતા નથી, પણ સમસ્ત જગતના ધર્મપ્રણેતા છે. એવી વ્યક્તિનું મહત્ત્વ એકાદ વિશિષ્ટ સ્થળ કે દેશપુરતું નહિ, પણ વિશ્વવ્યાપી હોય છે. ગાંધી ચૈતન્યસાગરના રહેવાસી છે અને તેમનું નિવાસસ્થાન તથા હીલચાલનું સ્થળ પણ એજ છે. તેમના વાદ-વિવાદ રાજા અને સત્તાધારી પ્રધાન આગળ ચાલતા નથી, પણ જીવાત્મા અને પરમાત્મા આગળ ચાલે છે. તેમને રાજા અને પ્રધાન સાથે કંઇ કર્તવ્ય નથી; પણ પરમાત્મા સાથે છે. એકાદ વિશિષ્ટ દેશને પરતંત્રતામાંથી મુક્ત કરાવવો એટલોજ માત્ર હેતુ નથી; પણ સમગ્ર માનવજાતિને મુક્તિમાર્ગ દર્શાવવો એ તેમનું કાર્ય છે. આજ સુધી ઇતિહાસમાં જે ઉચ્ચ ભૂમિકાઓ નિર્માણ થઈ છે, તેમાંના કોઇપણ વર્ગમાં ગાંધીને દાખલ કરવા હોય તો બુદ્ધ, જરથુસ્ત અને વિશેષતઃ ઈસુનાજ વર્ગમાં તેમને બેસાડવા પડશે. યુગે યુગે જે અનેક મંત્રદૃષ્ટાઓ થયા છે તે એશિઆમાંજ નિર્માણ થયા છે. તેમણે એક પછી એક જન્મ લઇ સ્વચરિતદ્વારા સમસ્ત માનવકુલને સદુપદેશ આપ્યો છે. તેમણે માનવજીવનનો અંતિમ હેતુ શો છે તે પોતાના ઉદાહરણથી જગતને બતાવી મનુષ્યમાત્રને મુક્તિપથે દોરવાનો પ્રયત્ન કર્યો છે. એ પવિત્ર વંશની એક વિભૂતિ આજે આપણી સમક્ષ ઉભી છે. તેણે હિંદુસ્થાનમાં જન્મ લીધો છે. તેનું નામ મહાત્મા ગાંધી છે. ઇતિહા-સના સત્યકથનને સંપૂર્ણ રીતે લક્ષમાં રાખી તથા પૂર્ણ વિનીત અંતઃ-કરણથી હું મહાત્મા ગાંધીની તુલના ઇસુ ખ્રિસ્તસાથે કરૂં છું. પ્લુટાર્કે

ગ્રીસ અને રોમના શૂર પુરૂષોનાં ચરિત્રો લખ્યાં છે, તેજ પ્રમાણે ઇસુ અને ગાંધી એ બેનાં ચરિત્ર તુલનાત્મક દૃષ્ટિએ લખાશે તો એ ઉભયમાં રહેલી વિલક્ષણ સામ્યતા જોઇ વાંચક ખરેખર દિંગ બની જશે. ક્રુસપર ચઢાવી ઇસુના પ્રાણ લેવામાં આવ્યા હતા એટલીજ માત્ર સામ્યતામાં ઉણપ રહેલી છે; પરંતુ આજનું બ્રિટિશ સામ્રાજ્ય જે માર્ગે પગલું ભરે છે, તેજ માર્ગે કાલનું રોમન સામ્રાજ્ય પણ ગયું હતું. અર્થાત્ સંભવિત છે કે, કાલના રોમન સામ્રાજ્યે આલેખેલા ઇતિહાસની આબેહુબ પુનરાવૃત્તિ કરી બ્રિટિશ સામ્રાજ્ય પણ ગાંધીને દેહાન્તની શિક્ષા ફરમાવે.

આપણને જણાઇ આવશે કે, ગાંધીનું ઉદ્દિષ્ટ કાર્ય કેવળ હિંદુસ્થાન પુરતુંજ નહિ પણ સમગ્ર જગત માટે છે; અને મેં તેમના કાર્યના એજ અંગ વિષે વિવેચન કરવાની યોજના રાખી છે. ગાંધી રાજકીય નેતા નથી પણ ધર્મપ્રણેતા છે એજ મુદ્દાપર મારે વિશેષ જોર આપવાનું છે. એ ધર્મકાર્ય કેવી રીતે કરે છે તેનો નિર્ણય તેમની દાનત અને ચારિત્ર્યપરથી થવા જેવો છે. હિંદીઓપર ગાંધીની એટલી અપૂર્વ છાપ કેમ પડી, તેનો વિચાર કરીએ છીએ એટલે તેમના ધર્મકાર્યની ચાવી આપણા હાથમાં આવે છે. હિંદમાં આજે તેમનું વજન સર્વવ્યાપી છે એ વિષે કોઇ પણ શંકા નહિ કરે. ત્રીસ બત્રીસ કરોડ માણસોપર આટલું સ્વામિત્વ મેળવનાર અન્ય એકે પુરૂષનું આજે જગતમાં અસ્તિત્વ નથી. કેવળ આટલીજ વાતપરથી એ દેખાવને અદ્વિતીયજ કહેવો જોઇએ. પૅલેસ્ટાઇનમાં ઇસુની પાછળ જેમ સ્ત્રીપુરૂષોનાં ટોળેટોળાં દોડતાં, તેજ પ્રમાણે આજે ગાંધીની પાછળ ટોળેટોળાં દોડે છે. એકાદ ગામમાં ગાંધીનું વ્યાખ્યાન થવાનું હોય છે તો ત્યાં સહજ સહજમાં લાખ પોણોલાખ માણસ એકઠાં થઇ

જાય છે. ગાંધી ચમત્કાર કરે છે એમ માનનાર પણ પુષ્કળ માણુસો આજે હિંદુસ્થાનમાં છે. ગામડાંનો અજ્ઞ અને ભોળો જનસમૂહ સાંજના વખતે ટાઢા પહોરનાં ગપ્પાં મારે છે, તેમાં તેઓ ગાંધીના ચમત્કારોનાં રસપૂર્ણ વર્ણન પરસ્પર કહી સંભળાવે છે. તેમનું મહાત્મા નામ હવે સર્વમુખી બનેલું છે. સામાન્ય જનતાની દૃષ્ટિએ તે માનવ કોટિથી મુક્ત થઇ દેવકોટિમાં પ્રવેશ્યા છે. આ પ્રકારની તુલના કરવાને એકાદ ઉદાહરણની જરૂર હશે તો અતિ પ્રાચીનકાળના ઇતિહાસમાં પ્રવેશ કરી જગતનો એકાદ દૂરનો ખૂણો શોધવો પડશે; અને એટલું કરવા છતાં એ સામ્ય સર્વદૃષ્ટિએ સંપૂર્ણપણે નહિ થઇ શકે. કારણ કે એક અધિકારી અને તટસ્થ ગૃહસ્થ એવી સાક્ષી પુરે છે કે, આજસુધીના જ્ઞાત ઇતિહાસમાં એવો અન્ય કોઇ પણ પુરૂષ જણાતો નથી કે, જેનો આટલો પ્રચંડ અને એકનિષ્ઠ અનુચરવર્ગ હોય.

આ અદ્વિતીય પરિસ્થિતિનું કારણ કેવળ બાહ્ય ઉપાધિમાં શોધવાથી મળે તેમ નથી. દર્શન થતાંજ મોહ થાય તેવું કોઇ પણ સાધન ગાંધી પાસે નથી. તેમની દેહકળા નયનમનોહર નથી; એટલું જ નહિ પણ પ્રેક્ષકને દયા ઉપજાવે તેટલી ક્ષુદ્ર છે. તેમના શરીરનું વજન સો રતલ કરતાં પણ ઓછું છે. ત્રીસ વર્ષ પર્યંત ઉગ્ર તાપસ વૃત્તિથી રહી દેહકષ્ટ સહેનારની શરીરરચના વિષે આપણા મનમાં જેવી કલ્પના થઇ શક્તિ હોય તેવીજ ગાંધીની દેહરચના છે. તેમનામાં ઉભા ઉભા બોલવાની શક્તિ પણ કેટલીક વખત નથી હોતી અને એવા સમયે તે ખુરશીપર બેસીને શ્રોતાને પોતાનું કથન સંભળાવે છે. તેમના બાહ્યાકારમાં માત્ર તેમનાં નેત્રોનું પાણી વિલક્ષણ છે. જાણે જડ દેહનાં બંધનને ભસ્મીભૂત કરવા અંદરનો પ્રજ્વલિત જ્ઞાનાગ્નિ ચક્ષુમાંથી બહાર પડતો હોયને! વળી ગાંધી વિલક્ષણ બુદ્ધિવાળા

પુરૂષ હોય એમ પણ નથી. તેમની માનસિક શક્તિ સર્વવિષયગ્રાહક હોય એમ પણ નથી. બુદ્ધિની બાબતમાં લીયો ટૉલ્સ્ટૉયનો ચતુર્થાંશ પણ તેમનામાં નથી. ' યુદ્ધ અને શાંતિ, ' ' ઍના કૅરેનીના, ' ' મારો ધર્મ, ' વગેરે પ્રકારનાં ગ્રંથરત્ન એ હિંદુ ગૃહસ્થની બુદ્ધિમાંથી કોઇ કાળે ઉત્પન્ન થાય એમ મને નથી લાગતું. ગાંધી મહાન છે, પણ એવા ગ્રંથ પ્રસવવા જેવી તેમની મનોભૂમિકા નથી. એ ભૂમિકાપર તેમની બુદ્ધિ વિચરતીજ નથી. તેમના વક્તૃત્વની પણ એજ સ્થિતિ છે. વક્તૃત્વ વિષે હું નિશ્ચિતપણે કંઇ નહિ કહી શકું; કારણ કે એ કલાને સમજવાનું માપ કદાચિત આપણું અને પૌર્વાત્યોનું જુદું હશે. હિંદમાં જેને ઉત્તમ વક્તૃત્વ સમજવામાં આવતું હોય તે અમેરિકનોની દૃષ્ટિએ કદાચ હિણકસ ઠરવું શક્ય છે; તથાપિ મેં ગાંધીનાં જે છપાયેલાં વ્યાખ્યાનો વાંચ્યાં છે, તે પરથી તે મોટા વક્તા હોય એવી મારી સમજ થઇ નથી. એડમંડ બર્ક અને પેટ્રીક હેનરીના શબ્દોમાં જે જાદુ ભરેલો છે, તેનું નામનિશાન પણ ગાંધીના વ્યાખ્યાનમાં મારી દૃષ્ટિએ પડ્યું નથી; એટલુંજ નહિ પણ તેમના ભાષણમાં આજના પ્રસંગને શોભે તથા પ્રસ્તુત ચર્ચાને સૂત્રાત્મક થાય તેવા પ્રકારની સુંદર ઉત્તુંગ કલ્પના કે ઉદાત્ત વિચારો શોધવામાં પણ મને મુશ્કેલીજ પડી. આમ હોવા છતાં ગાંધી પોતાનાં ભાષણોથી શ્રોતાઓને દિંગ બનાવી દે છે એ વિષે પણ જોઇએ તેટલો પુરાવો મળી આવે છે. એ મોહિનીનું કારણ તેમની વક્તૃત્વ શક્તિમાં નહિ હોવાથી તે કારણ આપણે અન્ય કોઇ સ્થળે શોધવું પડશે.

ત્યારે ગાંધીને હિંદુઓ મહાત્મા માને તેવો કયો ગુણ તેમનામાં છે ? તેમનામાં શરીરબળ નથી, બુદ્ધિબળ નથી અને વક્તૃત્વબળ પણ નથી. એમાંનો એકે ગુણ તેમનામાં નહિ હોય; પણ તેમનામાં જે

વ્યક્તિવિશિષ્ટત્વ અથવા દાનતનું અનુપમ સૌંદર્ય છે, તેજ તેમની અદ્વિતીય લોકપ્રિયતાનું કારણુ છે. પ્રથમ દર્શનેજ કોઇ પણુ જોઇ શકે છે કે, તેમનો સર્વ જીવનક્રમ તદ્દન સામાન્ય માણુસના જીવનક્રમને મળતોજ છે. સામાન્ય માણુસ કરતાં પોતાની રહેણી અધિક ઉચ્ચ અથવા ભિન્ન ન રહે એ તરફ તેમનું ખાસ લક્ષ છે. વિલાયતથી મુંબઇ ગયા પછી તેમણે વકીલાતનો ધંધો શરૂ કર્યો હતો; પણુ એ પછી તેમના હસ્તે જે કૃતિ થઇ તેવી કોઇ પણુ મનુષ્યથા કોઇ પણુ યુગમાં ક્વચિતજ થઇ શકે તેમ છે. તેમનો જન્મ મૂળથીજ ઉચ્ચકુળમાં થયેલો હતો, સુખ સમાધાનપૂર્વક રહેવા જેવી તેમની સ્થિતિ હતી અને તેમને સ્વદેશમાં તથા વિલાયતમાં અર્વાચીન પદ્ધતિનું શિક્ષણુ પણુ ઠીક પ્રમાણુમાં મળેલું હતું. આવી સ્થિતિમાં ધન અને કીર્તિને વશ થઇ તે સહેલાઇથી એ બાબતમાં આગળ વધી શક્યા હોત; પણુ તેમણે તેમ કર્યું નહિ. તે ધનને વશ થયા હોત તો સામાન્ય જનોથી દૂરજ રહ્યા હોત. આથી તે લક્ષ્મીમંદિરનું એક એક પગથીયું ચઢતા ચાલવાને બદલે અવળું મુખ કરી એક એક પગથીયું નીચે ઉતરવા લાગ્યા. આમ કરતાં કરતાં તેઓ જે સ્થળે માણુસો પશુ સમાન ગણુાતાં હતાં અને દુઃખમાં સડી મરતાં હતાં, જે સ્થળે અશ્રુપાત, રક્ત અને પરસેવાની નદીઓ વહેતી હતી તે સ્થળે જઇ પહોંચ્યા. જગતમાં કનિષ્ઠથી પણુ કનિષ્ઠ માણુસ જે જે દુઃખ ભોગવે છે, જે જે જુલમ વેઠે છે અને જે જે સંકટ સહે છે, તે સર્વનો જાતે અનુભવ લેવાનો તેમણે નિશ્ચય કર્યો; એટલુંજ નહિ પણુ અસ્પૃશ્ય ગણુાતા માણુસોને પણુ તે પોતાની પંક્તિના ગણુવા લાગ્યા. તેમનામાં હળી મળીને તથા તેમની માફક વર્તીને જગતના લોકો આગળ પોતાને તુચ્છ ગણુાવવામાં જે કટુતમ અનુ-

ભવ મળે છે, તે પણ તેમણે મેળવ્યો. એવું એક પણ દુઃખ જગતમાં નથી કે જે ગાંધીએ અનુભવ્યું ન હોય ! એ પછી પણ રાજકીય સુધારણાના તેમણે જે યત્ન કર્યા તે સર્વમાં ભોગવવાં પડતાં કષ્ટ પ્રથમ તેમણે જાતે ભોગવ્યાં છે અને પછીજ અન્યને તેની દીક્ષા આપી છે.

દક્ષિણ આફ્રિકાની સરકારનો પ્રતિકાર કરવા માટે હિંદુ 'કુલીઓ'ને ઉત્તેજન આપીને તથા તેમનું નેતૃત્વ સ્વીકારીને તેમણે કાયદા-ભંગનો આરંભ કર્યો, તે વિષયની આખી કથા મનોહર છે. આ સ્થળે તેમણે પ્રથમજ ખુલ્લી જગ્યોપર શયન કર્યું. તે વખતે માત્ર જમીન એજ તેમનું બિછાનું અને આકાશ એજ તેમનું ઓઢવાનું વસ્ત્ર હતું. જીવનપર્યંત દરિદ્રી રહેવાનો પ્રથમ તેમણે પોતે સંકલ્પ કર્યો અને પછીજ અનુયાયીઓ પાસે તેવી પ્રતિજ્ઞા તેમણે કરાવી. જીવનધારણ માટે તેમણે પોતે પ્રથમ જમીન ખેડી અને પછીજ અન્યને તેવો ઉપદેશ કર્યો. હમણાં તો તે એકજ વસ્ત્રભેર રહે છે. તેમના એક વસ્ત્રની કથા સમસ્ત અમેરિકામાં ગાજી રહેલી છે. ગાંધીના એકાદ કટ્ટા દુશ્મન સાથે જો તમે વાત કરવા લાગશો તો તે પ્રથમ તેમના આ કટીવસ્ત્રની હકીકત કહેશે. એ કટીવસ્ત્રની કથા શી છે ? ગાંધીએ અસહકારના કાર્યક્રમમાં પરદેશી કાપડના બહિષ્કારની યોજના કરેલી છે. અનુયાયીઓ પાસે તેમણે વિલાયતી કાપડની હોળી કરાવી છે અને રેંટીઆપર સુતર કાંતી તેનું કાપડ વણાવી પહેરવાનો ઉપદેશ શરૂ કર્યો છે. આ સામે કેટલાક અર્થશાસ્ત્રીઓ પોકારવા લાગ્યા કે વિલાયતી કાપડનો પૂર્ણ ત્યાગ કરવાની વાત થાય છે; પણ દેશને પુરૂં પડે તેટલું કાપડ દેશમાં પેદા થતું નહિ હોવાથી ગરીબોના બેહાલ થશે અને લંગોટી સિવાય એક પણ વધારે ચીંદરડી તેમના

ભાગમાં નહિ આવે. તેઓએ એમ પણ કહ્યું કે, સામાન્ય માણસો કપડાં સિવાય લાજી મરશે. આથી ગાંધીએ ખોટી લજ્જાનો ત્યાગ કરવા એક કટીવસ્ત્ર સિવાય બાકીનાં બધાં વસ્ત્ર દૂર કર્યાં અને એકજ વસ્ત્ર પહેરીને તેઓ રાજમાર્ગોમાં ફરવા લાગ્યાં. એક કટીવસ્ત્ર પહેરીને ફરવામાં લજ્જાસ્પદ જેવું કંઈ નથી, એ વાત આવી રીતે તેમણે પોતાનાજ ઉદાહરણથી લોકોને સિદ્ધ કરી આપી. ગાંધીના જીવન-ક્રમમાં આવાં કેટલાંએ ઉદાહરણ મળી આવશે. એથી હિંદીઓ સમક્ષ ગાંધીની મૂર્તિ ઉભી રહે છે ત્યારે એ એક રાજકીય નેતા છે એટલી જ માત્ર ભાવના તેમના મનમાં ઉત્પન્ન થઇને રહેતી નથી; પરંતુ તેમને લાગે છે કે, એ એક આપણો સગો, સ્નેહી, બંધુ અને એક જ પંક્તિમાં રહી યુદ્ધ કરનારો સાદો સૈનિક બચ્ચો છે. આવી સ્થિતિમાં તે એક ઇશ્વરની વિભૂતિ છે એવી ભાવના ઉત્પન્ન થઇને હિંદીઓની તેમનાપર દૃઢ ભક્તિ થઈ હોય તો એમાં નવાઇ જેવું શું છે?

આવી રીતે ગાંધી તેમના સામાન્ય દેશબાંધવો સાથે સમરૂપ બની જાય છે. એમાં બીજો પણ એક મુદ્દો છે. તેમના વ્યક્તિવિશિ-ષ્ટત્વની ખરી કિંમત આંકવામાં એ મુદ્દો ઉપયોગી છે. ગાંધીમાં વિલક્ષણ સ્વાર્થત્યાગ, ગમે તેવું દુઃખ સહન કરવાનું ધૈર્ય અને મિથ્યાભિમાનનો પૂર્ણ અભાવ, એવા લોકોત્તર ગુણોનો વાસ છે અને એજ શક્તિથી તે સામાન્ય માનવકોટી સાથે સમરસતા પામ્યા છે. જાણી જોઇને દુઃખનો પ્રતિકાર નહિ કરતાં તેને ચૂપકીથી સહી લેવામાં આવે છે, તો જગતનું સ્વામિત્વ મળી શકે છે એ સિદ્ધાંત ઘણાં વર્ષોપર તેમની ધ્યાનમાં આવ્યો હતો. તે કહે છે કે, જાણી જોઇને અન્યને કાંઇ પણ દુઃખ નહિ આપતાં જે કોઈ પોતેજ તે દુઃખ ભોગવી લે છે તેજ અંતે જગતનો માલીક બને છે. અને તેમનો

જીવનક્રમ એ મૂલભૂત સિદ્ધાંતને અનુસરીનેજ યોજાયો છે. એ સિદ્ધાંતને અનુલક્ષીનેજ તેમણે પોતાની સર્વ મિલ્કતપર પાણી મૂક્યું, જન્મથીજ પ્રાપ્ત થયેલા સામાજીક મહત્વને તેમણે રજા આપી અને તેજ પ્રમાણે પોતાનો ધંધો પણ છોડયો. ટુંકામાં એટલુંજ કહેવાનું કે, જે જે વસ્તુનો તે ત્યાગ કરી શકે તેમ હતા તે સર્વનો તેમણે ત્યાગ કર્યો. માનવબંધુની સેવાને ક્ષતિ ન પહોંચે તે માટે સર્વસ્વનો ત્યાગ કરી તે માનવજાતિની ભક્તિ કરવા લાગ્યા. મધ્યયુગના વૈરાગીઓની ખડતર તપશ્ચર્યા વિષે આપણે અનેક વાતો સાંભળીએ છીએ; પરંતુ તેમને પણ શરમાવે તેવી ઉગ્ર તપશ્ચર્યા ગાંધીએ કરી અને અદ્યાપિ પણ તે ચાલુ છે. તેમનું ખાનપાન અને નિત્યની દિનચર્યા તેમના કડક વૈરાગ્યને શોભે તેવાંજ છે. મનુષ્યજાતિની સ્થિતિ સુધારવાનો પ્રયત્ન કરવામાં તેમના પર જે આઘાત તુટી પડયા છે, તેના નિવારણનો પ્રયત્ન તેમણે નથીજ કર્યો; પણ ઉલટા જાણે પોતાના શસ્ત્રાગારમાં નવીન શસ્ત્રાસ્ત્રોનો ઉમેરો થતો જતો હોય તેમ તેમણે એ સર્વ આપત્તિ આનંદપૂર્વક સ્વીકારી લીધી છે. એક માથાનો ફરેલો માણસ તેમનાપર હથિયાર સહિત ધસી ગયો ત્યારે લેશમાત્ર પણ ચલિત થયા સિવાય તે શાંત ચિત્તે તેની સમક્ષ ઉભા રહ્યા હતા. દક્ષિણ આફ્રિકામાં ચાર વખત તેમને તુરંગમાં જવું પડયું હતું. રસ્તામાં ગુંડાઓએ ત્રણ વખત તેમને બેસીતમ માર માર્યો હતો અને એક વખત તો તે મૃત્યુ પામ્યા છે એમ સમજી તેમને ગટરમાં પણ ફેંકી દીધા હતા. મારને લીધે પીઠપર પડેલા ફટકાની નિશાનીઓ અદ્યાપિ તેમના શરીર પર કાયમ છે. લોખંડી બેડીઓથી તેમના હાથપગ જકડવામાં આવ્યા હતા અને તેનાં ચિહ્નો પણ હજીએ તેમના હાથપગપર નજરે પડે છે. ગાંધીએ પોતે એક વખત એવા

ઉદ્દગાર કાઢ્યા છે કે, ' મનુષ્યની ઉપર જે જે પ્રકારનાં કષ્ટ પડી શકે તેમ છે, તે સર્વનો અનુભવ મને મળી ચુક્યો છે, સેંટ પૉલે ખ્રિસ્તને જે દુઃખ સહેવાં પડેલાં તે સર્વની યાદી આપેલી છે; તે યાદી પણ ગાંધીનાં દુઃખોની યાદી આગળ તુચ્છ છે. એટલાં બધાં દુઃખ ભોગવવાનું કારણ એજ છે કે, તે માને છે કે, એવી રીતે બીજાઓને ખાતર દુઃખ ભોગવવું એજ જીવનની સત્ય ઉન્નતિનો માર્ગ છે. તિતિક્ષા એજ તેમનું મહા અસ્ત્ર છે. ગાંધી જ્યારે હિંદી સમૂહ આગળ ઉભા રહે છે ત્યારે તિતિક્ષાનાં શસ્ત્રાસ્ત્રોથી જાણે પોતાનો નાયક સજ્જ થઇ રહ્યો હોય એવું દૃશ્ય ચિત્ર હિંદીઓ સમક્ષ ખડું થઈ જાય છે. ગાંધી વિષે તેમના મનમાં વિચાર ઉત્પન્ન થાય છે એટલે ગતકાલીન સર્વ ઇતિહાસનું તેમને સ્મરણ થઈ આવે છે. આ ઉપરથી ગાંધીને તુરંગમાં દાબી રાખી તેમને તેમના સ્વીકૃત માર્ગથી પરાવૃત્ત કરવા ઇચ્છનાર અથવા તેમના અનુયાયીવર્ગને તેમની ભક્તિથી વિમુખ બનાવવા માગનાર સરકાર મૂર્ખત્વની કઈ કોટીએ પહોંચેલી હોવી જોઇએ તેની કલ્પના તમે સહજે કરી શકશો.

હવે એ સર્વથી પણ શ્રેષ્ઠ એવા તેમના બીજા એક ગુણનો વિચાર પણ આપણે કરવો જોઇએ. ભૂતમાત્ર પ્રત્યેના પ્રેમનો ગુણ તેમનામાં ઓતપ્રોત વ્યાપેલો છે; એટલુંજ નહિ પણ હિંદુસ્થાનનો એ મહાત્મા એટલો પ્રેમસ્વરૂપ બનેલો છે કે, જગતમાં તેની જોડીનો શોધવા જઈશું તો ચાલુ કાળમાં તો શું, પણ ભૂતકાળના અખંડ ઇતિહાસમાં પણ મળી આવશે નહિ. રાગ, દ્વેષ, ક્રૂરતા, પ્રતિકાર બુદ્ધિ વગેરે દુર્ગુણોનો તેમનામાંથી લોપ થઇ ગયો. તેમના અંતઃકરણમાં શુદ્ધ પ્રેમ સિવાય અન્ય કોઇ પણ ભાવના

રહેલી નથી. અમુક એક વિશિષ્ટ સ્થળના માણસોનેજ તે પોતાના બંધુ સમજે છે એમ નથી. તેમની પ્રેમગંગા જગતની અખિલ માનવ-જાતિ પર્યંત પહોંચેલી છે. તેમાં સ્નાનપાનાદિ કરવાને કોઇને પણ અટકાવ નથી. નાના મોટા, રાય રંક સર્વ કોઇને તેના ઉદરમાં આશ્રય મળે છે. પ્રત્યક્ષ પ્રભુની માફકજ એ પ્રેમગંગા સર્વ કોઇને પોતાના ઉદરમાં સ્થાન આપે છે. કાળા ગોરાનો ભેદ તેની દૃષ્ટિએ પડતો નથી. હિંદુ અને મુસલમાન વચ્ચેનો દીર્ઘકાલીન કલહ દૂર કરી તેણે તેમાં બંધુભાવ સ્થાપ્યો છે. જાતિભેદનાં રહેલાં સમાજોપયોગી તત્વો માન્ય કરવા છતાં ગાંધીએ તેમાં રહેલું વૈષમ્ય દૂર કરી નાખ્યું છે. તેમણે બ્રાહ્મણ અને અતિશૂદ્રને સાથે બેસાડયા છે. અંગ્રેજોને પણ તેમણે પોતાના પ્રેમથી વિમુખ રાખ્યા નથી. શત્રુપર પણ પ્રેમ કર, એ વચન ઇસુએ જેટલું સર્વાંગપૂર્ણ પાળ્યું છે, તેટલુંજ આજે ગાંધી પણ પાળે છે. હજારો વખત તેમણે કહ્યું છે કે, અંગ્રેજોને હું હૃદયપૂર્વક ચાહું છું. હજારો વખત તેમણે કહ્યું છે કે, મારા કાર્યમાં અંગ્રેજોની મદદની પણ જરૂર છે. એક પ્રસંગે દક્ષિણ આફ્રિકામાં તેમનાપર સખત હૂમલો થયો હતો ત્યારે તેમનામાં પ્રાણ રહ્યા છે કે કેમ તેની પણ શંકા પડી હતી; એવી ભયંકર સ્થિતિ પ્રાપ્ત થવા છતાં હૂમલો કરનારાઓ ઉપર ફરીયાદ કરવાની સાફ ના કહેતાં તેમણે કહ્યું હતું કે, “ તેમને જે યોગ્ય લાગ્યું તે તેમણે કર્યું. પોતાને યોગ્ય લાગે તે પ્રમાણે કરવા માટે જેમણે જીવની પણ દરકાર કરી નથી એવા એકનિષ્ઠ હુમલો કર-નારાઓને શિક્ષા ભોગવવી પડે તેવો પ્રસંગ હું નહિ ઇચ્છું અથવા તેમને દુઃખ થાય તેવું પણ હું કંઇ નહિ કરૂં. તે તો ખરા કર્તૃત્વશાળી છે. તેમના પર પ્રેમ કરીનેજ હું તેમને મારા પક્ષમાં ખેંચી લઇશ ! ” આ પછી થોડાજ દિવસમાં તેમના એ શબ્દો ખરા પડયા અને તેમના

પર હુમલો કરનારા તેમના પાકા અનુયાયી બની ગયા.

અમૃતસરમાં નિઃશસ્ત્ર પ્રજાની કતલ કરનાર જનરલ ડાયર વિષે પણ ગાંધીની ભાવના એવીજ સૌંદર્યપૂર્ણ છે. તે કહે છે કે "તેની સાથે કોઈ પણ પ્રકારનો સહકાર ન રાખી શકું, તેનો અધિકાર મને માન્ય નથી અથવા તેની આજ્ઞાનું પાલન પણ મારા માટે શક્ય ન બને; પરંતુ કાલે તે તાવથી પથારીવશ થાય તો તેની પણ સેવા ચાકરી કરીને તેને આરોગ્ય આપવા મારાથી બને તેટલું અવસ્ય કરૂં." ગાંધીના હૃદયમાં કોઇ પણ પ્રકારનો વિષયભાવ નથી. દ્વેષ કે વેર જેવા દુર્ગુણની ઝાંખી છાયા સુદ્ધાં તેમના ચિત્તપર નથી. તે કેવળ પ્રેમની મૂર્તિ બની રહેલા છે. તેમના પ્રત્યેક કૃત્યમાં, બોલવા ચાલવામાં અને અવયવની સામાન્ય હીલચાલમાં સુદ્ધાં સ્પષ્ટપણે પ્રેમનું પ્રતિબિંબ ઉપસેલું દૃષ્ટિએ પડે છે. દુઃખાગ્નિથી પાપ માત્રને ભસ્મીભૂત કરી તેમણે જે ઉગ્ર તપશ્ચર્યા કરી છે, તેથી સર્વ કિલ્મિષ ખાખ થઇ જઇને તેમનો જીવાત્મા પવિત્ર થયો છે. આજસુધીમાં તેમણે જે ઉપદેશ કર્યો છે તેનું સત્યત્વ તે સ્વતઃના દૃષ્ટાંતથીજ આજે સિદ્ધ કરે છે. તે કહે છે કે, ક્રોધવશ થવાથી કોઇ પણ કાર્ય સિદ્ધ થતું નથી. દુષ્ટત્વને સાધુત્વથી જીતવું જોઇએ. અસત્યનો પ્રતિકાર સત્યથી કરવો જોઇએ. મુત્સદ્દીપણાને સરળતા અને સાફ દિલથી પ્રત્યુત્તર આપવો જોઇએ. આપણને ડરાવવા કોઇ શસ્ત્રનો ઉપયોગ કરવા તત્પર થાય તો આપણે તેના પ્રતિકાર તરીકે શાંતિ અને ધૈર્ય રાખવાં જોઇએ.

હિંદીઓને ગાંધીનો પુરેપુરો પરિચય થઇ ચુક્યો છે; અને તેમના સદ્‌ગુણની એમના હૃદયમાં એટલી ઉંડી અસર થઇ છે કે તેઓ તેમના પક્કા ભક્ત બની ગયા છે. મહાત્માજીના ગુણપ્રભા-

વથીજ તેમનું પોતાનું અને તેમના કાર્યનું સ્વરૂપ એકદેશીય ન રહેતાં તેને વિશ્વવ્યાપકતા પ્રાપ્ત થઇ છે. ઐહિક જડ જગતમાં આસક્ત બનીને જીંદગી વ્યર્થ ગુમાવવાને બદલે તેમણે આ દેહેજ ઉચ્ચતર વાતાવરણમાં રહેવાની ચાવી મેળવી લીધી છે. પોતાના વર્તનને કડક બનાવી આત્માપર પડેલો જડતાનો બોજો તેમણે નષ્ટ કર્યો છે. **મનુષ્યદેહમાં રહીને ઇશ્વરના દૂતની યોગ્યતા તેમણે પ્રાપ્ત કરી છે.** નમ્રતા, વિનય, સ્વાર્થશૂન્યતા અને સમાન પ્રેમ જેવા ગુણોથી તેમનું ચારિત્ર્ય એટલી પૂર્ણાવસ્થાએ પહોંચ્યું છે કે, ક્વચિત્ જ એવા પ્રકારના માણસ આપણી દ્દષ્ટિએ પડે છે. કિંબહુના હજાર બે હજાર વર્ષમાં એવો એકાદજ પ્રાણી માનવકોટીમાં જન્મ લે છે. વાસ્તવિક રીતે જગતનો ન્યાય કરનાર ન્યાયાધિશની યોગ્યતા એવાજ મહાપુરૂષમાં હોય છે; પરંતુ આજે એવા પ્રકારનો મહાત્મા તુરંગમાં સડે છે, ત્યારે નિઃસંશયપણે સમજવું જોઇએ કે, એકાદ ઇસુ કે ગાંધીને મુક્ત રહેવા દેવાની વાત જે સમાજને ભીતિદાયક લાગે છે, તે સમાજ જ આ જગતમાં જીવવાને યોગ્ય નથી. તેની ઘડી ભરાઇ ગયાનું આ પૂર્વચિહ્ન છે અને હવે તેનો મૃત્યુઘંટ વાગી રહ્યો છે.

મહાત્મા ગાંધી અપ્રતિકાર તત્વના પક્કા સમર્થક છે. હું તેમની ચળવળને એકદેશીય નહિ પણ વિશ્વવ્યાપી કહું છું તેનો આ બીજો પુરાવો છે; પરંતુ ગાંધી અપ્રતિકારની જે વ્યાખ્યા કરે છે તે બરાબર લક્ષમાં લેવી જોઇએ. તે કહે છે કે, દુષ્ટની ક્રિયાથી ગભરાઈ જઇને નિષ્ક્રિય રહેવું એ કંઇ અપ્રતિકાર નથી. અપ્રતિકાર એટલે જુલમી મનુષ્યની ઇચ્છાશક્તિ વિરૂદ્ધ સર્વ ચૈતન્યશક્તિને એકત્ર કરી સાત્વિક નિશ્ચલતા ધારણ કરવી. આ તત્વ પ્રમાણે ગાંધી પોતે ચાલે

છે. એટલામાંજ સર્વ મહત્વ આવી નથી જતું. તેમનું ખરું મહત્વ તો એ છે કે તેઓએ એ તત્વનો વિશાળ પ્રમાણમાં પ્રચાર કરવાનો યત્ન કરે છે* અને તેમાં તેમણે યશ પણ મેળવ્યો છે. અનેક પ્રકારની સામાજીક અડચણો પણ તેઓ એ તત્વના બળથી દૂર કરે છે. આજે તે સિદ્ધ કરી રહ્યા છે કે, રાજકીય અડચણો અને સંપત્તિશાસ્ત્રની ગૂંચવણો પણ એજ તત્વના અનુસરણથી ઉકેલી શકાય છે. ન્યૂટન અથવા ડાર્વિને પોતાના મતો સ્થાપન કરી નવીન સિદ્ધાંત શરૂ કર્યા તેજ પ્રમાણે ગાંધી પણ હવે સમાજશાસ્ત્રમાં નવીન શક ચાલુ કરે છે.×

અપ્રતિકાર તત્વનો જન્મ થયે દીર્ઘકાળ વહી ગયો છે; પણ પ્રત્યક્ષ સૃષ્ટિમાં વિશાળ પ્રમાણમાં તેની ઉપયુકતતા સિદ્ધ થવાના માર્ગમાં આજસુધીમાં બે મોટી અડચણો આવેલી છે. પહેલી અડચણ એ છે કે, એ તત્વનો અંગીકાર જેણે પ્રથમ કર્યો તેણે તેનો પ્રત્યક્ષ આચાર પોતા પુરતોજ કર્યો છે. હા, એ વાત ખરી છે કે, એ તત્વનું સમર્થન કરનારા કેટલાક પંથ નિર્માણ થયા હતા; પરંતુ તેમનું ક્ષેત્ર કેવળ તેટલા પંથ પુરતુંજ હતું. એ તત્વનો કોઇ પણ માનવ-

---

* આ અપ્રતિકાર અથવા પ્રતિહિંસાનો ગાંધીજીનો ઉપદેશ કોઈ એક વિરલ મનુષ્યજ પાળી શકે તેવો છે, એમ કહેનાર માટે પંજાબનું તાજુંજ અકાલિ પ્રકરણ આબાદ ઉત્તર રૂપ હોવાથી તે પ્રકરણના એક અતિ અસરકારક દૃશ્યની જે હકીકત દીનબંધુ એંડ્રૂસે બહાર પાડી હતી; તે પણ પરિશિષ્ટ વિભાગમાં અપાઇ છે. સંપાદક

× પાશ્ચાત્ય ડાર્વીનનો એ સિદ્ધાંત એજ હોય કે 'મનુષ્ય જાતિ વાંદર જાતિમાંથી પેદા થયેલી છે' તો તે સિદ્ધાંતને તો ખુદ તે તરફના જ બીજા વિદ્વાનોએ ખોટો ઠરાવી કહાડયો છે; એટલે ગાંધીજીદ્વારા ઉપદેશાતો સનાતન આર્ય સિદ્ધાંત ડાર્વિન ફાર્વિનના એવા ચકમ સિદ્ધાંતો સાથે સરખાવાયજ નહિ. સંપાદક

સમાજ સરખી રીતે ઉપયોગ કરી શકે છે એ વાત આજસુધી સિદ્ધ થઇ નહોતી. ઇસુ, સેંટ ફ્રાન્સીસ, વીલિયમ લૉઇડ ગેરિસન, હેનરી ડેવીડ થોરા, લીયો ટૉલ્સ્ટૉય એ સર્વ એ સિદ્ધાંતના વ્યક્તિશઃ સમર્થક હતા. એ સર્વની મનોભૂમિકા અલૌકિક હતી; એ સર્વ વ્યક્તિશઃ તેજસ્વી અને પ્રભાવશાળી પુરૂષ હતા; આ તત્વનો વસ્તુતઃ કેવા પ્રકારે ઉપયોગ થઇ શકે તે તેમણે પોતાના ખાનગી જીવનક્રમમાં દર્શાવી પણ આપ્યું છે; પરંતુ તેમાંના કોઇએ તેને સામાન્ય જનસમૂહમાં ઉતારવાનો યત્ન કર્યો નથી. એટલે એ તત્વનું સ્વરૂપ અત્યારસુધી એકદેશીયજ રહ્યું હતું. કેટલાક પંથોની પણ એવીજ સ્થિતિ થઇ છે. ખ્રિસ્તી શક પૂર્વે એક બે શતકમાં એ તત્વના અનુરોધે ચાલનાર પંથ નિર્માણ થયા હતા. તેજ પ્રમાણે કવેકર, મેનોનાઇટ, ડુખોબાર જેવા અર્વાચીન પંથ પણ એજ તત્વને અનુસરનારા હતા; પરંતુ આ તત્વને વિશ્વવ્યાપી કરવામાં તેમને પણ યશ મળ્યો નહિ. ટૉલ્સ્ટૉય જેવા સત્પુરૂષ એ તત્વ માટે સ્વસમાજથી જે પ્રમાણે વિભક્ત થયા, તેજ પ્રમાણે આ પંથ પણ સામાન્ય માનવજાતિથી વિભક્તજ રહ્યા. તેમની દૃષ્ટિ પોતાના પંથની ક્ષિતિજ તરફ પહોંચેલી નહિ હોવાથી તેમની કિંમત પણ થોરો, ટૉલ્સ્ટૉય વગેરે વ્યક્તિઓ કરતાં વિશેષ નથી. એ પંથો તેમજ એ અસામાન્ય પુરૂષો "અપ્રતિકારનું તત્વ શું શું કરી શકે" તેટલાનોજ સામાન્ય નિર્દેશ કરે છે; કિન્તુ એકંદર માનવસમાજની રચના એ તત્વપર થઈ શકે એ વાત તેમણે સિદ્ધ કરી બતાવેલી નથી.

બીજી અડચણ એ છે કે, જેમણે એ તત્વનું સમર્થન કર્યું છે તેઓ સર્વ ઐહિક પદાર્થને તુચ્છ માનનારા હતા અને તેમનાં મન વિશેષતઃ પારલૌકિક સુખ તરફ આકર્ષાઇ ગયેલાં હતાં. મધ્યયુગમાં

એ તત્વના સમર્થક બહુધા વૈરાગી હતા. તેમણે જગતનો ત્યાગ કરી અરણ્યવાસ સ્વીકારેલો હતો અને બહુ બહુ તો માત્ર તેમનો શિષ્યસમુદાય તેમની નિકટમાં રહેતો. એથી વિશેષ એવો કોઈ પ્રકારનો તેમણે સામાન્ય જનસમૂહ સાથે સંબંધ રાખેલો નહતો. અર્વાચીન કાળનો સર્વશ્રેષ્ઠ સમર્થક પુરૂષ જોઇએ તો તે લીયો ટૉલ્સ્ટૉય હતા; પણ તેમને પોતાના તત્વખાતર કુટુંબથી વિખૂટા થવું પડયું. દેશ છોડવો પડયો, જન્મજાત ધર્મપંથનો ત્યાગ કરવો પડયો અને સંસારમાં રહીને વૈરાગી જેવું જીવન ગાળવું પડયું. અંતે એકાદ ઘાયલ હરિણ જે પ્રમાણે ઝાડના જાળાનો આશ્રય લે છે, તે પ્રમાણે ઘરબાર છોડીને તેમને એકાએક ચાલી નીકળવું પડયું. વ્યક્તિશઃ એ સર્વ અત્યંત ઉદારચરિત હતા. બાહ્યતઃ સ્વાર્થત્યાગ અને અંતસ્થ પવિત્રતા એ ગુણ તેમનામાં વ્યાપક હતા; પરંતુ એ સદ્ગુણને આચારસિદ્ધ કરવા સારૂ તેમને સામાજીક બંધન તોડવાં પડયાં હતાં. સ્પષ્ટ કહીએ તો તેમને માનવજાતિમાંથી ખસી જવું પડયું હતું. ઉન્નતિના ગિરિશૃંગપર તે ચઢયા અને સામાન્ય મનુષ્ય માટે કૌતુકનો વિષય બની રહ્યા. તેઓ ત્યાં સુધી શી રીતે પહોંચ્યા તે કોઇ જાણી શકયું નહિ. શુદ્ધ વ્યાવહારિક દૃષ્ટિએ તેમના કાર્યનું મૂલ્ય શૂન્ય અંકાય છે. માનવજીવનનાં ગૂઢ તે સમજ્યા ખરા; પણ તે તેમણે ઉકેલી બતાવ્યાં નહિ. તે તેનાથી પરાઙ્મુખ બન્યા. તેને સ્પર્શ કર્યા વગરજ તેનાથી દૂર રહેવા લાગ્યા. ટૉલ્સ્ટૉયની પંક્તિમાં મૂકવા જેવું ઉદાત્ત સ્વરૂપનું ચરિત્ર માનવજાતિના ઇતિહાસમાં મળી શકે તેમ નથી; પરંતુ તેમણે અર્વાચીનકાળના માનવસમાજને જે ભયંકર ગૂઢ આજે ભયગ્રસ્ત કરી મૂકે છે, તેના નિરાકરણનો કોઈ પણ માર્ગ દર્શાવેલો નથી.

આ બે અડચણના કારણે અર્વાચીનકાળમાં એ તત્વનો ઉપ-

યોગ વિસ્તૃત પ્રમાણમાં થઇ શકે તેમ છે એમ સિદ્ધ કરવામાં તેના સમર્થક ગૂંથાય છે. તેનું સમર્થ કરનાર નિશ્ચયપૂર્વક એમ કહેવાને હિંમત કરી શકતા નથી કે, વર્તમાન સમયના મુડીવાળા અને મજુરો વચ્ચેના કલહ તથા રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેનાં યુદ્ધ અટકાવવામાં એ તત્વનો ઉપયોગ થશે. આક્ષેપ કરનારાઓ કહે છે કે, એ તત્વ વ્યક્તિગત સારૂ હશે અથવા સમાજ પ્રત્યે રહેલી જવાબદારીથી નાસભાગ કરવાની ઇચ્છા ધરાવનારા એ તત્વની પાછળ છુપાઇ શકશે; પણ જેને સમાજમાં રહેવું છે અને સંસારી જીવન ગાળવું છે તેને એ તત્વનો શો ઉપયોગ ? આ પ્રશ્નનો ઉત્તર આપવાનેજ ગાંધીનો અવતાર થયો છે. એ તત્વનો અત્યાર સુધીમાં જેમણે આશ્રય લીધેલો છે તેમનાથી ગાંધીનું કાર્ય તદ્દન ભિન્ન સ્વરૂપનું છે. વર્તમાન યુગમાં કદિ દૃષ્ટિએ નહિ પડેલી એવી ક્રાંતિ તે આ તત્વશક્તિથી સ્વજનોદ્વારા કરાવી રહ્યા છે. હિંદુસ્થાનમાં ચાલતું યુદ્ધ વસ્તુતઃ સ્વાતંત્ર્યનું યુદ્ધ છે અને મહાત્મા ગાંધીએ તેનો જે કાર્યક્રમ દોરી આપ્યો છે તે તદ્દન અનનુભૂત સ્વરૂપનો છે અને તેનો જે ધડો માનવજાતિને મળવાનો છે તે પણ ચિરકાળ ટકે તેવો છે. આ યુદ્ધમાં ગાંધીની પહેલી શરત એ છે કે, કોઇપણ પ્રસંગે કોઇએ પણ દંડનીતિનું અવલંબન કરવું નહિ; અને એજ પાયા ઉપર અસહકારનાં બીજાં પગથીયાં ચણાયાં છે. ઉપર ઉપરથી જોનારને આ તત્વ કેવળ નિષેધક અથવા નેતિ નેતિ સ્વરૂપનું લાગે છે. બ્રિટિશ નોકરશાહી સાથે કોઈ પણ પ્રકારનો સહકાર કરવો નહિ, તેની પાસેથી કંઇ બક્ષીસ લેવી નહિ, તેની અદાલતોનો ઉપયોગ કરવો નહિ, તેણે સ્થાપેલી શાળાઓમાં બાળકોને મોકલવાં નહિ, અંગ્રેજી માલ લેવો નહિ, નોકરશાહીને કર આપવો નહિ એ તેમનો કાર્યક્રમ છે. કેવળ ઉપલક દૃષ્ટિએ જોનારને એમાં

શુદ્ધ નિષેધ સિવાય અન્ય કંઈ જણાતું નથી. આ કાર્યક્રમમાં રહેલાં વિધાયક તત્વ તેમના લક્ષમાં આવતાં નથી. પણ આ કાર્યક્રમની સ્થૂળ ભાષાને દૂર કરી સૂક્ષ્મતાથી જોઇશું તો આપણને એમાં અત્યંત ઉજ્જવલ સ્વરૂપનો વિધાયક માર્ગ જણાવા લાગશે. અહીં આપણે હિંદ કેવળ પોતાનાજ બળથી સ્વતંત્ર થઈ શકે છે, એ વિધાન સ્પષ્ટપણે જોઇ શકીએ છીએ. આ માર્ગે જતો સમાજ રાજપ્રકરણી અને સાંપત્તિક એ બંને દૃષ્ટિએ સ્વાવલંબી બનેલો દૃષ્ટિએ પડે છે; અને જે સમાજ પૂર્ણ સ્વાવલંબી છે તેને જુદું સ્વાતંત્ર્ય જાહેર કરવાને કારણજ રહેતું નથી. તમારૂં કામ તમે જાતે કરો; તમારા કામ માટે અન્યના મુખ સામે ન જુઓ. તમારી રીતભાતને તથા સંસ્કૃતિને પોષક એવી સમાજશાસક સંસ્થા તમેજ સ્વતંત્રપણે નિર્માણ કરો અને એ સર્વ કરતાં પરકીય રાજકર્તા તરફથી જે ઉપદ્રવ થાય તે શાંત ચિત્તે ભોગવી લો. આ તેમનાં ઉપદેશનો સાર છે. તમારો માર્ગ રાજકર્તાના માર્ગથી ભિન્ન પડશે એટલે તે પોતાનો જુનો માર્ગ પ્રસ્થાપિત કરવા ખટપટ કરશે. એ ખટપટમાં તમોને પુષ્કળ ઈજા થવાનો સંભવ છે; પણ તમે તેનો દ્વેષ કરશો નહિ અને વેર લેવાની ઇચ્છા પણ રાખશો નહિ; એટલું જ નહિ પણ ઉલટ તેને આશીર્વાદ આપો એમ તે શીખવે છે. ગાંધી કેવળ પ્રેમના પાયાપર આ નવીન સમાજરચના ઉભી કરે છે. સર્વેએ પરસ્પર સેવા કરવી એ નવીન રચનાનું મૂળભૂત તત્વ છે. સ્વજન પ્રત્યેનો પ્રેમ જે પ્રમાણે સેવાદ્વારા વ્યક્ત કરવામાં આવે છે, તેજ પ્રમાણે શત્રુપરનો પ્રેમ ક્ષમાબુદ્ધિ અને દયાલુતાદ્વારા વ્યક્ત કરવો. ગાંધી નિશ્ચયપૂર્વક કહે છે કે, દંડનીતિનો ગમે તેટલો પ્રયોગ થાય તોપણ દંડને પ્રતિદંડથી ઉત્તર આપીને પોતાનો નાશ કરી લેવાની જે સમા-

જને ઇચ્છા નથી તેણે પોતાને નિરાધાર સમજવાનું કારણ નથી. તે ઉપદેશે છે કે, દંડનો પ્રતિકાર ઉપેક્ષાથી કરવો, દંડ ભોગવી દંડાતીત થવું અને સુસંઘટિત કાર્યક્રમના બળથી આપણે આપણી નવીન સમાજરચના કરવી; અને એમાં શત્રુની સંઘટના એકપટ હોય તો આપણે દશપટ સુસંઘટિત રચના કરવી. શત્રુ એકપટ સ્વાર્થત્યાગી હોય તો આપણે દશપટ સ્વાર્થત્યાગી રહેવું અને શત્રુની વ્યવસ્થા એકપટ હોય તો આપણી તેથી દશપટ અધિક કડક રાખવી.

ગાંધીએ જે આ પ્રતિકારનો કાર્યક્રમ આંકી આપ્યો છે તેમાંજ મને તેમના સ્વરૂપની વિશ્વવ્યાપકતા સ્પષ્ટ રીતે જણાઇ આવે છે. એ કાર્યક્રમમાં સાંપ્રતની સમાજરચનામાં જે ભયંકર હરકતો આજે સમસ્ત જગત સમક્ષ ઉપસ્થિત થયેલી છે, તે સર્વને નષ્ટ કરવાનું સામર્થ્ય હું જોઇ શકું છું. આ કાર્યક્રમ ગાંધીએ પોતાના દેશને અને હિંદીઓનેજ લાગુ કર્યો છે; પરંતુ તેમાં દેશની સરહદને ઉલ્લંઘી જવાનું સામર્થ્ય રહેલું છે. આ ભગીરથ પ્રયત્નમાં મહાત્માને યશ મળશે તો માનવજાતિના ઇતિહાસમાં એ તત્વ વિસ્તૃત પ્રમાણમાં ઉપયોગી થઇ શકે છે એ વાત પ્રથમજ સિદ્ધ થશે. એ તત્વ કેવળ વ્યક્તિગત ઉપયોગી છે અથવા અરણ્યમાં વાસ કરવો હોય તેણેજ તેનું પાલન કરવા જેવું છે; એવા જે આક્ષેપ થાય છે તે હમ્મેશને માટે દૂર થશે. મહાત્મા ગાંધીને યશ મળશે તો કોઇપણ કાર્યની સિદ્ધિ માટે દંડનીતિનું અવલંબન કરવાની જરૂર નથી એમ સિદ્ધ થશે. સ્વતંત્રતા પ્રાપ્ત કરવી હોય અથવા સ્વસંસ્કૃતિપર આવતા હુમલા ટાળવા હોય, તો એ કાર્ય પણ આ તત્વના આધારથી થઇ શકે છે એમ સિદ્ધ થશે. પ્રત્યેક કામમાં દંડનો આશ્રય લેવા કરતાં અધિક ઉત્તમ એવો માર્ગ માનવજાતિ સમક્ષ ઉપલબ્ધ થશે. 'ગાંધીને યશ મળશે તો !'

શું બોલ્યો ! છટ્‌ છટ્‌ ! એવા સંશયાત્મક શબ્દ ઉચ્ચારવાને કારણુજ રહ્યું નથી. ગાંધીના કંઠમાં વિજયશ્રીએ પ્રથમથીજ માળા આરોપેલી છે. મહાત્માજીએ પોતાના માર્ગની ઉપયુક્તતા નિઃસંશય સિદ્ધ કરી છે. ગાંધીને અટક થઇ તેજ દિવસથી વિજયવાવટો ઉડવા લાગ્યો છે. આ એક ક્ષુદ્ર દેખાતી વ્યક્તિના સાત્વિક ધૈર્યનો ભય જગતની પાશવી શક્તિ કરતાં પણુ અધિક લાગે છે. સર્વ આપત્તિને શાંતિપૂર્વક ગળી જનારી, પ્રાપ્ત સર્વ સ્થિતિ ચૂપકીથી ભોગવનારી અને અંતે સારૂંજ થશે એવો દૃઢ આત્મવિશ્વાસ ધરાવનારી વામન-મૂર્તિને જોઈ ઈંગ્લાંડ ભયથી બાવરૂં બની ગયું છે. માનવજાતિના મસ્તકમાં ડહાપણુ રહ્યું હશે તો તેના ધ્યાનમાં હવે આવશેજ કે, પાશવી શક્તિના યુગનો અસ્ત થયો છે અને શાંતિ તથા બંધુભાવના યુગનો ઉદય થાય છે.

ગાંધીના વિશ્વવ્યાપી કાર્યનો બીજો એક ભાગ કહીને આજનું વ્યાખ્યાન હું પુરૂં કરીશ. ગાંધીના શત્રુઓ ગાંધીપર એક મોટો આક્ષેપ એવો કરે છે કે ગાંધી એક ભ્રમિષ્ટ માણુસ છે અને તે આજસુધીની સર્વ સંસ્કૃતિને તોડી પાડવા ઇચ્છે છે. ગાંધીપરનો આ આરોપ અનેક પ્રસંગે અનેક મુખમાંથી પ્રકટ થયો છે. તેમને લાગે છે કે, ત્રણુસો વર્ષની સંસ્કૃતિએ કરેલાં સર્વ કાર્યનો ઉચ્છેદ કરવા સારૂજ ગાંધી હાલની ખટપટ કરી રહ્યા છે. તેઓ કહે છે કે, ગાંધીની ઇચ્છા એવી છે કે, હિંદનાં સર્વ દવાખાનાં બંધ થાય, રેલ્વેના રસ્તા તોડી નખાય, છાપખાનાં છિન્ન ભિન્ન થાય અને મીલો તબેલા બની જાય. ટુંકામાં માનવી સમાજની પ્રથમાવસ્થામાં જે સ્થિતિ હતી તે સ્થિતિ એકદમ પાછી લાવવા ગાંધી ઇચ્છા રાખે છે એવો આક્ષેપ થાય છે; પણુ સાંપ્રતકાળમાં આપણે જાણીએ છીએ કે તે સર્વ યંત્રવિદ્યાનો ગાંધી

પોતેજ વારંવાર ઉપયોગ કરે છે. એ ઉપરથીજ સિદ્ધ થાય છે કે, ગાંધી દોડાદોડ કરનારો બમિષ્ટ માણસ નથી. દક્ષિણ આફ્રિકામાં એક આથાના ફરેલાએ તેમનાપર ભયંકર જખમ કર્યા હતા ત્યારે તે પોતે પોતાની મેળેજ દવાખાનામાં ગયા હતા અને ત્યાં તેમની યોગ્યતા જાણનાર એક અંગ્રેજ સ્ત્રીએ તેમની શુશ્રૂષા કરી તેમને સારા કર્યા હતા. હમણાં તે આખા હિંદમાં આગગાડીદ્વારાજ પ્રવાસ કરે છે. તેજ પ્રમાણે જરૂર પડે છે ત્યારે વેગવાળી મૉટરોનો પણ ઉપયોગ કરે છે. તેમણે પોતે છાપખાનું રાખ્યું છે અને તેનો તે ઉપયોગ કરે છે. આ ઉપરથી તમે સ્પષ્ટપણે જોઇ શકશો કે, તે આતતાયી નથી.

તથાપિ ગાંધીપર થતા આક્ષેપોમાં જે સત્યાંશ છે તે પણ મારે કહેવો જોઇએ. હિંદની પ્રાચીન સંસ્કૃતિપર પાશ્ચિમાત્ય સંસ્કૃતિનો મજબૂત હલ્લો શરૂ થયો છે. ગાંધીએ હલ્લો પાછો ફેરવી પૂર્વપરંપરાગત સંસ્કૃતિની પુનઃ સ્થાપના કરવા ઇચ્છે છે એ વાત ખરી છે. ગાંધી કેવળ રાજકારણી પુરૂષ નથી; પણ ધર્મનું પુનરૂજ્જીવન કરવા તેમનો અવતાર થયેલો છે એવો જે મારો મત છે તેને અહીંજ વિશેષ પુષ્ટિ મળે છે. હિંદપર આજે જે પરકીય અમલ છે તે બે પ્રકારનો છે; અને એ બે પલ્લાં હિંદીઓને બે પ્રકારે નિઃસત્વ બનાવે છે. રાજકીય દૃષ્ટિએ બ્રિટિશ નોકરશાહીના અમલના પરિણામે રાજકીય પરિસ્થિતિની જુની પરંપરાગત ઘડી ઉકલી જાય છે અને ત્યાં નવીન પાશ્ચાત્ય શાસનસંસ્થા રૂઢ થવા માગે છે. આ રાજકારણી હુમલો પાછો હઠાવવા ત્યાંના રાષ્ટ્રીય પક્ષે હાલની ચળવળ શરૂ કરી છે. બીજી વાત એ છે કે, હવે પશ્ચિમની મુડીશાહી હિંદુસ્થાનમાં પ્રવેશ કરવા લાગી છે. અર્વાચીનકાળમાં જેટલી શાસ્ત્રીય શોધ થઇ છે અને તે દ્વારા જેટલી યંત્રકળા નિર્માણ થઇ છે, તે સર્વનો ઉપયોગ કરીને

મુડીવાદીઓ લાખો માણસોને લૂંટે છે. એ મુડીશાહીએ થોડાક લક્ષાધીશ માણસો કોટયાધીશ બને અને ઘણા—લાખો—કરોડો સામાન્ય લોકો ભૂખે મરે તેવી સ્થિતિ ઉત્પન્ન કરી છે. ગાંધીને બ્રિટિશ સામ્રાજ્યના અમલથી હિંદ મુક્ત થાય એ વાત જેટલી અગત્યની જણાય છે, તેટલીજ અગત્ય મુડીશાહીના અમલથી દેશ મુક્ત રહે એ વાતની પણ લાગે છે. તેમનો મત એવો છે કે, આજેજ બ્રિટિશ નોકરશાહીનો રાજકીય અમલ જાય; પણ પશ્ચિમની પદ્ધતિની આગગાડી, મીલો, વ્યાપારી કંપનીઓ વગેરે વસ્તુઓ જેવીને તેવીજ રહે તો સ્વાતંત્ર્યરૂપી ફળનાં છોતરાંજ માત્ર હિંદીઓના હાથમાં રહ્યા જેવું થાય. આવી સ્થિતિમાં ખરી સ્વતંત્રતા પ્રાપ્ત થાય નહિ; હિંદની ગુલામી છૂટે નહિ અને સમસ્ત માનવજાતિને ધૂળમાં રગદોળનારી મુડીશાહી હિંદીઓની ગરદનપર ચઢી બેસે. તે માને છે કે બહારથી સુંદર જણાતી પશ્ચિમની સુધારણાના ઉદરમાં પ્રાણહારક કાલકૂટ વિષ ભરેલું છે અને તેમાં જીવનદાયી તત્ત્વ કંઇજ નથી. આપણે સુધારણાનું પ્રચંડ યંત્ર બનાવીને શરૂ કર્યું; પણ એ યંત્ર હવે આપણનેજ પકડવા માગે છે. તે સુધારણા તો ઉલટી આપણા જીવનનું ભક્ષણ કરવા લાગી છે. એ પ્રચંડ રાક્ષસીએ ભૂરકી નાખી આપણને કેવળ કષ્ટ અને ગલીચતાનીજ ખીણમાં ગબડાવી દીધા છે. સંપત્તિના ઝગઝગાટે આપણને આંજી નાખ્યા છે. એ રાક્ષસે આપણને જડવાદના છેલ્લા પગથીએ ઉતારી મૂકયા છે. આપણી નીતિતત્ત્વની અને ધર્મપરાયણતાની આખી ઇમારતને કડડડભૂસ તોડી પાડી છે. નીતિ અને ધર્મનાં શુદ્ધ ધ્યેય પણ આપણે વિસરી ગયા છીએ. આ ધર્મદષ્ટિ દૂર રાખીને કેવળ જડદષ્ટિએ વિચાર કરીએ છીએ તોપણ અર્વાચીન સંસ્કૃતિથી કંઇ હિત થયેલું દષ્ટિએ પડતું નથી; કારણ કે, એ સર્વ સંસ્કૃ-

તેનું પર્યવસાન ભયંકર મહાયુદ્ધ સિવાય અન્ય કશામાં પણ થતું નથી એ અનુભવ હમણાંજ મળી ચુક્યો છે. આવા પ્રકારની ઉત્પાતકારક સંસ્કૃતિ ગાંધીને હિંદમાં પ્રવેશ કરતી હોય એમ જણાયું છે. તેમને જણાવા લાગ્યું છે કે, સંકટપરંપરાનો દાવાનળ પશ્ચિમમાં સળગાવી તેનીજ મશાલ લઇને ભસ્માસૂર હવે એશિઆ ખંડમાં આવે છે. એ ભસ્માસૂરે જાપાનને ચપટીમાત્રમાં પોતાના સપાટામાં લઇ લીધો છે. તેનો એક હાથ ચીનમાં દાખલ થયો છે અને બીજો હાથ હિંદનું કાળજું ખેંચી કાઢવા મથે છે. આવું ભયંકર દસ્ય દૃષ્ટિએ પડતાંજ ગાંધીએ રણવાદ્ય ફુંક્યું. અફીણ, દારૂ વગેરે માદક પદાર્થોના વ્યાપારપર તેમણે હૂમલા શરૂ કર્યા. મીલો કાઢી નાખી રેંટીઆ અને હાથવણાટ શરૂ કરવાનો ઉપદેશ તેમણે આપવા માંડયો. પશ્ચિમની સુધારણાના જડવાદથી તથા તેના પરિણામે ઉદ્ભવનાર શાપથી હિંદને ઉગારી લેવા સિવાય ગાંધીની અન્ય કંઇ પણ ઇચ્છા નથી. તેમણે હિંદ કડડભૂસ તૂટી પડે તેની પહેલાંજ સંરક્ષક ઉપાય યોજવાની તજવીજ કરી છે. એ ભસ્માસૂરનો હલ્લો પાછો વાળવા માટે જુની પરંપરાને પુનઃ દૃઢ કરવા સિવાયનો અન્ય એક પણ ઉપાય નથી. આધુનિક વ્યાપારી યુગ સમગ્ર માનવ જાતિને શાપદગ્ધ કરી રહ્યો છે. ગાંધી માતૃભૂમિને એ અગ્નિથી બચાવી લેવા પ્રયત્ન કરે છે. માણસાઇને કેવળ લજ્જાસ્પદ થઈ પડેલી વર્તમાન મજુરીપદ્ધતિ એટલે શુદ્ધ ગુલામીજ છે. ગાંધીનો ઉદ્દેશ એટલોજ છે કે, એ ગુલામીથી સ્વદેશનું રક્ષણ થતું હોય તો તે કરવું. હિંદ ઐહિક વિષયમાં શિખરે જાય (ખૂબ પૈસાદાર બને) એમ તે ઇચ્છતા નથી. તેમને તો માત્ર પ્રાચીન ભરતભૂમિના જીવનહેતુનું રક્ષણ કરવું છે. જુના કાળનું સાદું લોકજીવન પુનઃ પ્રાપ્ત થાય એટલુંજ તે ઇચ્છે છે. પ્રાચીન બંધુભાવ, પ્રાચીન

સહિષ્ણુતા અને પ્રાચીન ઇશભક્તિ પુનઃ ઉત્પન્ન થાય અને આધ્યાત્મિક બળ જીવંત રહે તે ખાતરજ ગાંધીએ પ્રચંડ ભાર ઉંચક્યો છે.

તમને યાદ હશે કે, પ્રારંભમાં હું કહી ગયો છું કે, ગાંધી વર્તમાનકાળના મહાન ધર્મપ્રવર્તક છે. મારા એ કથનમાં કેટલું તથ્ય છે તે પણ તમારા લક્ષમાં આવ્યું હશે. જગતને ધર્મમાર્ગે પાડવું અને પૂર્વ તથા પશ્ચિમ એ ઉભયને સાંપ્રતની ભયંકર સ્થિતિમાંથી મુક્ત કરવાં, એવો તેમનો વિશ્વવ્યાપી હેતુ છે. બાહ્યતઃ તેમનું કાર્ય હિંદ માટેજ થતું જણાય છે; પરંતુ એ રીતે તે આખા જગતનો ઉદ્ધાર કરે છે. પોતાની માતૃભૂમિમાંથી તે મુડીશાહીને હદપાર કરવા જે હીલચાલ કરે છે, તેનો પ્રતિધ્વનિ આખા જગતમાં ઉત્પન્ન થયા સિવાય રહેવાનો નથી. કાર્ય અને પ્રતિકાર્ય એ ઉભય વસ્તુ હમ્મેશની સહચરી છે અને એજ ધોરણે ગાંધીના હિંદુસ્થાનના કાર્યનો સમગ્ર જગતમાં પ્રસાર થઇને ધર્મગ્લાની દૂર થશે. મહાપ્રતાપી સીઝરના સમયમાં રોમન સામ્રાજ્યની જે દશા થઇ હતી, તેજ દશા વર્તમાન સંસ્કૃતિ ભોગવે છે. તેણે પોતાના પશુબળથી સમસ્ત જગતને પદદલિત કર્યું છે. તે સર્વ જગતની સંપત્તિ તથા મનુષ્યબળનો ઉપયોગ સ્વાર્થસાધનામાં કરે છે; પરંતુ એક બાજુએ તેનો બાહ્ય ભપકો વૃદ્ધિ પામતો જણાવા છતાં તે અંદરથી તો પોકળજ બનતી જાય છે. તેના ઉદરમાં તેને મારી નાખનારી ક્રિયાનો આરંભ થયો છે. રોમન ઇતિહાસના છેલ્લી અણીના પ્રસંગે ખ્રિસ્તનો જન્મ થયો અને વિનાશગતિએ જતા જગતને તેમણે નવજીવનનો માર્ગ બતાવ્યો. ખ્રિસ્તે કરેલા કાર્યથીજ આજે બેહજાર વર્ષ સુધી જગત જીવી રહ્યું છે. છતાં આજે પણ રોમન સામ્રાજ્યનીજ સ્થિતિ પુનઃ ઉદ્‌ભવી છે ત્યારે મહાત્મા ગાંધીનો જન્મ થયો છે. શું તે આજે આપણને નવજીવન આપવાનું કાર્ય કરી

રહ્યા નથી ? શું એ દૃષ્ટિએ તેમને જગદુદ્ધારક કહેવાને હરકત છે ?

હિંદમાં ગાંધી જે કાર્ય કરે છે તેનું મહત્ત્વ વિશ્વવ્યાપી કેવી રીતે છે તે હવે તમો સમજી ગયા હશો. જીસસના ચારિત્ર્ય સાથે ગાંધીના ચારિત્ર્યની જે સામ્યતા છે, તેનું મને વારંવાર સ્મરણ થયા કરે છે. ઇસુ દૈવી સંપત્તિનો પુરુષ હતો. તેણે સર્વત્ર પ્રેમભાવનો ઉપદેશ કર્યો અને અમૂર્ત પ્રેમને મૂર્ત કરવા માટે અપ્રતિકારનું તત્ત્વ સ્પષ્ટ કર્યું. સેતાનને ગાદીપરથી ખેંચી પાડી પ્રભુને તે સ્થળે યોજવા તથા સ્વર્ગનું રાજ્ય પૃથ્વીપર ઉતારવાના હેતુથી તેણે સર્વ પ્રયત્ન કર્યા. ગાંધી પણ આ જગતમાં આજે એજ કાર્ય કરે છે. વ્યક્તિગત દૃષ્ટિએ ગાંધી સત્પુરુષ છે. તે પ્રેમનું પણ સામ્રાજ્ય સ્થાપવા મંથન કરે છે અને અપ્રતિકારનો ઉપદેશ પણ કરે છે. સાંપ્રતની સમાજરચના પલટાવી નવીન રચના સ્થાપિત કરવા તથા જડવાદનું સામ્રાજ્ય નષ્ટ કરી, તે સ્થાને ધાર્મિક જીવન ઉપસ્થિત કરવા તે પ્રયત્ન કરે છે. ખ્રિસ્તનો જન્મ ફરી થશે એવું ભવિષ્ય કથન છે. એ ભવિષ્ય ખરૂં પડે એમ મને લાગતું નથી; પણ જો એવો મારો વિશ્વાસ હોત તો મેં નિઃસંશય પ્રતિપાદન કર્યું હોત કે, ખ્રિસ્તે ગાંધીરૂપે અવતાર લીધો છે. ખ્રિસ્તનો પુનઃ અવતાર થશે એ ભવિષ્યમાં ઐતિહાસિક સત્ય નહિ હોય; પણ કાવ્યદૃષ્ટિએ તે સત્ય છે. એ દૃષ્ટિએ ગાંધી ખ્રિસ્ત છે એમ શા માટે ન કહેવું ? ઇસુના ચાબખા નામનું એમ નાનકડું પુસ્તક પોલ રીશારે લખ્યું છે. તેનાં બે વાક્યે મારૂં વિશેષ લક્ષ ખેંચ્યું છે.

'ખ્રિસ્ત પુનઃ જન્મ લેશે તો તેને સામ્રાજ્યવાસી થવા કરતાં ગુલામીમાં સડતા લોકોમાંજ જન્મ લેવો વિશેષ પસંદ નહિ પડે કે ?' 'કોઇ કાળે ખ્રિસ્ત જન્મ લેશે તો તે ગૌરકાયી વંશમાં નહિ જન્મે; કારણ કે તેમ થાય તો અન્યવર્ણીય જનોનો તેનાપર વિશ્વાસ બેસે નહિ.'

ગાંધી તરફ દૃષ્ટિ કરતાં આજે એ ભવિષ્ય સત્ય પડેલું નથી જણાતું કે ? એ ઉપરથીજ વર્તમાન યુગના તે ખ્રિસ્ત છે એમ સિદ્ધ નથી થતું કે ? વાસ્તવિક રીતે ખ્રિસ્તે પુનઃ જન્મ લીધો છે કે નહિ એ પ્રશ્ન પ્રથમની માફક આજે પણ મહત્ત્વનો નથી. મહત્ત્વનો પ્રશ્ન એટલોજ છે કે, તેને કોણ ઓળખી લેશે અને કોણ તેનો અનુયાયી બનશે ?





# ઉપસંહાર.

## ( એક અમેરિકન પ્રવાસી. )

લોકસમૂહરૂપી ગંગાની છોળો પોતાની વિરૂદ્ધમાં ઉછળવા માંડે એટલે લોકોના આગેવાન ઉપર ઇચ્છામાં આવે તેવા અયોગ્ય માર્ગે ગદાપ્રહાર કરીને વેર વાળવાની કુટેવ જગતની ઘણીખરી સરકારોને જુના વખતથી પડેલી જણાય છે. આજે મહાત્મા ગાંધી જેવા સંત-શિરોમણીને લોકગંગામાંથી ઉપાડી ૭ વર્ષ માટે તુરંગમાં પુરી દેવાનો માર્ગ બ્રિટિશ સરકારે લીધો તે નવીન નથી. એવા બનાવોની આવૃત્તિઓ પર આવૃત્તિઓ થતી જગતે આજસુધી જોયેલી છે. મહાત્મા ગાંધી જેવો શુદ્ધ દાનતનો, પૂર્ણ સંસ્કૃત અને સાચો શાંતિવાદી ગૃહસ્થ વર્તમાનકાળે જગતમાં અન્ય એકે નથી. માનવ પ્રાણીને સામુદાયિક વ્યવહારાર્થે કાયદાની આવશ્યકતા છે એ વાતનો કોઇ પણ માણસ અસ્વીકાર કરશે નહિ; પરંતુ કાયદાનું મૂળ તત્વ જે માનવ-પ્રાણીના વ્યવહારને અધિક સુખી અને સમભાવી બનાવવાનું હોય છે, તેનેજ નષ્ટ કરીને કાયદો જ્યારે વજ્રમુષ્ટિનો આશ્રય લે છે; ત્યારે એ તત્વ આપોઆપજ પગનીચે કચડાઇ જાય છે અને માનવજાતિને નુકશાન કરવાનું કાર્ય તેનાદ્વારા થવા લાગે છે. આવા પ્રકારના કાયદાને આગળ ધરીને જેણે મહાત્માને પકડવાની આજ્ઞા કરી, જેણે

તેમને ન્યાય આપવાની ક્રિયા પતાવી લીધી, તે સમસ્ત મંડળના ચારિત્ર્ય અને દાનતની સાથે ગાંધીના ચારિત્ર્ય અને દાનતની તુલના કરવામાં આવે તો જેનામાં તુલના કરવાની શક્તિ હોય એવા કોઈ પણ ગૃહસ્થનું ચિત્ત વિષાદગ્રસ્ત બન્યા સિવાય નહિ રહે. ક્ષણભર માની લઈએ કે, રાજસંસ્થાની આ કૃતિથી કાયદા, હુકુમત અને ન્યાયનું માન જાળવવામાં આવ્યું છે; પરંતુ તેમ કરીને મહાત્મા ગાંધીને શાંત કરવા પાછળ મનુષ્યનું સઘળું મનુષ્યત્વ ગુમાવવું પડયું છે; એ મુદ્દો આ તુલનામાં મુખ્યત્વે ધ્યાનમાં લેવા જેવો છે. તે ધ્યાનમાં લેવાથી સમજાય છે કે રાજશાસનસંસ્થાની દાનત અને સંસ્કૃતિનું કેવું દીવાળું ફુંકાયું છે. આ વાત હવે સમગ્ર જગતને વિદિત થઈ ચુકી છે.

જે મહાપુરૂષે આ રાજસંસ્થાનું પોત ખુલ્લું કરી તેનું વિચિત્ર સ્વરૂપ જગતની દૃષ્ટિએ આણ્યું, તે મહાત્મા ગાંધી કેવા છે? તે કેવળ સાદા અને સરળ ગૃહસ્થ છે. અંદર કંઈ અને બહાર કંઈ એ વસ્તુને તે જાણતાજ નથી. તેમને જે બુદ્ધિગ્રાહ્ય લાગે છે તે તે તદ્દન સરળ, સહેલી અને સ્પષ્ટ ભાષામાં કહે છે તથા લખે છે. તેમના એક પણ શબ્દમાં સંદિગ્ધતા, દ્વિઅર્થ અને કાયદાબાજી જોઈ શકશો નહિ. કોઈ પણ કાર્ય કરવામાં તે મુખ્યત્વે એ વિચાર કરે છે કે, એથી મનુષ્યનું મનુષ્યત્વ પ્રગતિ કરશે કે અધોગતિ તરફ વળશે. હિંદના રંકમાં રંક મનુષ્ય જેવો તે આહાર કરે છે અને તેવાંજ વસ્ત્રો વાપરે છે. ટુંકામાં કહીએ તો તે હિંદની કંગાલ જનતામાંના એક છે અને અન્ય તેમને એથી ભિન્ન સમજે એમ તે ઇચ્છતા પણ નથી. એવા એ ભિક્ષુને આજે આખું જગત મહાત્મા કહે છે. આજે ભારતવર્ષના લાખો માણસો તેમને પગલે ચાલે છે અને કેવળ કટીવસ્ત્રધારી એ ભિખારીના હુંકારથી બ્રિટિશ કર્મચારીઓ ભયભીત અને કર્તવ્યમૂઢ બનીને ગભરાઈ ગયા છે.

ચમત્કાર હવેજ જોવાનો છે. એ રાજકારભારીઓએ આશા રાખી હતી કે, મહાત્મા ગાંધીને પકડયા પછી લોકગંગાનો પ્રવાહ ઉછળશે અથવા કદાચિત શાંત થઇ જશે. સરકારના રાજ્યરથને ખાંધ આપનાર વિનીત તરીકે ઓળખાતા એક પક્ષની પણ એવીજ સમજ હતી. એ બિચારા વિનીતો ગાંધીના ઉદયની સાથેજ નિસ્તેજ બની ગયા હતા અને રાષ્ટ્રે તેમને દેશદ્રોહી માન્યા હતા; એટલે ગાંધીને જેલ મળવાથી તેમને સ્વાભાવિકપણેજ આગીઆની માફક જગત સમક્ષ ચળકાટ મારવાનો પ્રસંગ પ્રાપ્ત થવાની આશા બંધાઇ હતી; પરંતુ પરિણામે તેમની એ આશા અને એ અનુમાન મિથ્યા ઠર્યું. લોકગંગાનો પ્રવાહ ઓસરી જવાને બદલે ઉલટો પૂરપાટ વહેવા લાગ્યો છે અને વિનીતોની તથા રાજશાસનસંસ્થાની ગણતરીઓ ખોટી પડી છે. કારભારીઓ સમજતા હતા કે, મહાત્માજી પકડાશે એટલે લોકો આવીને પોતાની કોટે વળગશે અને કેટલાક ગુસ્સે થઇને તોફાનપર ચઢશે તેમને તોપોના ગડગડાટથી દબાવી દઇ સરકારની મહત્તા દર્શાવી શકાશે. વિનીત વગેરે પક્ષ પણ એવી કલ્પનામાંજ રાજ-કારભારીઓના ભાગીદાર બનેલા હતા; પણ કાળની વિચિત્ર કરણીથી એ સર્વના મુખે મેંસ ચોપડાઈ અને લોકગંગાના પ્રચંડ પ્રવાહમાં એ ઘેલી કલ્પના ક્યાંની ક્યાં વહી ગઈ. કાયદાનું માન જાળવવા જેવી સાદી વાત પણ સરકારને સાધ્ય થઇ નહિ. બ્રિટિશ સત્તાની એ કૃતિને અમેરિકામાં કેટલા પ્રમાણમાં ધિક્કારી કહાડવામાં આવી છે, તે હવે હિંદની પ્રજા તેમજ સરકારની જાણ બહાર રહ્યું નથી. મને તો એવો અનુભવ થયો છે કે, કરવા ગયા કંઇ અને થઇ ગયું કંઈ, એવી અવસ્થા બ્રિટિશ સરકારની થઇ પડી છે. મને પ્રત્યક્ષ અનુભવ મળ્યો છે કે, સરકાર ગમે તેવો ડોળ કરશે અને પોતાની ઘોર ભૂલના

સમર્થન માટે હિંદમાંના પોતાના આશ્રિતો પાસે ગમે તે બોલાવશે તોપણ હિંદનો સામાન્ય જનસમૂહ ફસાઇ પડવો શક્ય નથી; અને એ દેશને માટે ખરેખર કંઇ પણ આશાનું કિરણ હોય તો તે એજ છે.

દેખાવમાં આ વાત તદ્દન સાદી દેખાય છે; પરંતુ હું એ સાદી વાતમાંજ ભરતખંડનો ભાવી વિજય અને વૈભવ સમાયેલો જોઈ શકું છું. હું હિંદમાં પહોંચ્યો ત્યારે મહાત્મા ગાંધીને જેલવાસ થયે બે મહિના થઇ ગયા હતા. દેશ આખાપર ગાંભીર્યની છાયા પ્રસરી ગયેલી હતી, સરકાર હવે કેવા પાસા ફેંકવા તેનો વિચાર કરી રહી હતી, વિનીતો રાજી રાજી થઇ ગયા હતા, સુશિક્ષિતો ગભરાયા હતા, પોલા દેશહિતૈષીઓ ઐશ્વર્યનાં સ્વપ્ન જોઈ રહ્યા હતા અને થુંક ઝીલનારાઓ સ્વાર્થની કલ્પનામાં ડૂબી ગયા હતા; પરંતુ સર્વ-સાધારણ જનતા અચળ હતી. કનિષ્ઠમાં કનિષ્ઠ સ્થિતિ પર્યંતની સર્વ પ્રકારની જનતા આજે પણ ગાંધીનાજ માર્ગે પ્રવાસ કરે છે. તેમને ગાંધીપર અચળ વિશ્વાસ છે, અચળ શ્રદ્ધા છે અને એમનાજ માર્ગે કલ્યાણ થવાનું છે એ ભાવના દૃઢ થયેલી છે. આનું કારણ એ છે કે, ગાંધી વાતુડીયા નથી. તેમની વાણી રોકડીયા છે. લાખો માણ-સોને નિશ્ચયાત્મકપણે લાગે છે કે, આપણું અન્ન અને વસ્ત્ર આપણા જ હસ્તમાં છે અને હવે આપણે ભૂખે મરીશું નહિ. તેમણે હિંદી રાષ્ટ્રને એક રેંટીઆની અપ્રતિમ ભેટ આપેલી છે અને ભારતવાસી-ઓને મન તે કામધેનુ જેવી લાગે છે; ત્યારે અન્ય રાષ્ટ્રોના લોકોના મનમાં તે સુદર્શન ચક્ર જેવી હોવાનો ભય ઉત્પન્ન થયો છે. આજ સુધીમાં હિંદમાં જે નેતાઓ થઇ ગયા છે તે સર્વ કરતાં ત્યાંની જનતા ગાંધીને સર્વશ્રેષ્ઠ સમજે છે તેનું કારણ એ છે કે, તેમની હીલ-ચાલમાં આપીશું અપાવીશુંના વાયદા નથી. સાધારણ જનતાની ખાત્રી

થઇ ચુકી છે કે, જે છે તે રોકડું અને ચોકખું છે તથા આખી હીલચાલ ધર્મના પાયા ઉપર રચાઇ છે.

એવાજ એક સાદા ગૃહસ્થને મેં પૂછ્યું: "મહાત્માજી પકડાયા, હવે શું થશે?" ત્યારે તેણે કહ્યું: "ગાંધીને અમારાથી દૂર કરી શકાયા; પણ તેમણે અમોને જે ચૈતન્ય આપ્યું છે તે અમારી પાસેથી કોઇ નહિ લઇ જઇ શકે." આ ઉત્તર સાંભળીને હું દિંગ થયો. એકાદ વિદ્વાને જો એવો ઉત્તર આપ્યો હોત તો મને કૃત્રિમતાનો વાસ આવ્યો હોત; પરંતુ આ ગૃહસ્થ તદ્દન લંગોટીઓ હતો. તે તેની ભાષામાં જેમ તેમ સહી કરી જાણતો હતો. આ એકજ ગૃહસ્થને નહિ પણ એવા અનેક ગૃહસ્થોને મેં એ પ્રશ્ન કર્યો અને સર્વ તરફથી એ એકજ પ્રકારનો જવાબ મળ્યો. આ ઉપરથી મારા લક્ષમાં આવ્યું કે, મહાત્માજીએ હિંદમાં જે ધર્મગંગા ઉતારી છે, તે કેવળ ચોમાસાના વહેળીયા જેવી નથી; પણ તેનો ઝરો અખુટ છે. મહાત્માજી માણસ છે, ઇશ્વર નથી; પરંતુ ઉપરના ઉત્તરમાંથી એવો સ્પષ્ટ ધ્વનિ નીકળે છે કે, મહાત્માજી તુરંગમાં હો કે કાળના ભક્ષ બનો; પણ તેમણે ભગીરથની માફક જે ધર્મગંગા ઉતારી છે તે તો અસ્ખલિતપણે વહેતીજ રહેશે. મહાત્માજીએ આ હીલચાલ ધર્મના પાયા પર રચેલી હોવાથીજ તે રાષ્ટ્રની રગેરગમાં વ્યાપી ગઈ છે. તે એટલી વ્યાપી ગઇ છે કે રાષ્ટ્રના આત્મારૂપ જે સામાન્ય જનસમાજ છે, તે જનસમાજ હવે રાષ્ટ્રવિઘાતક શું છે અને રાષ્ટ્રસંવર્ધક શું છે, તે વાત સારી રીતે સમજી શકે છે. શત્રુ કોણ અને મિત્ર કોણ તે હવે તે સારી રીતે જાણી શકે છે. બ્રિટિશ રાજશાસનસંસ્થા પાસેથી શું ગ્રહણ કરવા જેવું છે અને શું ત્યાજ્ય છે, તે તે ઉત્તમ રીતે સમજે છે. એ લોકગંગા નિશ્ચયપૂર્વક માને છે કે, બ્રિટિશ અમલ નીચેની

શાળા એટલે આપણને સર્વ પ્રકારે નિસ્તેજ કરનારૂં કારખાનું; અદાલત એટલે કાયદાની પીછોડી નીચે આપણને સર્વ પ્રકારે નિઃસત્વ બનાવનારી સંસ્થા, વકીલ એટલે સરકારના સ્ટાંપખાતાનું ઉત્પન્ન વધારનાર દલાલ અને કાઉન્સીલ એટલે રાષ્ટ્રનું માન ખંડન કરનાર અખાડો. રાષ્ટ્રના ઉદય સમયે જે મુડીની આવશ્યકતા હોય છે તેની આવી રીતે પ્રતીતિ મળ્યા પછી મહાત્મા ગાંધી વિષે મારા ચિત્તમાં રહેલી પૂજ્ય ભાવના અધિકજ શુદ્ધ અને ભવ્ય બની. સ્વાભાવિક રીતેજ મારી જીજ્ઞાસાવૃત્તિ વધી અને સાબરમતી જઇ તેમના સત્યાગ્રહ આશ્રમનું સકૌતુક દર્શન કરી મેં તેમના ચરિત્ર અને ચારિત્ર્ય વિષે મળી તેટલી માહિતી મેળવી.

મહાત્મા ગાંધી શુદ્ધ ધર્મપ્રવર્તક છે. ધર્મપ્રભામાં જે જે કિરણો આવશ્યક હોય છે, તે સર્વ તેમની પ્રભામાં હોવાથી જેમને જેવાં ચક્ષુ હોય છે તેમને તેવા તે જણાય છે. કેટલાક ક્ષુદ્ર બુદ્ધિના તથા સ્વાર્થી માણસો તેમને તદ્દન ભિન્ન દૃષ્ટિએ જુએ છે. કોઇને તે રાજપ્રકરણી પુરૂષ લાગે છે ત્યારે કોઇ તેમને રાજદ્રોહી કહે છે. કોઇને તેમનો અસહકાર અવ્યવહારૂ લાગે છે ત્યારે કોઇને તેમનો માર્ગ કેવળ જંગલી લાગે છે. એટલુંજ નહિ પણ તેમનાજ કેટલાક દેશબંધુ તેમનાપર એ કરતાં પણ વિશેષ દુષ્ટ આરોપ મૂકતાં અચકાતા નથી; પરંતુ એ દેખતા કહેવડાવનાર આંધળાના બડબડાટમાં સત્યનો છાંટો સુદ્ધાં હોતો નથી. એ અંધ જનોનો શબ્દછળ સૂર્યકિરણના રંગોનું પૃથક્કરણ કરી લઇ તેનાથી ઘર રંગવા જેટલોજ હાસ્યાસ્પદ છે. કદાચિત એ શબ્દછળમાં કપટનો પણ અંશ હશે; પરંતુ મહાત્માજી પ્રમાણેજ હું પણ એ સર્વ સ્વાર્થસાધુ ટીકાકારો તરફ દુર્લક્ષ કરૂં છું અને ખરેખર એ કાયર અને સ્વાર્થવશ ટીકાકારોની

યોગ્યતા પણ તેટલીજ છે. એ ટીકાકારો આચાર અને વિચારથી બુદ્ધિની સમતોલના ક્યારનાએ ગૂમાવી બેઠેલા છે. અન્યની સંપત્તિ હરી લેવાની કુટેવમાં ફસી રહેલા એ ભોગાસક્ત કીટકોને કદિ પણ ગાંધીનો માર્ગ પસંદ પડશે નહિ. આજે હિંદમાં હિંદુધર્માનુયાયીઓનું વિશેષ પ્રાબલ્ય છે. એ ધર્મ વસ્તુતઃ ત્યાગના પાયાપર રચાયેલો છે; તથાપિ હવે સેંકડો અને હજારો હિંદુઓ પૈસા અને સત્તાનેજ ધર્મ સમજે છે અને તેને માટે નિંદ્યમાં નિંદ્ય કૃત્ય કરતાં તેમને શરમ આવતી નથી. એમાંના કેટલાક પોતાને રાષ્ટ્રહિતૈષી કહેવડાવે છે; પરંતુ તત્ત્વદષ્ટિએ એ લોકો હિંદના પ્રત્યક્ષ શત્રુ કરતાં પણ નીચ છે. હિંદમાં પ્રસરેલી આ ધર્મગ્લાનીને દૂર કરી પુનઃ વૈદિક ધર્મને ત્યાગના પાયાપર સ્થિર કરવા માટેજ મહાત્મા ગાંધીનો અવતાર થયો છે.

ત્યારે આ ધર્મપ્રાણ મહાત્મા બ્રિટિશ સત્તાને નષ્ટ કરવા સારૂ પ્રયત્નની પરાકાષ્ઠા શા માટે કરે છે ? ભાષાની દૃષ્ટિએ એ પ્રશ્ન એજ રીતે કરવો જોઇએ, પણ તત્ત્વદષ્ટિએ એ પ્રશ્ન જુદાજ શબ્દથી યોજવો પડશે. મનુષ્ય ખરો મનુષ્ય બને તે માટે તે જનતાને એવા માર્ગે દોરે છે કે, તે માર્ગે પડયા પછી દંડનીતિપર ઉભેલી કોઇ પણ રાજશાસનસંસ્થા આપોઆપજ ભિન્ન પડી જાય કિંવા દૂર થઇ જાય; અને જનતા વ્યવસ્થિત રીતે દેવત્વની દિશાએ પ્રગતિ કરતી જાય. સત્તાવાદી રાજશાસનસંસ્થા, પશ્ચિમના સંસર્ગથી નિર્માણ થયેલી સામાયીક મુડીવાદીઓ વગેરેની અન્ય ઐશ્વર્યવાદી સંસ્થા અને અન્ય ઐશ્વર્યવાદી વ્યક્તિઓને મહાત્મા ગાંધીપર ગુસ્સો આવે છે, તથા તે સર્વ એ મહાત્માનાં જડમૂળ કાઢી નાખવા સારૂ એકત્ર બળથી જે આસુરી પ્રયત્ન કરે છે, તેનું મૂળ જોશો તો જણાશે કે, તેમને લાગેલા સ્વસત્તાનાશના ભયનું એ પરિણામ છે. વસ્તુતઃ ગાંધી જે

માર્ગે જવું જોઇએ તેજ માર્ગે જાય છે અને જનતાને પણ અધો-ગતિના માર્ગે જવા નહિ દેતાં પોતાની પાછળ દોરે છે. એમાં ખરે-ખર મનુષ્યત્વ અને દેવત્વના કોઈ પણ કાયદાનું ઉલ્લંઘન રહેલું નથી. સ્થિતિ આવી છતાં રાજશાસનસંસ્થા જો ગાંધીના માર્ગની આડે આવતી હોય તો પછી ગાંધીને સુદ્ધાં તેની સાથે ઝૂઝેજ છૂટકો રહે. આ ઉપરથી કોઇ પણ માણુસના લક્ષમાં આવી શકે તેમ છે કે, ગાંધી રાજકારણી પુરૂષ નથી; પણ રાજકારણ તેમના માર્ગની આડે આવ્યું છે. તે ખરા મહાત્મા, ખરા શૂર, ખરા દૃઢપ્રતિજ્ઞ, ખરા યોગી અને સ્થિતિપ્રજ્ઞ હોવાથી આ રાજકારણનો પત્થર લીલામાત્રથી દૂર કરી રહ્યા છે. તે આજે તુરંગમાં છે પણ તેમનું કાર્ય અવિરતતાથી ચાલી રહ્યું છે અને તે પણ તદ્દન સામાન્ય પંક્તિના શિષ્યવર્ગદ્વારાજ.

મહાત્મા ગાંધીના તુરંગવાસથી દેશને ભયંકર નુકશાન થયું છે એ વાતનો અસ્વીકાર કરવામાં અર્થ નથી; તથાપિ એથી દેશને એક મોટો લાભ પણ થયો છે. એથી દેશનો મિત્ર કોણ અને શત્રુ કોણ તે જનતા સમક્ષ સ્પષ્ટ થઇ ગયું છે. ગાંધી જ્યારે આખા દેશમાં ઘૂમીને પાપબીજ પદદલિત કરી રહ્યા હતા, ત્યારે તેમના પ્રભાવથી અંજાઈ જઈ ને ઘણા દેશહિતના ડૉળ કરનારાઓ રાષ્ટ્રીય કહેવડાવવાનો દંભ કરતા હતા; પણ ગાંધીનાં પગલાં જેલતરફ થતાંજ તેમણે પોતાનો બૂરખો દૂર કરી પોતાનું સત્ય સ્વરૂપ દેશને બતાવી દીધું છે. જાણે કે તેઓ ગાંધીના તુરંગવાસની રાહજ જોઇ રહ્યા હતા ! એટલું તો કબૂલ કરવું જોઇએ કે, મહાત્માજી તુરંગમાં ગયા પછી આખા હિંદપર એક પ્રકારની ઉદાસીનતા છવાઇ ગઇ અને એથી વિશ્વવ્યાપી હીલચાલને મંદતા આવી હોય એમ જણાય છે; પણ એ છાયાનું આયુષ્ય ક્ષણિક છે. બીજીજ વખતે એ મોજું એવા પ્રબળ વેગથી ઉછળશે કે, સર્વ

જગત હિંદ બની જશે. હું જો કે અમેરિકન છું; તોપણ મને અખિલ માનવજાતિના કલ્યાણની અરૂણ છટા હિંદના પૂર્વ ક્ષિતિજપર દેખાય છે અને જનતાનો છેક નીચેનો થર–કનિષ્ઠ જનતા એ મારી આશાનું ધ્રુવદર્શન છે. સાંપ્રતમાં પ્રસરેલો કુસંપ, પક્ષભેદ વગેરેની સમાલોચના કરી ભારત ભૂમિનું સહજ તીક્ષ્ણ દૃષ્ટિએ નિરીક્ષણ કર્યા પછી, બંગાલના એક અસહકારવાદી ખેડુતને મેં પૂછ્યું કે, " તમારા દેશમાં હવે બહુ ગોટાળો થઇ ગયો છે. શું તમને નથી લાગતું કે આ દેશને માટે સ્વરાજ્ય અશક્ય છે ? " તેણે કહ્યું: " શું કહો છો ? અશક્ય ! મહાત્મા ગાંધી કદિપણ અશક્ય ધ્યેયનો ઉપદેશ કરતા નથી. અમે સ્વરાજ્ય મેળવીશુંજ અને તે અમને મળશેજ. "

" પણ હવે તે તમે શી રીતે મેળવશો ? "

" સાહેબ, બ્રિટિશ સરકારને કોણે રાજ્ય મેળવી આપ્યું તે તમે જાણો છો ? અમારી અશુદ્ધ દાનતેજ ! અમેજ અમારા સિરાજુદૌલા વિરૂદ્ધ ઝુઝ્યા અને સુવર્ણમય બંગાલને બ્રિટિશના ખોળામાં પધરાવ્યો. પછી બંગાલનું સંરક્ષણ કરવા માટે અમારીજ યોજના કરવામાં આવી અને સ્વાર્થનું વિષ પીને ચોતરફનો પ્રદેશ અમેજ મેળવી આપ્યો. શીખ, મહારાષ્ટ્રીય, મદ્રાસી વગેરે અમે પરસ્પર બંધુ હોવા છતાં અને એકજ ભારતભૂમિના પુત્ર હોવા છતાં એકબીજાના દુશ્મન બન્યા અને એકબીજાના પ્રાંત બ્રિટિશને પ્રાપ્ત કરાવી આપ્યા; અને એ રીતે છેવટે ભેદનીતિના ભોગ બની અમેજ આખું હિંદ તેમને મેળવી આપ્યું. હવે અમારે એ પાપકર્મનું પ્રાયશ્ચિત્ત લેવું જોઇએ અને તેનો તદ્દન સહેલો, પુણ્યમય, શાંતિપૂર્ણ અને અંતે અખિલ જગતને કલ્યાણપ્રદ એવો માર્ગ મહાત્મા ગાંધીએ અમને બતાવ્યો છે. એ માર્ગ એટલે અપ્રતિકાર અને અસહકાર.

હવે અમે સરકારને કોઈપણ પ્રકારની સહાય આપીશું નહિ. હવે તો માનવજાતિના કલ્યાણને આવશ્યક હશે તેજ કાર્ય માત્ર અમે કરીશું."

આ ખેડુત કલકત્તા યુનિવર્સીટિનો ગ્રૅજ્યુએટ હતો એટલુંજ નહિ પણ સરકારની નોકરીમાં તે સારો હોદ્દો ધરાવતો હતો. મહાત્મા ગાંધીના અસહકારે તેના હૃદયમાં સ્થાન લીધું તે સાથેજ નોકરીનો ત્યાગ કરી તેણે ખેતી કરવા માંડી હતી. તેને ખેતી અને રેંટીઆના સાધનથી કુટુંબનો નિર્વાહ ચલાવવો પડે છે અને પ્રથમ કરતાં પુષ્કળ શ્રમ લેવો પડે છે; તોપણ તે ઘણોજ ઉત્સાહી અને આનંદી લાગ્યો. તેના ઉપરોક્ત શબ્દો સાંભળીને મને બ્રિટિશે મેળવેલા હિંદની બાબતમાં એ કહેવત યાદ આવી કે "એકજ દિવસમાં મેળવેલી વસ્તુ એકજ રાત્રિમાં જતી રહે છે." બ્રિટિશ રાજશાસનસંસ્થાને પણ એજ દુઃસ્વપ્ન જણાવા લાગ્યું છે. ઐશ્વર્યવાદી સંસ્થાઓ અને અન્ય વ્યક્તિઓ એજ દુઃસ્વપ્નથી ભયભીત બની છે અને તેથી એ સર્વ એકત્ર થઈ અસહકારની કમ્મર તોડવા શ્રમની પરાકાષ્ઠા કરી રહ્યા છે; પરંતુ મહાત્મા ગાંધીએ નિર્માણ કરેલું વજ્ર હવે નષ્ટ થવું શક્ય નથી. કોઈ સમયે હિંદની જનતા ભેદનીતિના ચરણનીચે કચડાતાં કચડાતાં અસંતુષ્ટ થઈને સામી ખડી થશે, એ ભય બ્રિટિશ રાજશાસનપદ્ધતિને પ્રથમથીજ હતો; અને તેથીજ એ સંસ્થાએ જનતાને શસ્ત્રશૂન્ય બનાવીને દેહદુર્બળ તથા શિક્ષણ આપીને મનોદુર્બળ બનાવી દીધી હતી. આવી સ્થિતિમાં હિંદી પ્રજાનાં વર્ષોનાં વર્ષો વહી ગયા પછી સ્વાભાવિકપણે અસહકારનું વજ્ર નિર્માણ થયું છે. આ વજ્રનો નાશ કરવા સરકારે હાથ ઉંચક્યો છે એ વાત ખરી છે; પણ એ હાથના સ્નાયુ શિથિલ થતા જાય છે અને મુઠી વળશે કે નહિ તેની શંકા સરકારને પણ થયેલી જણાય છે. હવે સર્વના લક્ષમાં આવી ચુક્યું છે કે, અસ-

હકાર એ રાજશાસનસંસ્થાને પક્ષાઘાતનો વિકાર થયાનું ચિન્હ છે.

આ બંગાળી ખેડુતની ફરી ત્રણ ચાર વખત મુલાકાત લઈ મેં પુષ્કળ ચર્ચા કરી. પ્રવાસમાં મને પુષ્કળ લોકો મળ્યા હતા; પણ તેમાંના કેટલાક બ્રિટિશ સત્તાનાં એટલાં મીઠાં ગીત ગાતા હતા કે, તેઓને કેવળ સ્તુતિપાઠક—ભાટ તરીકે ઓળખી લેવામાં મને વિલંબ થયો નહિ. ઉલટ પક્ષમાં એ રાજશાસનપદ્ધતિપર ગરમ થનારા પણ કેટલાક એવા લોકો મને મળ્યા હતા કે, તેમને ચક્રમ સિવાય અન્ય નામજ ન આપી શકાય. પણ ઉપર કહેલો બંગાળી ગૃહસ્થ શાંત અને સમતોલ બુદ્ધિનો હોવાથી ત્રણ ચાર પ્રસંગ મળીને મેં તેની સાથે દશ બાર કલાક સુધી વાતો કરી હશે. વિશેષતઃ તેણે પોતાનું વર્તન અસહકારના તત્ત્વાનુસાર રાખેલું હોવાથી તથા આજ સુધી જગતમાં થઇ ગયેલા અસહકારી તત્વવેત્તાઓનાં પુસ્તકોનો તેણે અભ્યાસ કરેલો હોવાથી વિચારાવનિમયમાં તે મને પુષ્કળ ઉપયોગી થઇ પડ્યો. જેઓ ગાંધીના માર્ગે સ્વરાજ્ય શકય નહિ હોવાનો ભાસ કરાવે છે, કિંવા પ્રમાણિકપણે તેમ કહી સ્વરાજ્ય માટે પાશ્ચિમાત્ય પદ્ધતિના ઉપાય સૂચવે છે, તેઓ વિષે કેટલાક પ્રશ્ન પૂછતાં તેણે મને કહ્યું કે, "મહાત્માજીએ બારડોલીના કાયક્રમમાં ફેરફાર કરીને ખાદી તથા બહિષ્કારત્રયીનેજ વિશેષ પ્રાધાન્ય આપ્યું તે ઘણાને પસંદ નથી. ઘણાઓને કાઉન્સીલની રંગભૂમિપર પટા ખેલી નાટકી ઐશ્વર્ય સંપાદન કરવાનો લોભ ઉત્પન્ન થયો છે. વસ્તુતઃ ગાંધીએ બારડોલીનો કાર્યક્રમ અટકાવ્યો તેથી કોઇનેએ નિરૂત્સાહી બનવાને કારણ નથી. મહાત્માજીનો બાકીનો કાર્યક્રમ એટલો વિશ્વવ્યાપી અને કલ્યાણપ્રદ છે કે, તેને એક કાર્ય માટે જીવનપર્યંત શ્રમ લેવો પડતો હોય તો તે તેણે લેવો જોઇએ. ખાદીનીજ માત્ર વાત કરો, તો તે માટે પણ આજે અમારે

કેટલુંએ કાર્ય કરવાનું છે. અમારે અમારા હાથે કંતાયેલા અને વણાયેલા કાપડનો જ ઉપયોગ કરવો જોઇએ. એ ઉપરથી સ્પષ્ટ થાય છે કે, અમારે અમારા દેશના કપાસનો વ્યાપાર સંપૂર્ણ રીતે અમારા હાથમાં લેવો જોઇએ. ગાંધીના માર્ગે વિજય નહિ મળે એમ કહેનારાઓએ ક્ષણ માત્ર પણ આવી દૂરદૃષ્ટિ પહોંચાડી છે કે? ખેડુતોના સંબંધમાં પણ હિંદે પ્રચંડ પરિવર્તન કરવાનું છે. રાષ્ટ્રે દેશના ધાન્યની ઉથલપાથલ પોતાના હાથમાંજ રાખવી જોઇએ. ગાંધીની અવગણના કરનારાઓએ એ વ્યવહારમાંથી પરકીય હસ્ત દૂર કરાવવાનો લેશ માત્ર પ્રયત્ન સુદ્ધાં કર્યો છે કે? હિંદુસ્થાનના પ્રત્યેક ખેડુતની પાસે પેટપુરતી જમીન અને એક નાનું ઘર હોવું જોઈએ. એ પ્રશ્નનો નિર્ણય કર્યા સિવાય ચાલવાનું નથી; પરંતુ ગાંધીના વિરોધીઓએ એ પ્રશ્નનો ઉકેલ કરવાનો વિચાર પણ મનમાં આણ્યો છે કે? મહાત્માજીના માર્ગે સ્વરાજ્ય નહિ મળવાની વાત કરનારા કેવળ વાચાળ હોત તો ફીકર નહતી; પરંતુ એ વાચાળો સ્વાર્થી અને બીકણ હોવાથી રાષ્ટ્રને કલ્યાણપ્રદ એવું કંઇ પણ કરી શક્યા નથી અને કરી શકવાના પણ નથી."

આ ગૃહસ્થના આ વિચાર ખરેખર હિંદને અત્યંત લાભદાયી છે. તિલક સ્વરાજ્ય ફંડ પ્રમાણેજ એક દ્રવ્યનિધિ એકત્ર કરવો, દેશે કપાસ અને ધાન્યનો વ્યાપાર હાથમાં લેવો, સર્વત્ર નાની નાની પેઢીઓ સ્થાપી શરાફી ચલાવવી, ઓછા વ્યાજે નાણાં મેળવવાં અને ખેડુતોને ઋણમુક્ત કરી ખેતીનો વિકાસ કરાવવો એવી આ ગૃહસ્થની એક ઉપયોગી યોજના છે. એ યોજના તદ્દન નિરૂપદ્રવી છે; પણ તે જો હિંદુસ્થાન યશસ્વી કરી બતાવે તો તેમાં આખા જગતને ખળભળાવી જાગૃત કરવાની શક્તિ રહેલી છે, આવો નિરૂપદ્રવી પણ

આવશ્યક ઉદ્યોગ કરવાનો બાકી છતાં જેઓ નિર્લજ્જતાપૂર્વક મહાત્માજીના માર્ગે સ્વરાજ્ય મળે નહિ એમ કહી રાજશાસનસંસ્થા સાથે સહકાર કરવા દોડી જાય છે, તેઓની દેશભક્તિ માટે રાષ્ટ્રને સંશય આવતો હોય તો તે અકારણ છે એમ નહિ કહી શકાય.

મેં તે ગૃહસ્થને પૂછ્યું કે, "તમે જેને સ્વરાજ્ય કહો છો તેનું સ્વરૂપ ટુંકામાં કહેશો કે?" ત્યારે હસીને તે ગૃહસ્થે જવાબ આપ્યો, "તત્વદૃષ્ટિએ આ શબ્દમાં થોડી ભૂલ છે. એ શબ્દમાં થોડી ઘણી ઐશ્વર્યની ગંધ આવે છે; તથાપિ અમે તેના બદલે બીજો શબ્દ નહિ યોજીએ. પ્રત્યેક વ્યક્તિ અને પ્રત્યેક કુટુંબ ઉપસર્ગરહિત આચરણ રાખશે અને તેથી જે સમાજસ્થિતિ થશે તેને અમે સ્વરાજ્ય કહીશું. આ ઉપસર્ગરહિત આચરણની પ્રવૃત્તિ જેમ જેમ વધતી જશે તેમ તેમ અમારૂં જીવન શુદ્ધ, ધર્મમય અને ચૈતન્યયુક્ત બની અદાલતો, કાયદા અને રાજશાસન ધીમે ધીમે અસ્તાચળે જશે."

આ કથનનો ગર્ભિતાર્થ મારા લક્ષમાં આવ્યો. 'ઉપસર્ગરહિત' શબ્દ સુમધુર હશે પણ સરકારને કોઇ પણ પ્રકારનો કર નહિ આપવાનો ધ્વનિ પણ એજ શબ્દમાંથી ઉપજે છે એમ સૂચવી મેં કહ્યું: "એવું ઉપસર્ગરહિત આચરણ જો વિકાસ પામશે તોપણ સરકાર ચૂપ નહિ બેસી રહે. આજે થાય છે તે કરતાં પણ અધિક જુલમ ગુજરશે અને તમારા ઘરમાં પેસીને સખ્તાઇથી કર વસુલ લેવાશે."

જવાબ મળ્યો, "એમ બનશેજ. પણ તે સર્વ અમે શાંતિપૂર્વક સહન કરીશું અને એવા પ્રસંગે 'જુલમ થાય છે' એવો ઉચ્ચાર પણ નહિ કરીએ. કોઇ પૂછશે તો બહુ બહુ તો એટલુંજ કહીશું કે, 'કોઇ આવીને લૂંટી ગયું!' એ જુલમ પણ અમારા ઉપસર્ગરહિત આચરણથી અટકી પડશે. શનીની વક્રદૃષ્ટિથી જેમ વિક્રમના હાથપગ

તૂટી ગયા હતા અને કેવળ માંસપિંડ અવશેષ રહ્યા હતા, તેમજ અમારા સદાચરણથી રાજશાસનસંસ્થાનું બનશે. "

સર્વ વાત સાંભળી લઇ રાજશાસનસંસ્થાનો નાશ થયા પછી હિંદની કેવી ચમત્કારિક સ્થિતિ થશે તેનું ભયપ્રદ ચિત્ર ઉપસ્થિત કરી તે બંગાલી ખેડુતને મેં કહ્યું: " એવી સ્થિતિમાં અફઘાન, તિબેટ વગેરે રાજ્યલોભથી ચઢી આવશે તો શું કરશો ? "

તેણે કહ્યું: " એ તો તદ્દન જુનો પ્રશ્ન છે. તેઓ કદિપણ હિંદુસ્થાનપર સ્વારી કરવાના નથી. અમારી હીલચાલથી જો બ્રિટિશ જેવા મારવાડીના રાજ્યલોભનો અંત આવતો હોય, તો તેજ રાજ્યલોભ અન્ય રાષ્ટ્રોના મનમાં ઉત્પન્ન થવાનો સંભવજ રહેતો નથી. અમો ખાત્રીપૂર્વક માનીએ છીએ કે, પડોશી રાષ્ટ્રો હિંદપર કદિપણ સ્વારી નહિ કરે. હિંદુસ્થાન એક વખત શસ્ત્રસંન્યાસ સિદ્ધ કરશે એટલે નજીકનાં રાષ્ટ્રોને જો લોભ થશે તો તે શસ્ત્રસંન્યાસનોજ થશે. હિંદની ચોતરફના એ નાના નાના દેશો હાલ ગજા ઉપરાંતનો લશ્કરી ખરચ કરે છે તેનું કારણ એ છે કે, તેમને અહર્નિશ ભય રહે છે કે વખતે બ્રિટિશ સત્તા પોતાને ગળી જવા તૈયાર થાય. જો હિંદનો અસહકાર યશ મેળવશે તો એ પડોશી રાષ્ટ્રો છૂટકારાનો દમ ખેંચી તરતજ લશ્કરી ખર્ચ ઓછો કરી નાખશે. વળી અન્ય ચમત્કાર થશે તે તો જુદાજ. હિંદુસ્થાન મુક્ત થતાંજ ઇરાન, ઇજીપ્ત અને તુર્કને લાગેલાં ગ્રહણ આપોઆપ છૂટી જશે. "

એ બંગાળી ગૃહસ્થનું આ કથન મારે સ્વીકારવું પડ્યું. એ ઉપરાંત એમાં એક બીજો મુદ્દો પણ સમાયેલો છે. " અમે હિંદમાંથી ચાલ્યા જઇએ તો આખા દેશમાં ખળવો ફાટી નીકળે અને લોહીની નદીઓ વહેવા લાગે;" એમ જ્યારે બ્રિટિશ સામ્રાજ્યના અભિમાનીઓ કહે છે

ત્યારે સ્વાભાવિક રીતેજ પ્રશ્ન કરવાની જરૂર પડે છે કે, હોઢસો વર્ષ જેટલા દીર્ઘકાળમાં જે દેશને તમે સ્વસંરક્ષણનું શિક્ષણ આપી શક્યા નહિ, તે દેશને કેટલા હજાર વર્ષે સ્વસંરક્ષણ માટે તૈયાર કરશો, તે તો એકવાર શપથ લઇને કહો ! થોડાજ દિવસોપર મેં સમગ્ર દક્ષિણ એશિઆમાં પ્રવાસ કર્યો છે તેમાં હું જોઇ શક્યો છુ કે, કેવળ બ્રિટિશના સામ્રાજ્યવાદના ભયથી નાનાં નાનાં મુસલમાની રાષ્ટ્રોને પોતાની શક્તિ ઉપરાંત લશ્કરી ખરચ ઉઠાવવો પડે છે અને તે દેશની પ્રજા એથી થાકી ગઇ છે. એટલે વસ્તુસ્થિતિ એવી છે કે, પરચક્રનો ભય હિંદુસ્થાનને નહિ પણ માત્ર આ નાનાં નાનાં રાષ્ટ્રોને છે. આ પ્રમાણે હોવા છતાં પરચક્રઆક્રમણનો બાઉ જ્યારે સારા સારા સુશિક્ષિત ગણાતા લોકો ઉભો કરે છે, ત્યારે તેમની અજ્ઞાનતા માટે રડવું કે હસવું તેજ સમજાતું નથી.

હિંદમાં વિનીત નામનો જે એક પક્ષ મહાત્મા ગાંધીની વિરૂદ્ધનો છે, તેમાંના કેટલાક ગૃહસ્થો સાથે સંભાષણનો યોગ મને મળ્યો હતો. એમાંના કેટલાક ખરેખર પ્રમાણિક છે. તેમણે જુનો ભૂલભર્યો માર્ગ સ્વીકાર્યો છે, તોપણ તેમની દેશભક્તિ તદ્દન હિણકસ છે એમ નહિ કરી શકાય; પરંતુ વિશેષતઃ કેવળ થુંક ઝીલનારા, સંકુચિત બુદ્ધિના અને કેટલાક તો વાચાળજ જણાયા. આ સંબંધમાં એક નાની સરખી વાત કહું તો અયોગ્ય નહિ ગણાય. બંગાળનો પ્રવાસ પુરો કરી હું મુંબઇ જતો હતો. દરમીયાન મધ્ય પ્રાંતના ત્રણ વિનીત ગૃહસ્થ એકી સાથેજ મારા ડબામાં આવી બેઠા અને તેમણે રાષ્ટ્રીય પક્ષપર ગાળોનો ભડીમાર ચલાવ્યો. યૂરોપી ગૃહસ્થ સમક્ષ આ રીતે ફ્રાગ ચલાવવામાં તેમને માન જણાયું હશે. બહુધા સર્વત્ર એવી દઢ સમજ છે કે, યૂરોપીયન એટલે રાષ્ટ્રીય પક્ષનો કટ્ટો દુશ્મન

જ. હું પણ રાષ્ટ્રીય પક્ષને ગાળો દઇ તેમના પેટમાં પેઠો. એ બિચારા મહાસંકટમાં આવી પડેલા હતા. કાઉંટ ટૉલ્સ્ટૉયે ઝારશાહી વિરૂદ્ધ લખેલા બે ચાર પત્રો છપાવી ગાંધીપક્ષે આ ઉદારમતવાદીપર મોકલી ઉત્તર માટે આવ્હાન કરેલું હતું. ટૉલ્સ્ટૉય જેવા અસામાન્ય બુદ્ધિશાળી સાધુએ લખેલા પત્રોના ઉત્તર આપવાનું કાર્ય આ ટુંકી બુદ્ધિના વિનીતો માટે શકયજ નહતું. હું એક અમેરિકન છું એમ જાણ્યા પછી તેમાંના એક ગૃહસ્થે કહ્યું: " અમેરિકામાં ટૉલ્સ્ટૉય વિરૂદ્ધ કેટલાક પુસ્તક પ્રસિદ્ધ થયેલાં છે, તેની માહિતી આપશો ? " આ સંબંધમાં મને જે માહિતી હતી તે કહી મેં કહ્યું: "જ્યારે રૂશીયામાં ટૉલ્સ્ટૉયનું માન પુષ્કળ વધી ગયું ત્યારે ઝારશાહી અને કૅથોલિક પાદરીઓએ કેટલાક વિદ્વાનોની દાઢીઓમાં હાથ ઘાલી કેટલીક ચોપડીઓ પ્રસિદ્ધ કરાવી હતી. અમેરિકામાં ટૉલ્સ્ટૉયની કીર્તિ અતિશય પ્રસરેલી હોવાથી એજ ચોપડીઓ અમેરિકામાં પણ પ્રસિદ્ધ થઇ હતી; પણ થોડાજ દિવસમાં જણાયું કે, એ સઘળું રૂશીયન સરકારનુંજ' કારસ્થાન છે. એથી ટૉલ્સ્ટૉય પ્રત્યેના પૂજ્ય ભાવમાં વૃદ્ધિ થઇ અને તેમનું નામ સર્વમુખી થયું. એટલે એવી ચોપડીઓ તમને કંઇ ઉપયોગી નહિ થાય. " મારી આ વાત સાંભળીને તે બિચારાઓનાં મુખ ફીક્કાં પડયાં. આ પ્રકાર અતિ મહત્ત્વનો છે એમ નથી; તથાપિ એ ઉપરથી વિનીતોની મનોરચના કેવા પ્રકારની છે તેની ઠીક કલ્પના થઇ શકે તેમ છે.

બ્રિટિશ રાજશાસનસંસ્થાએ દોઢસો વર્ષથી આપેલા શિક્ષણનું એ સર્વ પરિણામ છે. ઇતિહાસ, વાંચનમાળા, અર્થશાસ્ત્ર વગેરે કેવળ પારકા દાસત્વની ભાવનાથીજ રચાયેલાં છે અને તેમાં પણ દુઃખની વાત એ છે કે, આ નામર્દાઇનું કામ બ્રિટિશોએ હિંદી પ્રજામાં તેનીજ

કેટલીક વ્યકિતઓ પાસે કરાવી લીધું છે. દોઢસો વર્ષથી એવાં પુસ્તકો-વડે અપાતા શિક્ષણનું વિષપાન કરી કરીને સુશિક્ષિત કહેવડાવતો આવેલો વર્ગ લગભગ શત્રુસ્થાને જઇને બેઠો છે. માતૃભૂમિ પ્રત્યે નિમકહરામ બનવું એજ હવે તેના ઉદરનિર્વાહનો ધંધો થઈ પડયો છે. એકાદ યુવકને તમે કહેશો કે અરે, આવી શાળામાં જઇને શું કરે છે ? ઉઠી જા. તો તે પૂછશે કે, 'જો હું ભણું નહિ તો મને નોકરી શી રીતે મળશે ?' આ પ્રશ્ન સંભળાતાં એ તરૂણનો આવો અધઃપાત કેમ થયો તેની સર્વ કારણપરંપરા દૃષ્ટિસમક્ષ ઉભી રહે છે અને એક વખત એમ પણ લાગે છે કે, આ સઘળી શિક્ષણસંસ્થાઓનો નાશ કરી તરૂણ પેઢી બાર વર્ષ સુધી ગમેતેમ ભટકતી રહેશે તોજ તેના અંગમાં ઓતપ્રોત થયેલું વિષ નષ્ટ થશે. મહાત્મા ગાંધીએ એટલાજ માટે વર્તમાન શિક્ષણપર હથિયાર ઉંચકયું છે; પરંતુ ગાંધીની એ કૃતિનું રહસ્ય નહિ સમજનારા લોકો ગાંધીને નાદાન તથા આત-તાયી કહીને તેમનાં તત્ત્વોનો બને તેટલો વિરોધજ કરવા પ્રયત્ન કરે છે; અને આશ્ચર્ય જેવું એ છે કે, દેશનો ઘાત કરવાનું પ્રત્યક્ષ કાર્ય કરવા છતાં એ લોકો પોતાને રાષ્ટ્રભકત કહેવડાવતાં શરમાતા નથી ! જે શિક્ષણે રાષ્ટ્રની આટલી અધોગતિ કરી મૂકી છે તે શિક્ષણ એ દેશભકતોને જોઇએ છે. કાયદા અને ન્યાય જ્યાં દંડ-નીતિના આશ્રયે રહે છે, તેવી અદાલતોથી રાષ્ટ્ર કંટાળી ગયેલું છતાં તેજ વસ્તુઓ એ દેશભકતોને જોઇએ છે, અને જે કાઉન્સીલોમાં ક્ષણે ક્ષણે રાષ્ટ્રનું માનભંગ કરવામાં આવે છે, તે કાઉન્સીલો પણ એ દેશભક્તોને જોઇએ છે ! આનો અર્થ એટલોજ કે, દેશદ્રોહ અને દેશભકિત એ બે ભિન્ન વસ્તુ છે એમ માનવાને એ દેશભકતો તૈયાર નથી. હમ્મેશાં સેંકડોના ગરદન પર છરી મૂકનાર

ખાટકી પોતાને અહિંસક કહેવડાવે તેવીજ આ દેશભક્તોની વાત છે. વસ્તુતઃ જેમની દાનતજ અશુદ્ધ છે; સ્વાર્થીપણાને લીધે જેમના જ્ઞાનનાં બીજ સડી ગયાં છે અને ઐશ્વર્યમદથી જેમની મતિ પ્રથમથી ભ્રષ્ટ થઇ ચુકી છે, તેવા હિંદીઓ ગાંધીની પાછળ અસહકાર યજ્ઞમાં કૂદી પડવા કદિપણુ તત્પર થાય તેવો સંભવ નથી. બ્રિટિશ રાજશાસનસંસ્થાએ શિક્ષણરૂપી આ જે વિષવૃક્ષ ઉછેર્યું છે, તેનાં મૂળ અત્યંત ઉંડે ગયાં છે અને ગાંધીની હીલચાલમાં જે નિરાશાનું મુખ્ય સ્થાન છે તે આજ છે; તથાપિ મહાત્માજીએ એ વૃક્ષને કેવળ બે વર્ષમાં મૂળસહિત હલાવી નાખ્યું છે અને હવે તેને શી રીતે ખેંચી કહાડી શકાશે, તે વાત તેમના અનુયાયીઓના લક્ષમાં આવી ગઇ છે. આ કાર્ય પાર પડતાં ઘણા દિવસ લાગશે એ વાત ખરી છે; પરંતુ એટલું તો હવે નિશ્ચિતજ છે કે, એ વિષવૃક્ષ ઉખડી ગયા સિવાય નહિ રહે. દેશના શિક્ષક, વકીલ, નોકર, અધિકારી, વ્યાપારી વગેરેમાંના ઘણાને હવે દેશહિતની ખરી ઇચ્છા થયેલી છે અને તેઓ ૩૦-૪૦ વર્ષથી પ્રમાણિકપણે પ્રયત્ન સુદ્ધાં કરે છે; પરંતુ તેઓ સફળતાનો અંશ પામી શકયા નથી. એનુ કારણ એજ છે કે, તેમને ઐશ્વર્ય અને સુખસગવડને લેશમાત્ર અડચણ થવા દીધા વગર સ્વરાજ્ય મેળવવું હતું. કેટલાકોએ એથી પણ આગળ વધીને સરકાર સામે કડક ટીકાઓ કરી અને કેટલાક તપી ગયેલા યુવકોએ બંબગોળા ઉડાવવા જેવા અત્યાચાર પણ કર્યા. આ બે વર્ગને જે તુરંગવાસ સહેવો પડયો, તે કેવળ દેશને માટેજ ભોગવવો પડયો એ વાતનો કોઇ પણ અસ્વીકાર નહિ કરી શકે; તથાપિ એ દેશભક્તિને તળીએ પણ ઐશ્વર્યવાદ ચોંટી રહેલો હતો. એક પ્રકારના સ્વાર્થની ગંધ એ હીલચાલમાં રહેલી હતી અને તેથીજ એ સર્વ પ્રયત્નોનો ઉપયોગ રાજશાસન-

સંસ્થાને છિન્ન ભિન્ન કરવામાં થવાને સ્થાને તેને બળવાન માત્ર બનાવવામાં થયો; અને મહાત્મા ગાંધી જેવો માનવજાતિના કલ્યાણનો મહત્ત્વાકાંક્ષી યોગી ભારતભૂમિને આ સમયે પ્રાપ્ત થયો ન હોત તો સ્વરાજ્ય–ચળવળની ગાલ્લી પૂર્વ પ્રમાણેજ સદીઓની સદીઓ સુધી ચાલ્યા કરત.

મહાત્મા ગાંધીએ સમય પલટાવી નાખ્યો છે. જુલમથી પીડાતા કોઇ પણ દેશની જનતાને માટે તેમણે મુક્તિનો માર્ગ સરળ બનાવી આપ્યો છે. તેમની અસહકારસંહિતાની મુખ્ય ઋચા એ છે કે, 'પશુત્વની ભાવના માત્રનો પણ ત્યાગ કરીને તથા મનુષ્યત્વના સર્વ અધિકાર પ્રાપ્ત કરીને તમે પોતે સ્વતંત્ર બનશો એટલે તમારૂં રાષ્ટ્ર આપોઆપ તમારો સાથ કરીને સ્વતંત્ર બની જશે.' સાધારણ જનતાને આ વાક્ય વેદવાક્ય જેવું લાગે છે અને તેની ખાત્રી છે કે, એમાંજ વિજય રહેલો છે. પૂર્વના રાજપ્રકરણીઓ ૩૦–૪૦ વર્ષથી બ્રિટિશની પોલાદી દીવાલપર મસ્તક ફૂટી રહ્યા હતા; પરંતુ મહાત્મા ગાંધીએ ફક્ત બેજ વર્ષ જેટલા સમયમાં અસહકારના યોગબળથી એ પોલાદી ચોકઠાને હચમચાવી નાખ્યું છે. પૂર્વકાળના કુશળ કહેવાતા રાજપ્રકરણીઓનું લગભગ અર્ધી સદીનું કાર્ય અને મહાત્મા ગાંધીનું બે વર્ષનું કાર્ય જનતા સમક્ષ સ્પષ્ટપણે રહેલું છતાં હજીપણ કેટલાક શાહીપુજારીઓ પોતાના હાથમાં રહેલાં સાધનોનો દુરૂપયોગ કરી ગાંધીને અવ્યવહારૂ તથા આતતાયી કહેવા માટે ગમે તેટલી બૂમો પાડશે તોપણ રાષ્ટ્ર એ વાતપર કિંચિતમાત્ર વિશ્વાસ રાખશે નહિ. જેમણે જીંદગીભરમાં સ્વાર્થ સિવાય અન્ય કોઇ ઉદ્યોગજ કર્યો નથી, તેવા લોકો જો જનકલ્યાણ માટે આગળ આવશે તો જનસમૂહ મનમાંને મનમાં "દગો છે રે દગો!" એમ કહીને શંકાશીલ

તથા સાવધ બન્યા સિવાય નહિ રહે. એવા સ્વાર્થસાધુ, ભોગાસક્ત અને દંભી દેશભક્તો પર સામાન્ય જનસમૂહનો હવે કોડી જેટલોએ વિશ્વાસ નથી; અને મહાત્માજી પર તેમની અચળ શ્રદ્ધા છે તેનું કારણ એ છે કે, મહાત્માજીએ તેમને પોતાનું સર્વસ્વ આપી દીધું છે. આજે મહાત્માજી નિષ્કિંચન છે, એટલુંજ નહિ પણ તેમના માટે વધસ્તંભ તૈયાર થાય તોપણ જનતાને ખાતર તે હસતા વદને આપોઆપજ તે વધસ્તંભ પાસે જઇને ઉભા રહે. આવા આ અપૂર્વ ધૈર્યશાળી શૂર પુરૂષને જેઓ બીકણ તથા વ્યવહારશૂન્ય કહે છે, તેઓએ પ્રથમ પોતામાંજ મનુષ્યત્વ કેટલું છે તેનો હિસાબ-જમાખર્ચ તપાસી જોવો અને પછીજ વાચા તથા લેખિનીને સ્વચ્છંદે વિચરવા દેવી.

જનતાનો મહાત્મા ગાંધીપર જે અટલ વિશ્વાસ છે તેનું કારણ એ છે કે, ગાંધીએ જનતાને અનુભવસિદ્ધ કરી આપ્યું છે કે, **આપણી ઇચ્છિત વસ્તુસ્થિતિ આપણા પ્રયત્નમાંજ રહેલી છે. દીનપણું દર્શાવીને પારકાની પાસે તેની યાચના ન કરો.** એ તત્ત્વ જનતાને રૂચ્યું છે અને તેથી તે ખેતી અને રેંટીઆને પ્રાણ કરતાં પણ વિશેષ ચાહવા લાગી છે.

આંજે લગભગ પચીસ હજાર દેશભક્તો કારાગારમાં પડેલા છે અને આપણ અમેરિકન લોકોના સુપરિચિત લાલા લજપતરાય પણ તેમાંજ છે. મહિને હજારો રૂપિયા પેદા કરનાર ચિતરંજનદાસ નામના એક સુપ્રસિદ્ધ બંગાળી બૅરિસ્ટર અને એવાજ અનેક દેશસેવકો તુરંગમાં પુરાયા છે; અને હવે તો મહાત્માજી પોતે પણ તુરંગમાં પહોંચી ગયા છે. એટલે આ આવેલી સોના જેવી તકનો લાભ લેવા એક નવીન પંથના લોકો આગળ આવ્યા છે. તેઓએ હિન્દના લોકોમાં બુદ્ધિભેદ કરવાનું કામ ઉપાડી લીધું છે. તેમણે આ હીલચાલનો નાશ કરવાનું

બીડું ઝડપ્યું છે; પરંતુ મને નથી લાગતું કે એ પાપકર્મમાં તેમને યશ મળે. એ નવા પંથના લોકો પણ પોતાને રાષ્ટ્રીય કહેવડાવે છે; અને દેશનું કલ્યાણ સાધી સ્વરાજ્ય મેળવવા માટેજ પોતે પ્રયત્ન કરતા હોવાનો ભાસ કરાવે છે. પરંતુ તેમના પ્રયત્નની દિશા તદ્દન ભિન્ન છે અને એ ઉપરથીજ તે ખરેખર કોણ છે તે સમજી શકાય તેમ છે. પેટમાંનું પાણી પણ હાલવા નહિ દેતાં, પોતાનાં સુખસગવડમાં કિંચિત ઉણપ નહિ આવવા દેતાં અને સ્વાર્થને લેશ માત્ર પણ ક્ષતિ નહિ પહોંચવા દેતાં, તેમણે સ્વરાજ્ય પ્રાપ્ત કરવાનો કઠે ચંગ બાંધ્યો છે. એ નામધારી રાષ્ટ્રભક્તોની આકાંક્ષા એવી છે કે, કાઉન્સીલોમાં બેસીને છડીદાર નેકીદારો પાસે નેકીના લલકાર કરાવવા, વિદ્યુતના ચકર ચકર ફરતા પંખાવાળા મંડપમાં દરબારી ઠાઠથી પ્રવેશ કરવો, મશરૂની મૃદુ ગાદીવાળાં આસનોપર ધીમે રહીને પોતાની કોમળ કાયાને ગોઠવી દેવી અને રૂચે પચે તેવા શબ્દો બોલીને રાજશાસનસંસ્થાને રીઝવવી. આ મોજું વિશેષતઃ મહારાષ્ટ્રમાં વિશેષ ફરી વળ્યું છે; પરંતુ એ હાથચાલાકી કરનારાઓને દેશ હવે સારી પેઠે ઓળખી ગયો છે. એક વયોવૃદ્ધ વિદ્વાન મહારાષ્ટ્રીય ગૃહસ્થની ખાસ મુલાકાત લઇને મેં આ રાષ્ટ્રવિઘાતક ચળવળનું રહસ્ય સમજી લીધું હતું. તેમણે કહ્યું હતું કે, "એમની સંખ્યા અતિ અલ્પ છે. તેમને કોઇ રાષ્ટ્રનેતા તરીકે માનતું નથી; એટલુંજ નહિ પણ તેમનો તિરસ્કાર સુદ્ધાં થવા લાગ્યો છે. એ દાંભિક રાષ્ટ્રભક્તો કાઉન્સીલમાં જઇને સ્વરાજ્ય મેળવવાની વાતો કરે છે તેનો સ્પષ્ટ અર્થ એટલોજ છે કે, એ ભિક્ષુકો સરકારનું સરકારપણું જેવું છે તેવુંજ—સામાન્યતઃ નોકરશાહીનીજ દશા માગવાને અડગ પ્રયત્ન કરશે. રાષ્ટ્રના દુર્ભાગ્યે તેઓ સફળ થશે તો આજે જ્યાં જ્યૉર્જ લૉર્ડ ગવર્નર છે તે જગ્યાએ અમારા સોમા-

જીરાવ દૃષ્ટિએ પડશે અને સૈન્યનાં સૂત્ર ગોમાજીરાવને પ્રાપ્ત થશે; પરંતુ એટલો ચમત્કાર કદાચિત થશે તોપણ ગરીબની પત્રાવળીમાંનો જે ટુકડો રોટલો, તે તો આખો નહિજ બને અને તેના શરીરપરનાં ચીંથરાંની જગ્યાએ આખું વસ્ત્ર દૃષ્ટિએ નહિ પડે. અરે જો સહજ ઉંચા સ્વરે પણ એ નવી રાજશાસનસંસ્થા પાસે અમે અન્નવસ્ત્રની યાચના કરીશું, તો એ અમારા જનરલ ગોમાજીરાવ જનરલ ડાયરની પેઠે અમારાં નિર્દોષ અને નિઃશસ્ત્ર સ્ત્રી–બાળકોપર તોપોનો મારો ચલાવતાં અચકાશે નહિ. સારાંશ એટલોજ કે, રાજશાસનસંસ્થાની વ્યક્તિઓમાં એવો ફેરફાર ગમે તેટલો થશે તોપણ અમોને તે ઉપયોગી નહિ થાય. અમારે તો રાજશાસનસંસ્થાને પાયામાંથી કાઢી નાખીને આખી ઇમારતજ નવી રચવાની છે. જેઓ કેવળ પાશ્ચિમાત્ય પાર્લામેંટરી કલ્પનાને સર્વસ્વ સમજી લઈ તેના સત્તાવાદને જેવોને તેવો હિંદુસ્થાનમાં ગોઠવી દેવા ઇચ્છે છે, તેમનો હેતુ હિંદને સ્વરાજ્ય આપવાનો નથી; પણ હિંદ ઉપર આધિરાજ્ય ગજાવવાનો છે."

આજે ખૂદ ઈંગ્લાંડની પ્રજાપર તેમનાજ જાતભાઇનું રાજશાસન છે. અમેરિકામાં અમેરિકનોનીજ સત્તા છે. ત્યાંનો રાજ્યકારભાર પાર્લામેંટરી પદ્ધતિએ એટલે લોકમતાનુસાર ચાલે છે એવો ભ્રમ ઘણાને છે. ત્યારે ખરી વસ્તુસ્થિતિ એવી છે કે, ધીમે ધીમે એ રાજશાસનસંસ્થા એકમુખી બનતી જાય છે અને ગરીબ પ્રજાપર તેટલોજ જુલમ થતો રહ્યો છે. ત્યાંના ખેડુત અને મજુરોના પ્રતિનિધિ પાર્લામેંટમાં વિરાજતા હોવા છતાં બિચારા મજુરોને દાદ મેળવવા અંતે હડતાળો જાહેર કરવી પડે છે. એવા પ્રસંગોએજ પાર્લામેંટની દૃષ્ટિ સમક્ષ બંબગોળાની ફેંકાફેંકી તથા ગોળીબાર ચાલે છે. જગત હમણાંજ જોઈ શક્યું છે કે, આખો દેશ ' ના ' ' ના 'ના પોકારો કરતો હતો છતાં એકલો વુડ્રો

વિલ્સન રાષ્ટ્રે આપેલી સત્તાનો ઉપયોગ કરી, જર્મની સામે યુદ્ધ જાહેર કરી જગત આખાની શાંતિનો નાશ કરી શકે છે. બ્રિટિશ પાર્લામેંટમાં પણ જાહેર રીતે એજ પ્રકાર બન્યા કરે છે. ત્યારે એવી પાર્લામેંટ સંસ્થાને પશ્ચિમમાંથી માગી લઇ હિંદમાં ગોઠવવાની ઇચ્છા કરનાર મહારાષ્ટ્રીઓને સ્વરાજ્ય લાવવું નથી; પણ પોતાનું રાજ્ય સ્થાપવું છે એમ કહેવાને હરકત નથી. મહારાષ્ટ્રના એ પુરૂષોને લાગે છે કે પોતાનું સરકારપણું ગીરો મૂકાયું હતું, તે હવે શેઠને દામ દુપ્પટ મળી જવાથી તેણે અમોને સ્વાધીન કરી દેવું જોઇએ. મુદ્દો એટલોજ કે, જે પક્ષો મહાત્મા ગાંધીનો વિરોધ કરી રહ્યા છે તે સર્વ સત્તાના લોભી છે; ત્યાગની કલ્પના માત્ર પણ તેમને ભયપ્રદ લાગે છે અને તેથીજ બેઉ બાજુ પગ રાખીને શરત જીતવાને તેઓ ઇચ્છે છે. ગત અર્ધી સદીમાં જે નામ રાષ્ટ્રભક્ત તરીકે ઇતિહાસમાં દાખલ થયાં હતાં, તે નામ હવે વિસ્મૃત થઇ ગયાં છે. તેમની પેઠે આજના એવા રાજપ્રકરણપટુઓનાં નામ પણ ક્યાંય લુપ્ત થઇ જવાનાં છે: કેમકે એવા લોકો રાજશાસનસંસ્થા સાથે એટલા ભળી જાય છે કે, તેઓ પોતામાંના છે એવું સાધારણ જનતાને લાગતુંજ નથી અને તેઓ પણ સાધારણ જનસમાજને પોતાનો સમજતા નથી.

મહાત્મા ગાંધીનું સ્વરાજ્ય એથી તદ્દન ભિન્ન છે. લોકગંગા એજ તે સ્વરાજ્યનું સિંહાસન, લોકગંગા એજ તે સ્વરાજ્યનો રાજદંડ અને લોકગંગા એજ તે સ્વરાજ્યનું સર્વસ્વ છે. જગત એવા સ્વરાજ્યની પ્રતીક્ષા કરી રહ્યું છે અને એક વખત હિંદુસ્થાન એ સ્વરાજ્ય પ્રાપ્ત કરશે એટલે સમગ્ર જગત આપોઆપજ એ માર્ગે એ ધ્યેય સિદ્ધ કરવાનો પ્રયત્ન કરશે.



# परिशिष्ट.

## १—अकालि धर्मवीरोनी अद्भुत अहिंसा अने सहनशीलता.×

( ગુરુકા બાગના અત્યાચારની વાત સાંભળીને પોતાની હમ્મેશની ટેવ પ્રમાણે દીનબન્ધુ એન્ડ્રુસ ત્યાં જઇ પહોંચ્યા છે. તેઓ ત્યાં નજરે જોયેલી સ્થિતિનો અહેવાલ બહાર પાડે છે. નીચેના લેખો ન જોનારને પણ જોયા સરખો ચિતાર આપશે:— )

१

આ પત્રમાં ૧૨ મી સપ્ટેમ્બરની સવારે હું અમૃતસર ઉતર્યો ત્યારથી મેં જે કંઇ મારી નજરે જોયું છે તે જ હું આપીશ.

તે દહાડે બપોરે એક વાગે હું ગુરુ–કા–બાગ જવા નીકળ્યો. મુખ્ય રસ્તો છોડયા પછી હું એક નહેરને કિનારે કિનારે ચાલ્યો. બધા મળીને ત્રણ ટાંગા હતા. અમે થોડું અન્તર કાપ્યું હશે ત્યાં અમે નહેરને સામે કિનારે બે શીખ ભાઇઓને જોયા. તેમને માથે કાળા ફેંટા હતા. તેઓ આકાશ તરફ આંગળી ચીંધીને એક બાજ પક્ષી અમૃતસર ભણી ઉડી રહ્યું હતું તે બતાવતા હતા. તરત જ ટાંગામાં

× નવજીવનના ચોથા વર્ષના પાંચમા અંકના વધારામાંથી ઉદ્ધૃત.

બેસનારા સૌ ઉતરી ગયા અને ઘણી ઉત્કંઠાની સાથે મને પેલું પક્ષી બતાવવા લાગ્યા. તેઓએ મને કહ્યું કે રોજ ગુરુ–કા–બાગમાં શીખો ઉપર પ્રહાર પડવા માંડે છે કે તરત આ સોનેરી બાજ ત્યાંથી ઉપડે છે, અને ઉડતું ઉડતું અમૃતસરના સુવર્ણમન્દિરના પૂજારીઓને તેની ખબર પહોંચાડવા જાય છે. તેઓ મને પૂછતા હતા કે આપે તેને જોયું ? મેં પક્ષી ઊડી જતું જોયું ખરું, પણ તે સોનાનું હતું કે નહિ તે હું કળી શક્યો નહિ. તેઓએ કહ્યું: 'એ જ એ પક્ષી; એ જ એ સુવર્ણપક્ષી. દરબાર સાહેબમાં લોકોનાં દુ:ખની કહાણી રજુ કરવા સારૂ તે ગયું છે.' આ વાત કરતી વખતે તે લોકોના ચહેરા ઉપર હર્ષની રોશની દીપતી હતી. અમારી સાથે એક આધેડ વયની શીખ બહેન હતી, તેની ભક્તિપૂર્ણ મુખમુદ્રા જોઇને તો મારા ઉપર બહુજ અસર થઇ. તેનું વર્ણન હુ આ જ રીતે આપી શકું કે એ શાન્ત **ભક્તિથી છવાયેલી એ બહેનની આકૃતિ 'મૅડાના' (ઇશુની માતા) ની મૂર્તિ સમી ભાસતી હતી.** એ આખું દૃશ્ય—**મારા સાથીઓની અનન્ય શ્રદ્ધા, સૌના મુખ પરની ભક્તિ, આનન્દમિશ્રિત અદ્દ્ભુત ભાવ—તેનાથી મારૂ દિલ વલોવાયું.** થોડા વખત પછી જે બનાવો હું જોવાનો હતો, તેમાં કેવું ધાર્મિક વાતાવરણ રહેલું છે તે આ પ્રસંગથી મને બરાબર સમજાયું. અકાલીઓની પ્રવૃત્તિમાં રહેલી ધાર્મિકતા પીછાણવાનું આવું સાધન મને બીજી રીતે ન મળત.

નહેરનો કાંઠો છોડયા પછી લાંબે સુધી અમારે ખુલ્લા મેદાનમાં થઇને જવાનું હતું. તેમાં ઠેકાણે ઠેકાણે પાણીનાં ખાબડાં ભર્યાં હતાં. અમારા ટાંગા બહુ આસ્તે માર્ગ કાપતા હતા. રસ્તામાં અમને કાળા ફેંટા પહેરેલા ૧૦૦ અકાલિઓ જતા મળ્યા. તેઓ સવારના સુવર્ણમન્દિરમાં મનકાયાવાણીએ અહિંસા પાળવાની પ્રતિજ્ઞા લઇને અમૃતસરથી નીકળેલા હતા. થોડા વખત પછી મેં મારી સગી આંખે જોયું

કે એ પ્રતિજ્ઞા તેઓએ અક્ષરશઃ પાળી. પાછળથી સુવર્ણમન્દિરમાં તેઓ કેવા પ્રતિજ્ઞા લેવા આવતા અને તેમના કાળા ફેંટા ઉપર ધોળાં ફુલનો હાર પોતાની કુરબાનીના ચિન્હ તરીકે કેવા ધારણ કરતા, તે જોવાનું પણ મને મળ્યું. શહેરના રસ્તાઓ પરથી જ્યારે તેઓ પરમેશ્વરનું નામ ઉચ્ચારતા હર્ષભેર ને ઉત્સાહભેર કૂચ કરતા તે વખતે હિંદુ તેમજ મુસલમાન તેમને કેવા ઉત્તેજન અને આવકાર આપતા તે પણ મને જોવા મળ્યું. ત્યાં શહેરમાં તો તેમની યાત્રાની શરૂઆત જ હતી. આગળ તો માઇલોના માઇલો કાદવ ખૂંદતા ને પાણી વટાવતા તેમને માર્ગ કાપવાનો હતો. આ પહેલે જ દિવસે મેં જથાને યાત્રાના અન્ત પાસે જોયો તે વખતે તેઓ બધા કાદવથી ખરડાએલ હતા અને પરસેવે રેબઝેબ થઇ ગયા હતા; પરંતુ પેલા સફેદ હાર તેમના કાળા ફેંટાઓને વીંટળાયેલા જ હતા. પરમેશ્વરને પ્રાર્થના કરતાં તેમના અવાજમાં જેવું ને તેવું જોમ હતું. તેમના ચહેરા પર ધાર્મિક તેજ કાયમ હતું. જથામાં કેટલાક છોકરાઓ હતા. કેટલાક વૃદ્ધો પણ ના કહેવા છતાં પરાણે જોડાયા હતા. પણ મોટો ભાગ તો લશ્કરી ઉમ્મરના પુરુષોનો જ હતો. આ પડછંદ પુરુષોમાં એવા ઘણા હતા કે જેમણે લશ્કરમાં નોકરી કરી હતી. પાછળથી તેના ચોક્કસ આંકડા જાણવાની તક મને મળેલી. દર ત્રણ શીખોમાં એક જણ લશ્કરમાં નોકરી કરનાર અને મહાયુદ્ધમાં જઇ આવનાર મળે.

અમે ટાંગામાંથી નીચે ઉતર્યા અને તેઓની સાથે સાથે ચાલ્યા. મેં અંગ્રેજી પોશાકજ પહેર્યો હતો. મારે માથે હૅટ હતી. તેમને પહેલાં મારા નામની ખબર નહોતી, છતાં મેં કરેલા નમસ્કાર તેમણે લેશ પણ કડવાશ વગર વાળ્યા. વાટમાં પાણી પીવા ઘડીક સંઘ રોકાયો ત્યાં તેમને મારી ઓળખ પડી. એક ભાઇ પીતળના પ્યાલામાં સૌને પાણી પાતો હતો તેણે મને પણ પાણી લેશો એમ પૂછ્યું. પાણી ઝીલવા મેં મારો હાથ હોઠે મૂક્યો, પણ તે ભાઇએ કહ્યું: “ પ્યાલો જ લો ને. ” મેં

પ્યાલો હાથમાં લઈ પાણી પીધું. આ બાબત મારે માટે દીક્ષા સમાન હતી. મને લાગતું હતું કે જાણે ઈશુનું દેહવિડંબન શરૂ થાય તે પહેલાંના પ્રસિદ્ધ ખાણામાં જ હું સામેલ થયો હોઉં.

રસ્તા ઉપર જ્યાં જ્યાં પાણી મળે તેમ હતું ત્યાં ગામડાંના લોકો—સ્ત્રીઓ અને પુરુષો હમ્મેશ જથાની રાહ જોતાં ઉભાં જ હોય. અકાલી જથાની એટલીયે સેવા કરવાનો લાભ ઉઠાવવા તેઓ આતુર હતાં. આમાં પણ મને બહેનોનો અપૂર્વ ભક્તિભાવ જોવા મળ્યો. કષ્ટ સહન કરવા જનાર અહિંસાના વ્રતધારીઓ પ્રત્યે તેમના મુખ ઉપર માતા સમો સ્નેહ હતો.

ઘણી મુસીબતો વટાવતા, વાટમાં ઠેકાણે ઠેકાણે રોકાતા, અન્તે અમે ગુરુ–કા–બાગ પહોંચ્યા. પ્રથમ જે દૃશ્ય જોવા મળ્યું તે આ મોટર ખટારાઓનું હતું. સાધારણ રીતે ઉતારૂઓને લઇ જવા લાવવા સારૂ જે મોટી મોટરગાડીઓ વાપરવામાં આવે છે, તે અહીં દરદી-ગાડીઓ તરીકે વપરાતી હતી. એ ગાડીઓ જોઇ ત્યારે મારના દર્દથી પીડાતાઓને આ ગાડીઓમાં અથડાતાં કૂટાતાં ૧૪ માઇલ દૂર પહોંચતાં કેટલી હેરાનગતિ થતી હશે તેનો મને ખ્યાલ આવ્યો. વાટમાં ઠેક-ઠેકાણે આ ખટારાઓ કાદવમાં ખૂંચી જતા હશે, ઠેકઠેકાણે આવતી ખાંચોનો હચમચો સાજા માણસથીયે સહન થવો મુશ્કેલ હતો, તો જે લોકોને જખમોની ને અમૂઢ મારની પીડા હોય તેમનું તો પૂછવું જ શું?

અમલદારો ઓછામાં ઓછું માણસાઇનું આ એક કામ તો કરી શકત જ; પણ કોઇને તે સૂઝયું હોય એમ લાગ્યું નહિ. નહેરને કાંઠે જે જાહેર રસ્તો હતો તે મેદાન કરતાંયે ખરાબ હતો. નહેરની બીજી બાજુએ એક બીજો સારો રસ્તો હતો; પણ તે અમલદારો માટે ખાનગી હતો. તે રસ્તે જો જખમીઓની મોટરો ચાલવા દીધી હોત તો જખમી લોકોને ઓછો ત્રાસ થાત ને તેઓ

રહેલા ઇસ્પીતાલમાં પહોંચી શકત. ગુરૂ–કા–બાગથી પાછા જવાની વેદનામય મુસાફરીમાં તેઓ ઘણી આશાયેસ પામત. દાક્તરો વારંવાર નીચેના અમલદારો પાસે માગણી કરતા, પણ તેમણે એ રાહત આપવાની સાફ ના પાડી. ઉપરી અમલદારોને પૂછ્યું હોત તો ના ન પાડત એમ હું માનું છું; પણ આજે હિન્દુસ્તાનમાં એ જ મોટી અડચણ છે કે બન્ને પક્ષ સામસામા જોર કરે છે, બે વચ્ચેનું અંતર વધતું જ જાય છે. કડવા અનુભવ લઇ લઇને **હિન્દીઓનો અમલદાર વર્ગ ઉપરથી વિશ્વાસ સમૂળો ઉડી ગયો છે.**

૨

જ્યારે હું ખુદ ગુરુ–કા–બાગમાં પહોંચ્યો ત્યારે આવડા મોટા ટોળામાં જે ઉત્તેજનાની સ્વાભાવિક રીતે અપેક્ષા રહે, તેનો સાવ અભાવ જોઇને હું આશ્ચર્યચકિત થયો. સિંહદ્વારની નજીક શાસ્ત્રી બેઠા હતા. યાત્રાળુઓનો મોટો સંઘ તેમની સામે જમીન પર બેઠો હતો અને શાસ્ત્રીજી ધર્મગ્રંથ વાંચી સંભળાવતા હતા. બીજા ભાગમાં કેટલાક સેવકો ગુરુદ્વારાના અભ્યાગતોને સારૂ ઘંટીએ આટો પીસીને સાંજ માટે રોટી તૈયાર કરવામાં રોકાયેલા હતા. પ્રહારકાંડ હજુ હમણાં જ ચાલેલો હતો અને હમણાં જ લાકડીનો વરસાદ યાત્રાળુઓ ઉપર વરસેલો તેનું જાણે કશું જ નિશાન જણાતું ન હતું. મેં કોઈ જનારને પૂછ્યું તો તેણે કહ્યું કે ડંડામાર અત્યારે જ ચાલી રહ્યો છે. એ ખબર સાંભળતાં વેંત હું આગળ ચાલ્યો. પાસેના ખુલ્લા મેદાનમાં લોકોનું ટોળું બધો દેખાવ જોતું બેઠું હતું. તેમના ચહેરા ઉપર દુઃખ ચોકખું દીસતું હતું. અસલી દૃશ્ય તો એક મકાનને ખૂણે હું વળું ત્યાર પછી જોવામાં આવે તેમ હતું; પણ આ લોકોના ચહેરા મને પહેલાં જ જોવામાં આવ્યા. પ્રેક્ષકોમાં અવાજ સરખો કોઇ કાઢતું ન હતું; માત્ર તેમના હોઠ ફફડતા ને તેઓ કંઇક પ્રાર્થના કરી રહ્યા હતા. **સંકટને સમયે તારણહાર એક ઈશ્વર જ છે, તેનું જ શરણ લેવું એવું શિક્ષણ**

તેમને મળેલું હતું અને તે આ પ્રસંગે જોઇ શકાતું હતું. એ પ્રાર્થના કરનારા લોકોની શાન્તિ, તેમની ભક્તિ, તેમના ચહેરા પરની દુઃખની ગ્લાનિ—એ બધાં મને ઇશુના ક્રૂસની છાયાની યાદ આપતાં હતાં. તેઓ જે સહન કરી રહ્યાં હતાં તે એક પ્રકારનું આખું આખું ક્રૂસારોહણ જ હતું. અકાલિઓ અગ્નિદીક્ષા લઇ રહ્યા હતા અને દુઃખસાગરમાંથી ઉગારી લેવાની ઈશ્વરને પ્રાર્થના કરતા હતા.

હજુ સુધી મેં દુઃખસહનનું સાક્ષાત્ સ્વરૂપ જોયું ન હતું. આ પ્રેક્ષકોના મુખ ઉપર પડતું માત્ર તેનું પ્રતિબિમ્બ જ જોયું હતું. પણ આડી આવેલી ભીંતને હું વળોટી ગયો અને તે નીતિયુદ્ધ ચાલતું હતું તેની સમક્ષ જ આવી ઉભો રહ્યો, ત્યારેજ પેલાઓના ચહેરા ઉપરના સંયમ અને પ્રાર્થનાનું રહસ્ય હું સમજી શકયો. પ્રભુ એવું દૃશ્ય જોવાનું મારે ભાગ્યે ફરી ફરી કદિ ન લાવો; અંગ્રેજને એ નીચું જોવડાવનાર દૃશ્ય હતું. કાળા ફેંટાવાળા ચાર અકાલી શીખો દશ બાર સીપાઇની આગળ ઉભા હતા. સીપાઇઓમાં બે અંગ્રેજ અમલદારો પણ હતા. હું આવ્યો તે પહેલાં જ તેઓ ધીમે પગલે સીપાઇઓ હતા ત્યાં સુધી પહોંચી ગયા હતા. તેમની સામે બે ડગલાંને અન્તરે તેઓ શાન્તિથી ઉભા હતા. તેઓ પરિપૂર્ણ શાન્તિ જાળવી રહ્યા હતા અને આગળ પગલું ભરતા ન હતા. તેઓ હાથ જોડીને ઉભા હતા ને ઇશ્વરપ્રાર્થના કરી રહ્યા હતા એ ચોકખું જોઇ શકાતું હતું. પછી જરાયે ચીડવવાનું કારણ આપવામાં આવેલું નહિ તે છતાં એક અંગ્રેજ અમલદારે પોતાની પીતળની કડીએ મઢેલી ડાંગ ઉગામી. એ ડાંગ તેણે એવી રીતે મારી કે તેની મૂઠ પેલા પ્રાર્થના કરી રહેલ અકાલીની ગરદનમાં જોસથી વાગી. મેં તે ઘા જોયો ને મને અત્યંત હીચકારો લાગ્યો. તે વખતે કશું બોલ્યા વગર ચુપચુપ ઉભા રહેતાં મને ઘણી જ મુશ્કેલી પડી. પણ મેં અગાઉથી જ નક્કી

કરી રાખ્યું હતું કે કંઇ બોલીને ને કંઇ કરીને મારે વચ્ચે ન પડવું, પણ કેવળ અવલોકન કરવું; કારણ કે પીડિતોએ લીધેલી પ્રતિજ્ઞાની પવિત્રતા મારે પણ સાચવવી જ જોઇએ. તેથી સંપૂર્ણ શાન્તિ જાળવવી એ મારો ધર્મ થઇ પડયો હતો; પરંતુ જેઓએ એ દેખાવ પોતાની નજરે જોયો નહિ હોય તેમને આમ મૂંગે મોઢે જોઇ રહેવું કેટલું બધું કઠણ હતું તે સમજાવવું બહુ મુશ્કેલ છે.

ડાંગનો એ ઘા અકાલી શીખને પાડીને ભોંયભેગો કરવાને પૂરતો હતો. તે જરા આળોટીને ધીમે રહીને પાછો ઉઠયો, ને ફરીવાર તેજ ડાંગ ખાવાને ઉભો રહ્યો. આમ અનેક વાર પેલા ચારમાંથી જે સૌ પહેલો ગયેલો તેને ડાંગના સતત પ્રહારથી જમીનદોસ્ત કરવામાં આવ્યો. કોઇ વાર અંગ્રેજ અમલદારના તો કોઇ વાર તેમના હાથ નીચેના સીપાઇઓના ડંડા ચાલતા. બીજા ત્રણને પાડવામાં ઓછી મુશ્કેલી પડી. આ પ્રસંગે અને ત્યાર પછી પણ **પોલીસનાં કેટલાંક કામ તો તદ્દન ઘાતકી પશુ જેવાં જ હતાં.** એક શીખ કશા પણ હથિયાર વિનાનો સામે ઉભો હતો તેને એક સીપાઇએ પેટમાં લાકડી ઘોંચી તે મેં મારી નજરે જોઇ. એ ઘા એટલો ગોઝારો હતો કે બહુ જ મુશ્કેલીથી મેં બૂમ પાડીને આગળ ધસી જવાનું મન રોકયું: પણ થોડીવાર પછી મારે તેનાથીયે નીચ ઘા જોવાનો હતો. એક અકાલી શીખ ડાંગના ઘાથી ભોંય પર ઢળી પડેલો હતો તે સ્થિતિમાં એક સીપાઇ તેની ગરદન ઉપર પગ દઇ અને તેના ઉપર પોતાનું બધું વજન મૂકીને ચાલ્યો ! ત્રીજો ઘા પણ તેટલો જ નીચતાભર્યો હતો. એક અકાલી પોતાના પડેલા ભાઇની પાસે ઉભો હતો તેના ઉપર તે પડયો, જેને પરિણામે પેલો બેભાન દશામાં પડયો હતો ને દાકતરી માણસો તેને ઉપાડી જતા હતા તેના શરીર પર તે અફળાયો. આ ઘાની પાછળ રહેલો ઉદ્દેશ એટલો નીચ લાગ્યો કે અંગ્રેજ અમલદાર, ઘા મારનાર સીપાઇને વારશે એ આશાએ મેં તેમની તરફ

નજર કરી, પણ વારવાની નીશાની સરખી પણ મેં ન જોઇ. બીજે દિવસે આ વાત મેં ગવર્નરને અને જે બીજા અમલદારોને હું મળ્યો તેમને કહી.

આ આખા દશ્યમાં રહેલી ક્રૂરતા, અમાનુષિતા આ પ્રસંગે તો અતિશય જ નીચ પ્રકારની હતી; કારણ કે જેમને મારવામાં આવતા હતા તેઓ ઇશ્વરપ્રાર્થના કરતા હતા. **તેમણે વાણી કે કર્મથી હિંસા ન કરવાનું વ્રત લીધું હતું.** જેઓ દરબાર સાહેબમાં તેમજ ગુરુ-કા-બાગની મૂર્તિ સમક્ષ અહિંસાની પ્રતિજ્ઞા લેનારા હતા, તેમાં મોટો ભાગ લશ્કરમાં કામ કરેલાઓનો હતો એ મેં કહ્યું જ છે. તેમાંના કેટલાકોએ પોતાની જીંદગીને જોખમમાં નાંખીને ઘાયલ અંગ્રેજોના જાન બચાવ્યા હશે. જે સરકારની નોકરી પોતે બજાવી હતી તે જ સરકારના અંગ્રેજ નોકરો આજે ડંડા ચલાવીને તેમને જમીનદોસ્ત કરી રહ્યા છે અને એ પ્રહારો તેઓને ખમી ખાવા પડે છે. દરેક **પ્રહારમાં અપમાન અને હીણપત ભરેલી છે, છતાં જે વૃત્તિવડે તેને ઝીલવામાં આવે છે તેનાથી દરેક પ્રહાર વિજયમાળ સમો બની જાય છે.**

ભોંયે પાડી નાંખે એવા જોરના ઘા માથે પડે તે ઝીલવા અને સામો અક્ષરે બોલવો નહિ કે હાથ ઉગામવો નહિ, એ તે લોકોને સારૂ પ્રથમ જ અને નવીન અનુભવ હતો. ઇશ્વર સમક્ષ લીધેલી પ્રતિજ્ઞા તેમણે અક્ષરશઃ પાળી. તેમનાં મ્હોં પર કે તેમના વર્તનમાં મને સામા થવાનું ચિન્હ સરખું દેખાયું નથી. તેઓ જ્યારે સીપાઇઓ તરફ ચાલ્યા જતા ત્યારે તે વીર બલિદાનનો, ધર્મકાર્યનો, ઇશ્વરભક્તિનો સાચો નમૂનો હતો. ગુરુઓ કેટલાં દુઃખ સહન કરી ગયા છે તે તેઓ યાદ કરતા અને પોતાના દુઃખસહનનો ફાળો પોતાના ઉમદા ધર્મના સુવર્ણમય ખજાનામાં ઉમેરવાનું ભાગ્ય મળ્યાનો તેઓને હર્ષ હતો. પ્રેક્ષકો, જેઓ શીખો જ હતા, તે પણ તેમની સાથે અને તેમને સારૂ પ્રાર્થના

કરતા. જે અધમતા પોતાની તરફ આચરવામાં આવતી તેઓ જોઇ રહ્યા હતા, તેનો બદલો વાળવાને જો તેઓ ધસી ગયા નહિ તો તેનું કારણુ એ જ કે શ્રેષ્ઠ ધર્મે નિર્દોષ દુઃખસહનનો આનન્દ કેળવેલો હતો.

આ પ્રસંગમાં ખાલી જમીન કે મિલ્કતના ઝગડા કરતાં ઘણા જ મોટા મુદ્દા રહેલા છે. કાયદેસર ભોગવટાના કેવળ શાબ્દિક સવાલની મર્યાદાથી આ વાત બહાર નીકળી ગઇ છે. **સહનશીલતામાંથી જન્મતું એક નવું બળ પ્રજાએ અનુભવ્યું છે. નૈતિક યુદ્ધવિદ્યાનો એક નવો પાઠ જગત શીખ્યું છે.** પારકી મિલ્કતમાં દખલ કર્યાનો કાયદેસર ગુન્હો અકાલિઓ ઉપર સાબીત થાય કે ન થાય તેનાથી આ પ્રસંગ તેનું મૂળ તપાસીયે તો સ્વતંત્ર છે. તેઓની દ્રઢ માન્યતા છે કે ગુરુ-કા-બાગમાંથી લાકડાં કાપવાનો તેમનો સનાતન ધાર્મિક અધિકાર છે. અધુરો કે ખોડવાળો કાયદો એ અધિકારને સ્વીકારે કે ન સ્વીકારે, પણુ તેમનો તે અધિકાર તો ધર્મસંમત જ ગણાશે.

અહીં જે દુઃખ સહન કરાતું મેં જોયું તે વિષે એક મહત્ત્વની વાત લખવી રહી ગઇ. **જે અકાલિ શીખ માર ઝીલવા જતા, તેમનામાં પ્રહાર પડતી વખતે જરાયે સંકોચ મેં જોયો નહિ.** શરીરધર્મને અનુસરીને જે બેઅખત્યાર સંકોચ અંગોનો થતો તે સિવાય તે વીરો જાણી જોઇને ઘાને ચુકવવા સારૂ ખંચાયા હોય કે પાછા હઠયા હોય એવું મને યાદ નથી. **એક પછી એક ઘા પડતો તે સામે થયા વગર અને કશા ભય વગર ઝીલાતો જતો હતો.**



# २—ना० ड्यूक ऑफ कॉनॉटने खुल्लो पत्र.*

## ( મોહનદાસ કરમચંદ ગાંધી. )

ગાંધીજીએ ના૦ ડ્યૂક ઑફ કૉનૉટને ઉદ્દેશીને નીચેનો ખુલ્લો પત્ર બહાર પાડયો છે:—

નામદાર !

આપ નામદાર અત્યાર સુધીમાં અસહકાર, અસહકારવાદીઓ, તેમજ તેમની કાર્યપદ્ધતિઓ વિષે ઘણું સાંભળી ચૂક્યા હશો. તેમાં આ પ્રવૃત્તિના ઉત્પાદક તરીકે અનાયાસે મારે વિષે પણ સાંભળ્યું હશે. મને અંદેશો છે કે આપ નામદારને આપવામાં આવેલી માહિતી એકતરફી હોવી જોઇએ. આવી સ્થિતિ વચ્ચે આપને સત્યશોધનનો માર્ગ કરી આપવા ખાતર, મારા મિત્રોને ન્યાય આપવા ખાતર, મને પોતાને ન્યાય આપવા ખાતર, જે અસહકારની લડત હું એકલોજ નહિ પણ ભાઇ શૌકતઅલી અને મહમદઅલી જેવા મારા સૌથી નિકટના સાથીઓ પણ ચલાવી રહ્યા છીએ, તેની મર્યાદા કેવડી છે એ વિષેનો ખુલાસો આપ નામદાર આગળ રજૂ કરવો એ હું મારો ધર્મ સમજું છું.

આપ નામદાર જેવાની હિંદની મુલાકાતનો રાષ્ટ્રીય બહિષ્કાર કરવામાં આગળ પડતો ભાગ લેવો મારે મન સુખની વાત હોયજ નહિ. મેં કોઇના આગ્રહ વિના સ્વેચ્છાથી જીંદગીનાં સતત ૩૦ વરસ

* નવજીવન તા–૬–૨–૨૧

સુધી સરકારની એકનિષ્ઠાપૂર્વક સેવા કરી છે, એમ માનીને કે એજ રસ્તે મારા દેશની પરાધીનતા મટી સ્વાતંત્ર્ય સ્થપાશે. એના એજ મને આજ આપ નામદારના સ્વાગતનો સંપૂર્ણ બહિષ્કાર પ્રજાને સૂચવવામાં જેવી તેવી આનાકાની નથી થઇ.

એક વાત હું આરંભમાંજ સ્પષ્ટ કરી દેવા માગું છું કે એક અંગ્રેજ સદ્ગૃહસ્થ તરીકે આપ નામદારની સામે અમારામાંના કોઇને કશું છેજ નહિ. આપનું શરીર અમારે મન હરકોઇ વહાલામાં વહાલા મિત્રના જેટલું જ પવિત્ર છે. એ શરીરને જોખમમાં જુએ તો મારા મિત્રમાંનો કોઇ પણ પોતાનો પ્રાણ ખર્ચીને પણ તેની રક્ષા કરતાં પાછો હઠે એવું હું નથી માનતો. વ્યક્તિ તરીકે કોઇ પણ અંગ્રેજ સામે અમે લડાઇ નથી માંડી. અંગ્રેજોની જાન લેવા અમે નથી મથી રહ્યા, પણ જે રાજ્યતંત્રે હિંદની પ્રજાને શરીરથી, મનથી અને આત્માથી કેવળ નપુંસક અને નાદાર કરી મૂકી, એ રાજ્યતંત્રને અમે અવશ્ય જડથી ઉખેડવા ઇચ્છીએ છીએ. જે અંગ્રેજ—સ્વભાવમાંથી પંજાબમાં ઓડવાયરશાહી અને ડાયરશાહી ઉદ્ભવી શકી, જેમાંથી ઇસ્લામનું—અમારા સાત કરોડ ભાઇઓના મહજબનું—કેવળ નિર્લજ્જતાપૂર્વક અપમાન થયું કે જે વડા પ્રધાને પોતે જાતે કરેલી પવિત્ર જાહેર પ્રતિજ્ઞાનો સાફ સાફ ભંગ કરી સિદ્ધ કર્યું; તે સ્વભાવની સામે અમારા બધા બળપૂર્વક ઝૂઝવાનો અમે સંકલ્પ કર્યો છે. આટલા તિરસ્કાર પછી હિંદની ત્રીસ કરોડ નિષ્પાપ પ્રજાની લાગણીઓને એક શું બે શું અનેક જીવ સટોસટના સવાલોની બાબતમાં નિયમ અને વ્યવસ્થાપૂર્વક તુચ્છકારનાર સરસાઇ અને દોરના તોરને હવે વધુ વખત સાંખી બરદાસ કરતા બેસી રહેવું એ અમારા સ્વમાનનું ઘાતક છે. એમાં અમે નામોશી જોઇ રહ્યા છીએ. આપ નામદારને મન પણ ત્રીસ કરોડ હિંદી પ્રજા લાખ અંગ્રેજોને હાથે રાત અને દહાડો જીવના જોખમની બીકથી ફફડતી રહે અને બીકની મારી

તેમને આધીન રહે એ સ્થિતિ અભિમાન લેવાજોગ નજ હોઇ શકે.

આવા રાજ્યતંત્રનો અંત આણવા નહિ પણ તેના ભોભાની રક્ષા કરીને તેને અક્ષત રાખવાનું, તેને નભાવવાનું, કાર્ય બજાવી આપવાને સારૂ અત્યારે આપ નામદારનું આ દેશમાં આગમન થયું છે. આવ્યા પછીનું આપનું પહેલવહેલુંજ જાહેર ભાષણ તપાસો. એ લૉર્ડ વિલિંગ્ડનની તારીફમાં વાંચેલું એક વખાણુજ છે. લૉર્ડ વિલિંગ્ડનની અંગત ઓળખનું હું માન ધરાવું છું. એઓ એક નિખાલસ અને મળતાવડા સ્વભાવના ગૃહસ્થ છે. તેઓ સ્વેચ્છાથી એક કીડી સરખીને પણ ઇજા નહિ કરે; છતાં રાજ્યકર્તા તરીકે તેઓ નિષ્ફળજ નીવડયા છે. તેમણે પોતાની સત્તા કાયમ રાખવાનો સ્વાર્થ ધરાવનાર સલાહકારોની આપમતલબી શિખામણ સાંભળીને તે મુજબ પોતાને તણાવા દીધા. મદ્રાસમાં પણ તે પોતાના ઇલાકાની પ્રજાનું અંતર ઓળખી શકયા નથી દેખાતા. અહીંઆં આ બંગાળા પ્રાંતમાં આવીને પણ આપ અહીંના ગવર્નરને પ્રશંસાનું સર્ટિફિકેટ આપી રહ્યા છો, જે હાકેમ પણ મેં એમને વિષે જે જે કંઇ સાંભળ્યું છે તે ઉપરથી એક ખાનગી વ્યક્તિ તરીકે પૂરેપૂરા સદ્‍ગૃહસ્થ છે; છતાં પ્રાંતના હાકેમ તરીકે તેમને પણ બંગાળના અંતરની અને તેના આંતરિક અભિલાષોની કશીજ ગંધ નથી. બંગાળ એટલે કંઇ કલકત્તા નથી. ફોર્ટ વિલિયમ તથા કલકત્તાના રાજમહેલો આ સુંદર પ્રાંતની અશરાફ અને અસાધારણ સંસ્કારી ગ્રામીણ પ્રજાને ઉન્મત્તપણે અને શિરજોરી પૂર્વક નીચોવી કહાડીને ખડાં કરેલાં શરમનાં સ્મારકો નહિ તો બીજું શું છે?

અસહકારીઓ એવા નિર્ણય ઉપર આવ્યા છે કે હિંદની નિર્ધનતા અને નામોશીના આ મહાપ્રશ્નને થીગડું દેવા માગનાર સુધારાઓથી અંજાવામાં સાર નથી; તેમ અધીરાઇથી ઉકળી જઇ માથું વાઢવા તૈયાર થયે પણ કશું વળે તેમ નથી. આવેશ અને ક્રોધમાં

ખૂનામરકી તરફ અમારાથી નજ વળી શકાય. અમે વગર આનાકાનીએ કબૂલ કરી લઇએ છીએ કે આજની આ સ્થિતિને માટે અમે પોતે પણ તેટલાજ દોષી છીએ. અમારી ગુલામીને માટે પાપ સાથેની અમારી આ આપખુશીની ભાગીદારી જેટલી જોખમદાર છે, તેટલાં બ્રિટિશ તોપો અને સંગીનો નથી.

આમ આપ નામદાર જોઇ શકશો કે આપને હાર્દિક સ્વાગત આપવાની હીલચાલમાં ભળવા–ભાગ લેવાને લગતો અમારો ઇન્કાર કોઇપણ રીતે આપ નામદારની પ્રત્યેના અમારા અંગત વિરોધનું ચિન્હ નથી, પણ જે રાજતંત્રને ટકાવવા આપ આવ્યા છો તે રાજતંત્રની સામેના અમારા વિરોધનો નિદર્શક છે. હું સમજું છું કે અંગ્રેજોના વ્યક્તિગત પ્રયત્નો અંગ્રેજજાતિનો સ્વભાવ એક દિવસમાં ન ફેરવી શકે. પણ જો અમે અંગ્રેજોના બરોબરીઆ થઇએ તો તેઓ અમારી સામે અવિલંબે માનની નજરથી જોતા થાય. તેવા થવા સારૂ અમારે સૌ પહેલાં તો ભયરહિત થવું જોઇએ; અમારે સ્વાશ્રયી બનવું જોઇએ; અને જે સરકારને અમે કાં તો સુધારવા અને ન સુધરે તો ફીટાડવા માગીએ છીએ, તેના હાથનાં કેળવણી, ન્યાય, રક્ષણ અને આશ્રયથી અમારે સ્વતંત્ર થવું જોઇએ. આથીજ આ અહિંસામય અસહકારની ઉત્પત્તિ થઈ છે. હું એ પણ જાણું છું કે અમે અહિંસાધર્મનું સંપૂર્ણ પાલન કરનાર નથી થયા; પણ અત્યાર સુધીમાં એ દિશાએ અમે કરેલી ગતિ કેવળ કલ્પનાતીત છે એવી હું આપ નામદારને ખાત્રી આપું છું. કદિ ન સમજે તેટલું આ અહિંસામય લડતનું રહસ્ય અને કિંમત પ્રજા અત્યારે સમજી ગઇ છે. હવે તો હરકોઇ રસ્તે ચાલનાર ત્રાહિતને પણ આ લડત કેવી ધાર્મિક અને આત્મશુદ્ધિના તત્ત્વ ઉપર ખડી થએલી છે એ દેખાય તેમ છે. અમે ન્હા–દારૂની ટેવો છોડી રહ્યા છીએ; અમે અસ્પૃસ્યતાના પાપમાંથી હિંદને છોડવવા મથી રહ્યા છીએ; અમે પહેરવા-

ઓઢવામાં દાખલ કરેલો ખોટો પરદેશી ભપકો અને ડાકડિમાક ફગાવી દઇ અમારા પુરાણુ રેંટીઆનો જીર્ણોદ્ધાર કરી રહ્યા છીએ અને જીવનની અમારી પુરાતન સાદાઇ તરફ પાછા વળી રહ્યા છીએ. આમ કરીને આજની આ હાનિકારક સંસ્થાને અમે થીજવી દેવા માગીએ છીએ.

આપ નામદારને એક અંગ્રેજ તરીકે આ પ્રવૃત્તિનો સૂક્ષ્મ અભ્યાસ કરવા અને સામ્રાજ્યને માટે, બલકે આખી દુનિયાનાં દર્દોને માટે, તેમાં સૂતેલી શક્તિઓનો આંક કાઢવા હું વિનવું છું. અમે દુનિયામાં જે કંઇ નેક છે, પાક છે, તેની સામે લડાઈ કરવા નથી નીકળ્યા. ઇસ્લામનું–અમે મથી રહ્યા છીએ તે ઢબે–રક્ષણ કરવામાં અમે બધા ધર્મોને અભય આપવા મથી રહ્યા છીએ; હિંદુસ્તાનનું માન ભ્રષ્ટ ન થવા દેવામાં અમે આખી માનવજાતિના માનને માટે રક્ષણનો કોટ ચણી રહ્યા છીએ. કારણ અમારાં હથિઆર કોઇને ઇજા કરે એમ નથી. અંગ્રેજોની જોડે અમે મિત્રને નાતે રહેવા ઇચ્છુક છીએ પણ એ મૈત્રી વાતમાં તેમ વર્તનમાં બન્નેમાં બે બરોબરીયા વચ્ચે હોય તેવી મૈત્રી હોવી જોઇએ. આ નેમ પાર પડે ત્યાં સુધી અમારે અસહકાર એટલે અમારી પોતાની આત્મશુદ્ધિ કરવાની આ લડત ચાલુજ રાખ્યે છૂટકો. આપ નામદારને અને આપની મારફત પ્રત્યેક અંગ્રેજને અસહકારના આ સ્વરૂપને સમજી લેવા અને તેની કદર કરવા હું વિનવું છું.





# ૨—સનાતની હિંદુ એટલે ?*

( મોહનદાસ કરમચંદ ગાંધી. )

હું મને ચુસ્ત સનાતની હિંદુ કેમ કહેવડાવું છું, હું કેમ મને વૈષ્ણવ માનું છું, એ સવાલો પૂછાયા છે. મને લાગે છે કે એ સવાલનો ઉત્તર મારે વાળવો જોઇએ.

આના ઉત્તરમાં સનાતની હિંદુની વ્યાખ્યા આવી જાય છે—વૈષ્ણવની ઓળખાણ આવી જાય છે.

મારી માન્યતા છે કે જે માણસ હિંદુસ્તાનમાં હિંદુ કુળમાં જન્મીને વેદ, ઉપનિષદ્, પુરાણાદિ ગ્રંથોને ધર્મગ્રંથરૂપે માને; જે માણસ સત્ય અહિંસાદિ પાંચ યમોને વિષે શ્રદ્ધા રાખે ને તે યથાશક્તિ પાળે; જે માણસ આત્મા છે, પરમાત્મા છે, આત્મા અજ ને અમર છે તેમ છતાં દેહાધ્યાસથી સંસારમાં અનેક યોનિમાં આવજાવ કર્યાં કરે છે, તેને મોક્ષ છે, અને મોક્ષ એ પરમ પુરૂષાર્થ છે એમ માને; જે વર્ણાશ્રમ ને ગોરક્ષાધર્મને માને; તે હિંદુ છે. જે માણસ આ બધું માનતો હોવા ઉપરાંત વૈષ્ણવ સંપ્રદાયને માનનાર કુટુંબમાં જન્મ્યો હોય ને તેનો જેણે ત્યાગ ન કર્યો હોય, જેનામાં નરસિંહ મહેતાએ તેના ‘વૈષ્ણવજન’ નામના ભજનમાં વર્ણવેલા ગુણો થોડે ઘણે અંશે પણ હોય, ને જે તે ગુણો પૂર્ણપણે મેળવવા પ્રયત્ન કરતો હોય, તે વૈષ્ણવ છે. મારી દૃઢ માન્યતા છે કે મેં વર્ણવેલાં ચિન્હો મારામાં ઘણે અંશે છે ને તે મારામાં વધારે દૃઢીભૂત કરવા

* નવજીવન તા. ૬—૨—૨૧.

હું પ્રયત્ન કરી રહ્યો છું. તેથી મને પોતાને હું નમ્રપણે પણ દૃઢતાથી ચુસ્ત સનાતની હિંદુ અને વૈષ્ણવ તરીકે ઓળખાવતાં સંકોચાતો નથી. હું માનું છું કે હિંદુધર્મનું મોટામાં મોટું બાહ્ય સ્વરૂપ ગોરક્ષા છે. તે રક્ષા કરવા હિંદુ માત્ર અત્યારે અસમર્થ બની રહ્યા છે તેથી હિંદુસંસારને હું નપુંસક માનું છું. તે નપુંસકોમાં હું મને ઓછામાં ઓછો નપુંસક માનું છું. જે તપશ્ચર્યા મેં ગોરક્ષાને સારૂ કરી છે ને કરી રહ્યો છું, જે લાગણી મને ગાય તથા ગાયના વંશને સારૂ થાય છે, તેનાથી વધારે બીજામાં હશે એમ હું ધારતો નથી. તેને ખાતર મારા જેટલી તપશ્ચર્યા કોઇએ જ્ઞાનપૂર્વક કરી હોય એમ હું જાણતો નથી. જ્યાં લગી હિંદુસ્તાનમાં હિંદુ ગાયની ઉપર દયા રાખતા નથી; ઢોરને હિંદુ પોતેજ અનેક પ્રકારનાં દુઃખો આપે છે; જ્યાં સુધી મુસલમાનોની પ્રીતિ સંપાદન કરી તેમની પાસેથી પ્રેમને ખાતર ગોવધ છોડાવવા તેઓ સમર્થ થયા નથી; જ્યાં સુધી અંગ્રેજો હિંદુસ્તાનમાં ગોવધ કરી રહ્યા છે તે સહન કરી ઇંગ્રેજી સલ્તનતની હિંદુઓ સલામી કરે છે; ત્યાં સુધી હિંદુધર્મમાં બ્રાહ્મણ અને ક્ષાત્રિયધર્મનો હું લોપ સમજું છું; અને તેથી હું વૈશ્ય જન્મ્યા છતાં તે બન્ને ધર્મનું પાલન કરવા સદા પ્રયત્ન કરી રહ્યો છું.

હિંદુધર્મનું આંતર સ્વરૂપ સત્ય અને અહિંસા છે એમ હું માનું છું. સત્યનું સેવન જેટલી સૂક્ષ્મતાયે હું છેક બચપણથી કરી રહ્યો છું તેટલું કરતાં મેં મારી ઓળખમાંના કોઇને જાણ્યા નથી. અહિંસાનું જાગ્રત લક્ષણ પ્રેમ છે—અવેર છે. મને દૃઢ વિશ્વાસ છે કે હું પ્રેમથી ઉભરાઇ રહ્યો છું. મને સ્વપ્ને પણ કોઇના પ્રત્યે વેરભાવ ઉત્પન્ન થયો નથી. ડાયરનાં દુષ્કૃત્યો છતાં તેના પ્રત્યે મને વેર ઉત્પન્ન થતું નથી. જ્યાં જ્યાં મેં દુઃખ જોયું છે, અન્યાય જોયો છે, ત્યાં ત્યાં મારો આત્મા અકળાયો છે.

હિંદુધર્મનું તત્ત્વ મોક્ષ છે. મોક્ષને સારૂ હું મથી રહ્યો છું.

મારી બધી પ્રવૃત્તિ મોક્ષને ખાતર છે. જેટલો વિશ્વાસ મને મારા દેહના અસ્તિત્વ વિષે ને તેની ક્ષણિકતાને વિષે છે, તેટલોજ આત્માના અસ્તિત્વ વિષે ને તેના અમૃતત્વને વિષે છે.

આવાં કારણોથી હું મને પોતાને ચુસ્ત સનાતની હિંદુ તરીકે ઓળખાવી સુખી થાઉં છું.

શાસ્ત્રોનો મેં ઉંડો અભ્યાસ કર્યો છે એમ મને કોઈ પૂછે તો હું તેને કહું કે મેં નથી કર્યો ને કર્યો છે. વિદ્વાનની દૃષ્ટિયે નથી કર્યો. મારૂં સંસ્કૃતજ્ઞાન નહિ જેવુંજ ગણાય; પ્રાકૃતમાં રહેલા તરજુમા પણ મેં થોડાજ વાંચ્યા છે. એકે વેદ મેં પૂરેપૂરો વાંચ્યો છે એવો દાવો હું ન કરી શકું. છતાં મેં શાસ્ત્રોને ધર્મદૃષ્ટિયે જાણ્યાં છે. તેમાંનું રહસ્ય હું જાણી ગયો છું. વેદ વાંચ્યા વિના માણસ મોક્ષ મેળવી શકે એ હું જાણું છું.

શાસ્ત્રો વાંચવા-સમજવાની-ચાવી મને હાથ લાગી છે. જે શાસ્ત્ર-વચન સત્યનું, અહિંસાનું, બ્રહ્મચર્યનું વિરોધી હોય તે ગમે ત્યાંથી મળ્યું હોય છતાં તે અપ્રમાણ છે. શાસ્ત્ર બુદ્ધિથી પર નથી. બુદ્ધિ-ગ્રાહ્ય ન હોય તે શાસ્ત્રને આપણે પડતાં મેલી શકીએ છીએ. ઉપનિષદો માત્ર હું વાંચી ગયો છું. એવાં પણ ઉપનિષદો મેં વાંચ્યાં છે કે જેમાંનાં કેટલાંક મને બુદ્ધિગ્રાહ્ય નથી લાગ્યાં. તેથી તેને મેં આધારભૂત નથી માન્યાં. શાસ્ત્રોના અક્ષરને વળગ્યો તે વેદીઓ છે એમ ઘણા કવિ-ઓએ ગાયું છે. શાસ્ત્રોનું દોહન શંકરાચાર્યાદિયે એક એક વાક્યમાં આપ્યું છે, ને તે બધાનું તાત્પર્ય એ છે કે આપણે ઈશ્વરભક્તિ કરી જ્ઞાન મેળવવું અને તે વડે મોક્ષ મેળવવો. અખા ભગતે કહ્યું છે કેઃ—

'સુતર આવે ત્યમ તું રહે,
જ્યમ ત્યમ કરીને હરિને લહે.

જે શાસ્ત્ર મને મદિરાપાન, માંસભક્ષણ, પાખંડાદ શીખવે, તે શાસ્ત્ર ન કહેવાય.

સ્મૃતિઓને નામે મહા અધર્મ ચાલી રહ્યો છે. સ્મૃતિ આદિ ગ્રંથોના અક્ષરને વળગવા જતાં આપણે નરકને સારૂ લાયકાત મેળવીયે છીએ. સ્મૃતિથી ભ્રમિત થઇ પોતાને હિંદુ કહેવડાવતા માણસો વ્યભિચાર કરે છે, બાળકન્યાની ઉપર બળાત્કાર કરવા કસવવા તૈયાર થાય છે.

અત્યારે બધાં શાસ્ત્રોમાંથી આપણે શું ક્ષેપક ગણવું, શું ગ્રાહ્ય ગણવું, શું ત્યાજ્ય ગણવું, એ મહાપ્રશ્ન ઉભો થાય છે. જો મેં ઉપર જણાવ્યું છે તે પ્રમાણે આજે બ્રાહ્મણધર્મનો લોપ ન હોત તો આપણે યમનિયમાદિના પાલનથી જે શુદ્ધ થએલ હોય ને જેણે સારૂં જ્ઞાન મેળવ્યું હોય તેવા કોઇ બ્રાહ્મણને પૂછી જોત. તેને અભાવે અત્યારે ભક્તિમાર્ગ પ્રધાનપદ ભોગવે છે. પાખંડ, દંભ, મદ, માયા વિ૦ પાપો જે આધુનિક સરકારમાં અનેક રૂપે પ્રકટી રહ્યાં છે, તેની સાથે અસહકાર કરી જ્યારે આપણે આત્મશુદ્ધિ મેળવશું ત્યારે કદાચ આપણને શાસ્ત્રદોહન આપનાર કોઇ સંસ્કૃત પુરૂષ મળી રહેશે. ત્યાં લગી આપણે પ્રાકૃત લોક સરલભાવે મૂલતત્વોને વળગી હરિભક્ત થઇ વિચરીયે. એ સિવાય બીજો માર્ગ હું જોતો નથી.

'ગુરુ વિના જ્ઞાન ન હોય' એ સુવર્ણવાક્ય છે. પણ ગુરુ મળવા જ દોહેલા છે. ને સદ્‌ગુરુને અભાવે ગમે તેને ગુરુ કરી બેસીને આપણે સંસારસાગરની વચ્ચોવચ ડૂબવું યોગ્ય નહિ ગણાય. ગુરૂ તે, કે જે તારે. પોતે તરી ન જાણે તે બીજાને શું તારે? એવા તારા આજકાલ હોય તોપણ તે એકાએક જોવામાં આવતા નથી.

હવે આપણે વર્ણાશ્રમને તપાસીયે. ચાર વર્ણ ઉપરાંત વર્ણ નથી એમ મેં તો જાણ્યું છે. વર્ણ જન્મથી છે એવી મારી માન્યતા છે. બ્રાહ્મણ કુળમાં જન્મ્યો તે બ્રાહ્મણ રહીને જ મરે. ગુણે અબ્રાહ્મણ થાય તોપણ તેનો બ્રાહ્મણદેહ બ્રાહ્મણ મટતો નથી. બ્રાહ્મણધર્મનું પાલન નહિ કરનાર બ્રાહ્મણ ગુણ પ્રમાણે શૂદ્રયોનિમાં જન્મે ને પશુયોનિમાં યે જન્મે. મારા જેવા બ્રાહ્મણધર્મનું ને ક્ષત્રિયધર્મનું પાલન

કરનાર વૈશ્યને જન્મવાપણું રહે તો બીજે ભવે ભલે બ્રાહ્મણ કે ક્ષત્રિય જન્મે; આ જન્મે તો તે વૈશ્ય જ રહેશે; ને તે જ યથાર્થ છે. હિંદુધર્મમાં બીજા ધર્મવાળા વખતોવખત સમાઇ ગયા છે, પણ તેઓ તે જ જન્મે હિંદુ તરીકે ઓળખાયા નથી. હિંદુસંસાર દરિયો છે. તેના પેટમાં બધો કચરો આવીને સાફ થઇ જાય છે, શમી જાય છે. એમ થયાં જ કર્યું છે. ઇટાલી, ગ્રીસ વિ૦ ના લોકો આવી હિંદુ-ધર્મમાં સમાઇ ગયા છે, પણ તેઓને કોઇએ હિંદુ બનાવ્યા નથી. પણ કાળાન્તરે આમ વધઘટ થયાંજ કરી છે. હિંદુધર્મ ખ્રિસ્તી કે મુસલમાની ધર્મ પ્રમાણે પરધર્મીઓને તેમાં દાખલ થવાનું નિમંત્રણ કરતો નથી; સર્વને પોતપોતાનો ધર્મ પાલન કરવાનોજ આદેશ તેમાં રહેલો છે. સિસ્ટર નિવેદિતા જેવાં હિંદુધર્મમાં આવ્યા છતાં આપણે તેને હિંદુ તરીકે નથી ઓળખતા; તેમ તેનો બહિષ્કાર કે તિરસ્કાર પણ નથી કરતા. હિંદુ 'ધર્મ' માં આવવાપણું કોઇને રહેતું નથી. હિંદુધર્મનું 'પાલન' સહુ કોઇ કરી શકે છે.

વર્ણાશ્રમ કાયદો છે. તેનું વ્યાવહારિક રૂપ જ્ઞાતિ છે. જ્ઞાતિમાં વધઘટ થાય છે. જ્ઞાતિની ઉત્પત્તિ ને લય થયાંજ કરે છે. હિંદુધર્મ-બહાર તો માણસ પોતેજ થઇ શકે છે. જ્ઞાતિબહાર માણસ મેલાય છે. જ્ઞાતિનો બહિષ્કાર એ દંડ છે ને સર્વ જ્ઞાતિની પાસે એ હોવોજ જોઇયે.

ઘણી જ્ઞાતિઓ મટી ઓછી થવાની આવશ્યકતા છે ખરી; અને તે હિંદુધર્મને આઘાત પહોંચાડ્યા વિના તે તે જ્ઞાતિનાં મહા-જનો કરી શકે છે. અનેક વાણિયાજ્ઞાતિઓ એક થાય, તેમની વચ્ચે બેટીવ્યવહાર ચાલુ થાય, તેમાં ધર્મને કશી હાનિ નથી પહોંચતી.

પાણી, ભાણાવ્યવહાર અને બેટીવ્યવહાર એ હિંદુધર્મનું આવ-શ્યક ચિન્હ નથી, પણ હિંદુધર્મમાં સંયમે પ્રધાનપદ ભોગવેલું હોવાથી પાણી, ભોજન, વિવાહ ઇ૦ના સૂક્ષ્મ પ્રતિબંધો રાખવામાં

આવ્યા છે. તેને હું નિંદ્ય નથી ગણુતો; પણ જે તેનું પાલન ન કરે તેને હું ધર્મભ્રષ્ટ થએલો પણ ન ગણું. પાણી, ભોજન કે વિવાહ-વ્યવહાર ફાવે ત્યાં ન કરવો એને હું શિષ્ટાચાર ગણું છું. તેમાં આરોગ્ય ને પવિત્રતાની રક્ષા રહેલી છે. પણ તિરસ્કાર રૂપે કોઇને ત્યાં ભોજનનો કે પાણીનો ત્યાગ કરવો એ હિંદુધર્મની વિરુદ્ધ છે એમ માનું છું. પરવર્ણની સાથે કે પરધર્મીની સાથે બેટીવ્યવહાર અને ભોજનવ્યવહારનો પ્રતિબંધ હિંદુધર્મની સંસ્કૃતિની આવશ્યક વાડ છે એવો મારો અનુભવ ઉપર બંધાએલો અભિપ્રાય છે.

એમ છતાં હું કેમ મુસલમાનોને ત્યાં પણ જમું છું ? કેમકે હું તેમને ત્યાં જમતા છતાં સંયમધર્મનું ખૂબ સેવન કરી શકું છું. પકાવેલી વસ્તુમાં ડબલરોટી સૂખી લઉં છું; કેમકે ડબલરોટી પકાવવાની ક્રિયા તદ્દન શુદ્ધ છે, ને જેમ ધાણી ગમે ત્યાં પકવેલી લેવાય તેમ રોટી (રોટલી નહિ) ગમે ત્યાં પકવેલી લેવાય. છતાં મારા સાથીઓ તેટલો પ્રતિબંધ નહિ પાળતાં મુસલમાન અને પોતાનાથી ઇતર વર્ણીઓને ત્યાં શુદ્ધ રીતે પકાવેલો ખાદ્ય પદાર્થ પણ લે છે. આમ કરવામાં તેઓ જ્ઞાતિબહિષ્કારનું જોખમ માથે વ્હોરે છે; હિંદુ મટતા નથી. આશ્રમ એ સંન્યાસીઓને લગતો કંઇક ધર્મ પાળે છે. ત્યાં હિંદુધર્મને અનુસરીને એક નવી જ્ઞાતિ કે નવો વ્યવહાર આ યુગને છાજે તેમ બંધાઇ રહેલ છે. આ કાર્યને હું અખતરા રૂપે ગણું છું. ફળીભૂત થયે અનુકરણીય ગણાશે. નિષ્ફળ થયે કોઇને હાનિ નહિ કરે. અખતરો કરનારને પણ નુકશાન નહિ થાય, કેમકે અખતરાનું મૂળ સંયમ છે. સેવાધર્મનું સહેલાઇથી પાલન થાય ને જ્યાં ધર્મનો સમાવેશ કેવળ ખાવાપીવામાંજ કરી મેલવામાં આવ્યો છે, ત્યાં તે રિવાજને તેનું યોગ્ય અને ગૌણ સ્થાન અપાય તો ઠીક, એ હેતુ છે.

હવે રહી અસ્પૃશ્યતા. અસ્પૃશ્યતાની ઉત્પત્તિ કોઇ કળી શકે તેમ નથી. મેં અનુમાનોજ કર્યાં છે તે ખોટાં હોય કે ખરાં; પણ

અસ્પૃશ્યતા અધર્મ છે એમ તો આંધળાએ જોઈ શકે એમ છે. માત્ર ઘણા કાળનો અભ્યાસ જેમ આપણને આત્મા ઓળખવા નથી દેતો, તેજ રીતે ઘણા કાળનો અભ્યાસ આપણને અસ્પૃશ્યતામાં રહેલો અધર્મ પણ જોવા નથી દેતો. કોઈને પણ પેટે ચલાવવા, નોખા રાખવા, ગામબહાર કાઢવા, તે મરે કે જીવે તેની દરકાર ન રાખવી, તેને એઠું ભોજન દેવું, એ બધું ધર્મ હોયજ નહિ. પંજાબના જે અન્યાયની વિરુદ્ધ આપણે પોકાર કરીએ છીએ તેનાથી વિશેષ અન્યાય આપણે અંત્યજ ઉપર કરીએ છીએ. અંત્યજ પડોશમાં રહી ન શકે, અંત્યજને પોતાની માલકીની જમીન ન મળે, અંત્યજે આપણને જોતાંજ પોકાર કરવો જોઇએ કે 'છેટા રહેજો, મને અડશો નહિ.' અંત્યજને આપણી સાથે ગાડીમાં બેસવાની પરવાનગી ન મળે—આ હિંદુધર્મ નથી; આ તો ડાયરશાહી છે. અસ્પૃશ્યતામાં સંયમ નથી. મા મેલું ઉપાડી સ્નાન કર્યા વિના નથી અડતી એ દાખલો અસ્પૃશ્યતાને નિભાવવા સારૂ આપવામાં આવ્યો છે; પણ તેમાં મા પોતેજ નથી અડવા માગતી; અને તે કાયદાને આપણે ભંગીના સંબંધમાં પળાવીએ તો કોઇ ઇનકાર કરે તેમ નથી. ભંગી ઇત્યાદિને અસ્પૃશ્ય ગણી આપણે મેલને સહન કરીએ છીએ ને રોગો ઉત્પન્ન કરીએ છીએ. જો અસ્પૃશ્યને સ્પૃશ્ય ગણીએ તો તો આપણે આપણા તે અંગને સાફ રાખતાં શીખશું.

ભંગીઓનાં ઘર તો ઘણાં વૈષ્ણવઘર કરતાં મેં ચોકખાં જોયાં છે. તેઓમાંના કેટલાકની સત્યવાદિતા, સરલતા, દયા વિ૦થી હું ચકિત થયો છું. મારી ખાત્રી છે કે હિંદુધર્મમાં અસ્પૃશ્યતા રૂપી કલિયે પ્રવેશ કર્યો તેથી આપણે પતિત બન્યા છીએ ને ગોમાતાના રક્ષણને સારૂ પણ તેથી વીર્યહીન થઈ ગયા છીએ. જ્યાં સુધી આપણે આ ડાયરશાહીમાંથી મુક્ત નથી થયા ત્યાં સુધી અંગ્રેજી ડાયરશાહીમાંથી મુક્ત થવાનો આપણને અધિકાર નથી.



# ૪—અસ્પૃશ્યતા વિરુદ્ધ રાષ્ટ્રીયતા.

( મોહનદાસ કરમચંદ ગાંધી. )

અંકલેશ્વરથી એક ગૃહસ્થે ઘણો લાંબો પત્ર લખ્યો છે. તેમાં તે જણાવે છે કે રાષ્ટ્રીય ચળવળમાં અસ્પૃશ્યતાને દાખલ કરીને મેં હિંદને મોટું નુકશાન પહોંચાડયું છે. મેં તે સવાલ ચર્ચવામાં અતિશયતા વાપરી છે ને નકામું આપણામાં એક ભંગાણનું કારણ ઉત્પન્ન કર્યું છે. એ ભાઇના લેખમાં આક્ષેપોનો પાર નથી. તેનો જવાબ અહીં નથી આપતો તેની તેઓ મને ક્ષમા આપશે.

કેટલાક સામાજીક પ્રશ્નો જ એવા વ્યાપક છે કે તેને રાજ્યપ્રકરણી બનાવ્યા વિના ચાલે જ નહિ. હિંદુમુસલમાન ઐક્યના સવાલને સામાજીક ગણી આપણે કહાડી નાંખીયે તો આપણું ગાડું પહેલી મજલમાં જ અટકી જાય. દક્ષિણમાં બ્રાહ્મણ બ્રાહ્મણેતરનો સવાલ એટલો તીવ્ર થઇ પડયો છે કે જે રાજ્યપ્રકરણી પક્ષ તેને પડતો મૂકે તે મૃત્યુ પામે. અમુક સવાલને રાષ્ટ્રીય ચળવળમાં દાખલ કરવો કે નહિ એનો નિર્ણય સહેલો છે. જેના નિર્ણય વિના આપણું કામ અટકી પડે તેનો નિર્ણય કર્યેજ છૂટકો. જો અસ્પૃશ્યતાનો સવાલ મેં ન ઉઠાવ્યો હત તો આપણી ચળવળ આગળ ન જ જઈ શકત એમ મારો નિશ્ચયપૂર્વક અભિપ્રાય છે. જેને આપણે ઘોર અજ્ઞાન-

* નવજીવન તા. ૧૪ ઑગસ્ટ ૧૯૨૧.

પણે અસ્પૃશ્ય ગણી નીચોવી રહ્યા છીયે તેવા ૭ કરોડ લોકોને મૂકીને આપણે સ્વર્ગવૈમાનમાં બેસી જ ન શકત. તેઓ જ વૈમાનને વળગી રહેત અને તેઓ ભોંયતળીયે દટાએલા હોવાથી વૈમાન ઉડી જ ન શકત. વૈમાનને વળગીને જેમ તેમ કરીને લટકીને પણ તેઓ ઉડી શકે એમ મને લાગત, તો હું એ સવાલને ઉંચકત નહિ. લખનાર ચાલૂ રાજ્યતંત્રને જાણતા જ નથી એવો એમના લેખ ઉપરથી મને ભાસ આવ્યો.

આ રાજ્યવ્યવસ્થાનું ચણતર કેવળ આપણી નબળાઇઓ ઉપર રચાએલું છે. આજે હિંદુમુસલમાનનો સવાલ તો કાલે બ્રાહ્મણ બ્રાહ્મણેતરનો, પછી વળી અસ્પૃશ્ય તો બીજે રૈયત અને રાજા, ધનિક અને મજૂર, આપણા મદ્યપાન ઇ. ના શોખો—એમ અનેક નબળાઇઓનો આ રાજ્યવ્યવસ્થામાં હમ્મેશાં લાભ લેવાયો છે. એથી જ મેં આપણી લડતને આત્મશુદ્ધિની ગણી છે. મેં અસ્પૃસ્યતાને મોટામાં મોટું કલંક ગણ્યું છે કેમકે હિંદુસંસારે એ વર્ગ ઉપર કેવળ ડાયરશાહી ચલાવી છે.

હું શાસ્ત્રજાળમાં પડી ભોળવાઇ શકું તેમ નથી. મારી આંખોના પુરાવાને હું ઉડાવી શકતો નથી. જ્યાં જોઉં ત્યાં હું અંત્યજનો તિરસ્કાર જોઉં છું. એક લેખક અભિમાનપૂર્વક લખે છે કે અંત્યજનો તિરસ્કાર હિંદુસમાજે સાચે જ કર્યો હત તો અંત્યજો ક્યારના નાશ પામ્યા હત. મને તો લાગે છે કે તેઓનો નાશ આપણે નથી કર્યો કેમકે તેમની પાસેથી આપણે મેલાં ઉપડાવવાં હતાં. ગુલામોનો નાશ કોણ કરે ? જેને ભાર ઉપડાવવો છે તે પોતાના જાનવરનો નાશ નથી કરતા. આપણે અંત્યજો પાસે કેટલો ભાર ઉપડાવ્યો છે ને તેમને કેવા ગુલામ બનાવ્યા છે એનો જ્યારે વિચાર કરૂં છું ત્યારે મારે સારૂ જીવવું પણ દોહેલું થઇ પડે છે. પણ આપણા અત્યાચારોમાં અજ્ઞાન છે, ઇરાદો નથી, એવી મારી સમજ છે; તેથી હું શબ્દબાણોથી છતાં અતિ પ્રેમ અને વિનયથી હિંદુસંસારને જાગૃત કરી રહ્યો છું અને

જીવી રહ્યો છું. આપણા આજના અંત્યજ પ્રત્યેના વર્તનને સારૂ આપણી આગળ એક પણ નૈતિક કારણ નથી.

**મેલાને અડીને નહાવું એ મને ગમે છે. હું પોતે નાહું છું,** બીજાને તેમ કરવાની ભલામણ કરૂં છું. પણ જે મારા જેવોજ દેહ-શુદ્ધ લાગે છે તેની જાત પૂછી જો તે અંત્યજ માલમ પડે તો તેનો ત્યાગ કરવો એ ન્યાય તો મને અસહ્ય છે.

સ્વરાજમાં દુર્બળની રક્ષા પ્રધાન છે. જો આપણે તેઓની રક્ષા કરવા તૈયાર ન હોઇએ; આપણે કુવે તેઓને પાણી ભરવા ન દઇયે; તેમને ગંદામાં ગંદા લત્તાઓમાં રાખીએ; તેમને આપણી નીશાળોમાં ન આવવા દઇયે; આવવા દઇયે જ તો નોખી પાટલી આપીયે; **આપણા કરતાં સાફ થઇને આવેલ હોય તોપણ તેના સ્પર્શથી અભડાયા માની આપણે નાહીયે,—તો એ હિંદુ શાસ્ત્ર નથી પણ શાસ્ત્રની અતિશયતા છે ને ડાયરશાહી છે.**

અંત્યજ પક્ષના એક ભાઈ મને લખે છે કે લૉર્ડ ક્લાઇવે અંત્યજોની સહાય લઈ બીજાને કચર્યા હતા. મેં આ વાતને તપાસી નથી પણ તેના સત્યને વિષે મને શંકા નથી. આજે પણ જો **અંત્યજો ભોળા નિવડે તો એવા ક્લાઇવો પડયા છે કે જે ગમે તેનો લાભ લઇ માથું ઉંચકનારાને દબાવવા તૈયાર છે.** ગુર-ખાઓ આપણું જ લોહી છે; તેમનો ઉપયોગ નિર્દોષ મજૂરોપર ચાંદ-પૂરમાં કોણે કર્યો ? હવે શીખોની આંખ ખુલી છે. પણ શું એ બહાદુર કોમનો ઉપયોગ આપણને દબાવવા સારૂ આ રાજ્યવ્યવસ્થામાં થોડો થયો છે ?

આપણી નબળાઇઓને છૂપાવવામાં, તેમને સબળાઈ તરીકે વર્ણ-વવામાં, તેમનો ઉકેલ મુલ્તવી રાખવામાં આપણે આપણે જ ગળે **ફાંસો નાંખીએ છીએ.**

જે ધર્મમાં ગરીબનો ભાગ કહાડીને જમવાનો રિવાજ છે તે

જ ધર્મના અનુયાયી પોતાની થાળીની છાંડ, એંઠવાડ, સડેલું અનાજ વિ. અંત્યજના ખોળામાં દૂરથી ફેંકે એ તેમના અકૃત્યને ડાયરશાહી ન ગણવી તો શું ગણવું ?

આ લખનાર જણાવે છે કે ભરૂચ પરિષદ્‌માં જ્યારે અંત્યજોને દાખલ કરવામાં આવ્યા ત્યારે બધા બેસી રહ્યા તે કેવળ શરમથી જ; તેઓનાં દિલ તો દુખાયાં જ હતાં. જો આમ હોય તો હું દિલગીર છું. સ્વરાજ મેળવવું હોય તો આપણે ભલે એક બે જ હોઇયે તોપણ આપણા વિચારો દર્શાવવા જોઇશે ને તેનો અમલ પણ કરવો જોઇશે.

હું જાણું છું કે અસ્પૃશ્યતા વિષે લખાણો લખીને કે બોલીને મેં ઘણા ભાવિક હિંદુઓને દૂભવ્યા છે. પણ મારા દૂભવવામાં ડંખ નથી ને ન હતો એ હું જાણું છું. વૈદ કરિયાતું આપે છે ત્યારે દરદી મોઢું કસાણું કરતો છતાં જાણે છે કે એ કરિયાતું તેના સારાને સારૂ છે.





# ૫--आत्मनिरीक्षण.÷

( મોહનદાસ કરમચંદ ગાંધી. )

અનેક સ્થળોએથી કરૂણ ભાષામાં લખેલા કાગળો મારા ઉપર આવ્યા છે, જેમાં મને આજીજી કરવામાં આવી છે કે જો ડિસેમ્બરની આખરે સ્વરાજ ન મળે અને હું પોતે કેદની દીવાલો બહાર હોઉં તો મારે આપઘાત ન કરવો. હું જોઉં છું કે ભાષા એ વિચાર દર્શાવવાનું અધુરૂં જ સાધન છે. ખાસ કરીને જ્યારે એ વિચાર પણ કંઇક દુર્બોધ અને અપૂર્ણ હોય છે. 'નવજીવન' માં પ્રકટ થએલો મારો લેખ સ્પષ્ટ હતો એમ મને લાગેલું; પણ હું જોઉં છું કે એનાં ભાષાંતરોએ ઘણી જગાએ ગેરસમજ ઉભી કરી છે અને આમ ભાષાંતરોની દશા થઇ તેવીજ દશામાંથી મૂળ ગુજરાતી લેખ પણ કેટલેક અંશે નથી બચ્યો.

આવી ગેરસમજનું એક તો મોટું કારણ હું એ જોઇ રહ્યો છું કે મને મનુષ્યત્વની પૂર્ણાવસ્થાએ પહોંચેલા પુરૂષ તરીકે માનવામાં આવે છે. જે મિત્રો ભગવદ્ગીતા પ્રત્યેનો મારો અનુરાગ જાણે છે તેઓએ અનુકૂળ શ્લોકો ટાંકી બતાવીને મને જણાવ્યું કે મારી આપઘાત કરવાની ધમકી જે સત્યોને હું જીવનમાં આચરવા મથી રહ્યો છું તેની કેવી વિરોધી છે. મારા આ બધા શુભેચ્છકો ભૂલી જાય છે કે હું સત્યનો એક વટેમાર્ગુ માત્ર છું, એ સત્યનો માર્ગ મને જડયો છે એમ કહું છું અને તેને શોધી વળવાને હું સતત્

÷ નવજીવન તા. ૨૦ નવેમ્બર સને ૧૯૨૧

સત્યનો શોધક છું એટલો જ દાવો કરૂંછું. હું એ પણ કબૂલ કરૂંછું કે હજુ એ સત્ય મને સાંપડ્યું નથી. પૂર્ણ સત્ય સાંપડવું એટલે એનો સાક્ષાત્કાર કરવો અને પોતાના જીવનનું નિર્માણ સાધવું; એટલે કે પૂર્ણાવસ્થાએ પહોંચવું. મારી અપૂર્ણતાઓનું તો મને દુઃખદ ભાન છે. અને એમાં જ મારૂં બધું બળ સમાએલું છે; કારણ કે પોતાની અપૂર્ણતા અને પોતાની ટૂંકતા જાણવી એ આ દુનિયામાં દુર્લભ વસ્તુ છે.

જો હું પૂર્ણતા પ્રાપ્ત કરી ચૂકેલો હોત તો મારા પાડોશીનાં દુઃખ જોઇ અત્યારે હું જે રીતે દુઃખી થાઉં છું તેવો દુઃખી થાત નહિ. પૂર્ણ મનુષ્ય તરીકે હું તે ધ્યાનમાં લેત, તેનો ઉપાય બતાવત અને મારામાંના અજેય સત્યના સામર્થ્ય વડે હું તે ઉપાયો બીજાઓની પાસે લેવડાવત; પણ હજી તો હું કાચમાંથી જોતો હોઉં તેમ ઝાંખું ઝાંખું જ જોઇ શકું છું અને તેથીજ ધીરજપૂર્વક અને મહેનતભરી રીતોથી મને સૂઝે છે તે વસ્તુ મારે સામાને ગળે ઉતારવી પડે છે.

આવી સ્થિતિ હોવાથી આજે મટાડી શકાય તેવા આધિવ્યાધિઓમાં દેશ આખાને ડૂબેલો જાણવા છતાં અને પ્રત્યક્ષ જગન્નાથની છાયા હેઠળ સુદ્ધાં હાડપિંજર બનેલા હજારો લાખો દેશબાંધવોને જોવા છતાં જો હું એ બધાંના દુઃખથી દુઃખી ન થાઉં તો મારી માણસાઇ લાજે. એ દુઃખના પુંજમાંથી ધીરે ધીરે ઘટાડો થઇ રહેલ છે એ જ આશા મારી જીવનદોરી છે. પણ ધારો કે દેશનાં દુઃખો તરફના—સુખદુઃખ, શીતોષ્ણ વગેરે પ્રત્યેના—મારા બધા વલખાટ છતાં અને રેંટીઆનો જીવનદાયી સંદેશો દેશના હૈયામાં સ્થાપવાના મારા બધા પ્રયત્ન ને અંતે પણ હું, માત્ર દેશના કાન સુધીજ પહોંચું અને ચાને ન જ પહોંચી શકું; વળી એમ પણ ધારો કે આ વર્ષની આખરે સુદ્ધાં આખો દેશ રેંટીયાના શાંત

ચક્રપરિવર્તનદ્વારા સ્વરાજ્ય મેળવવાની શક્યતાને વિષે આજના જેટલો જ અશ્રદ્ધાળુ રહે; એમ પણ માનો કે છેલ્લા બાર મહિના અને તેથી વધુ મુદ્દતનું બધું જોશ અને ઉત્સાહ કેવળ જોશ અને ઉત્સાહ જ રહ્યાં છે અને તેમાંથી દેશ સમક્ષ રજૂ થયેલા કાર્યક્રમને વિષે કશી ચોક્કસ શ્રદ્ધા જન્મ નથી પામી એવું જોવામાં આવે; અને અંતે એ પણ સિદ્ધ થાય કે આ શાંતિના સંદેશાએ અંગ્રેજનાં અંતઃકરણ નથી ભેદ્યાં—તો શું મારા તપોબળને વિષે મારે શંકા ન કરવી અને આ લડતની આગેવાની કરવાને મારી જાતને નાલાયક ન ગણવી? સત્યને વળગી રહેનાર માણસ તરીકે એ પ્રસંગે મારો શો ધર્મ? શું મારે અતિ દીનપણે મારા માલીકની સામે ઝુકીને તેને આ નિરૂપયોગી ખોળીઉં લઈ લેવા અને મને સેવાનું કોઇ વધુ સારૂં હથિયાર બનાવવાની પ્રાર્થના ન કરવી?

સ્વરાજ રાજપલટામાં અને એની ખરી સત્તા પ્રજાને હાથ આવ્યામાં જ નથી આવી જતું. એ તો બહારનો આકાર માત્ર થયો. હું જે સારવસ્તુની પાછળ ઝુરી રહ્યો છું એ તો જે સાધનોથી એ મેળવવાનું છે એ સાધનોનો ચોક્કસપણે સ્વીકાર એટલે કે પ્રજાના હૃદયનો પલટો છે; અને મારી ખાત્રી છે કે અસ્પૃશ્યતા જેવી ભૂલનો ત્યાગ કરવાને હિંદુઓને, હિંદુ મુસલમાનને પરસ્પરનાં વેર ભૂલી જવાને અને દિલની એક્તાને પોતાના રાષ્ટ્રીય જીવનનું કાયમનું અંગ માનતા થઈ જવાને, અગર તો હિંદના આર્થિક ઉકેલને સારૂ રેંટીઓ એ એકજ સાર્વત્રિક તરણોપાય છે એ જાણી તેનો દેશ આખાએ સ્વીકાર કરવાને અને એક માત્ર અહિંસાને જ માર્ગે હિંદની સ્વતંત્રતા સંભવે છે બીજા કોઈ માર્ગે નહિ, એ વાત સૌ કોઈ માનતા થવાને કંઇ યુગના યુગ વીતવાની જરૂર નથી. ચોક્કસપણે, સમજણપૂર્વક અને સ્વેચ્છાથી દેશને હાથે આ કાર્યક્રમનો સ્વીકાર થાય એટલું પણ આ સારવસ્તુના સ્વીકારની

સાબિતી ગણાશે. એટલું થયું તો પ્રત્યક્ષ સત્તાનો બદલો બરાબર વાવેલા બીજમાંથી ઝાડ નીપજે એ જ ન્યાયે કદાપિ થયા વગર રહેનાર નથી.

આમ વાંચક જોશે કે હું જે સૌ પહેલવહેલું પુનામાં મિત્રો આગળ સહજ બોલેલો અને પછી બીજે બીજાઓ આગળ બોલ્યો તે મારી પોતાની અપૂર્ણતા અને ત્રુટીઓની કબૂલાત અને જે મહાન કાર્ય અત્યારની ઘડી પુરતું હું દોરી રહેલો દેખાઉં છું, તેને માટેની મારી અપાત્રતાના ઉદ્ગાર ઉપરાંત બીજું કશું નહોતું. મેં કશો નિરાશાવાદ રજૂ નથી કર્યો. ઉલટું આ જ વરસની અંદર હિંદુસ્તાન હું ઉપર કહી ગયો તે સારવસ્તુ મેળવશે એ વિષે આ લેખ લખી રહ્યો છું તે વેળાએ હું જેટલો આશાપૂર્ણ છું તેટલો અગાઉ કદી નહોતો. વળી વહેવારૂ તત્ત્વવાદી તરીકે એ પણ હું કહી ચૂકયો છું કે જે કાર્ય દોરવાની મારી પોતાની શક્તિને વિષે મને પુરતો ભરોંસો ન હોય, એવું કાર્ય ઉપાડવાનો મારે મને પોતાને વડીવાર અધિકારી ન ગણવો જોઇએ. નિષ્કામ કર્મ કર્યે જવાના સિદ્ધાંતમાં પણ એ આવીજ જાય છે કે **સત્યની શોધમાં જેટલા અવિશ્રાંતપણે લાગ્યા રહેવું તેટલીજ દ્રઢતાથી જ્યાં પોતાની ભૂલ જણાય ત્યાંથી તત્કાલ પાછા ફરવું** અને એવી અપાત્રતા સમજાતાંની સાથેજ દુઃખના લવલેશ વગર એવા કાર્યની આગેવાની છોડવી. મેં તો મારા ઉદ્ગારોથી એ **અવિનાશીની અંદર મારી ક્ષુદ્ર જાતને ખોઇ નાખવાની અને અનંતના હાથમાંનો માત્ર માટીનો પીંડો માત્ર બની રહેવાની મારી અતિ પ્રબળ ઇચ્છાની** ઝાંખી કરાવેલી, કે જે સ્થિતિમાં મારા ક્ષુદ્ર વ્યક્તિત્વના અંતરાયો ન રહેવાથી મારી સેવા વધુ ચોકસ અને નિશ્ચિત ફળદાયી નીવડે.



# ૬—हिंदुधर्म.*

( મોહનદાસ કરમચંદ ગાંધી. )

હું હમ્મેશાં જ મને પોતાને સનાતની હિંદુ તરીકે ઓળખાવું છું. અને મારી મદ્રાસની મુસાફરી દરમ્યાન અસ્પૃશ્યતાના પ્રશ્નની ચર્ચા કરતાં તો મેં મારો એ દાવો હમ્મેશના કરતાં વધારે ભારપૂર્વક રજૂ કર્યો છે. છતાંયે હિંદુધર્મને નામે થનારી એવી કેટલીક બાબતો છે જે મને માન્ય નથી. જો હું સાચો સનાતની ન હોઉં તો પોતાને સનાતની અગર એવા જ બીજા નામથી ઓળખાવવાની મને ઇચ્છા નથી. તેમ એક મોટા ધર્મના નામનો આશ્રય લઇને તેમાં છુપી રીતે કશો સુધારો કે બગાડો દાખલ કરવાની પણ મારી અલબત્ત ઇચ્છા નથી; તેથી મારો એ ધર્મ થઇ પડશે કે સનાતન હિંદુધર્મનો હું કેવો અર્થ કરૂં છું તે મારે એકવાર સ્પષ્ટપણે ચોકખું કરી દેવું. 'સનાતન' શબ્દ હું એને સ્વાભાવિક અર્થમાં જ હમ્મેશાં વાપરૂં છું.

હું મને પોતાને સનાતની હિંદુ કહેવડાવું છું; કારણ કે:—

૧ હું વેદોને, ઉપનિષદોને, પુરાણોને અને જે બધા ગ્રંથો હિંદુ ધર્મશાસ્ત્રોને નામે ઓળખાય છે તેને માનું છું અને તેથી અવતારોને અને પુનર્જન્મને પણ માનું છું.

૨ હું વર્ણાશ્રમધર્મને મને લાગે છે કે એનાં મૂળ વૈદિક અર્થમાં માનું છું; એના આજના લૌકિક અને અણઘડ અર્થમાં નહિ.

---

* નવજીવન તા. ૯ ઓકટોબર ૧૯૨૧.

૩ હું ગોરક્ષાને તેના આજના લૌકિક અર્થ કરતાં ઘણા વધારે વિશાળ અર્થમાં માનું છું.

૪ મૂર્તિપૂજાને વિષે મારી અનાસ્થા નથી.

વાંચક જોશે કે વેદો તેમજ બીજાં શાસ્ત્રોનો ઉલ્લેખ કરતાં તેમને મેં અપૌરૂષેય અગર ઈશ્વરપ્રણીત કહ્યાં નથી. કારણ એકલા વેદ જ અપૌરૂષેય કે ઈશ્વરપ્રણીત હોય એમ હું માની શકતો નથી. **હું તો બાઇબલ, કુરાન અને ઝંદઅવસ્તાને પણ વેદના જેટલાં જ ઈશ્વરપ્રેરિત સમજું છું.** આ ધર્મગ્રંથોનું મને કશું પ્રત્યક્ષ જ્ઞાન છે એવો મારો દાવો નથી. છતાં જે મુદ્દાનાં સત્યો ધર્મશાસ્ત્રો ઉપદેશે છે તે હું અંતરથી ઓળખું છું અને લાગણીથી સમજું છું એવો અલબત્ત મારો દાવો છે. શાસ્ત્રના મારી બુદ્ધિને કે નૈતિક દૃષ્ટિને અળખામણાં લાગે એવા કોઇપણ અર્થથી—પછી તે ચાહે તેટલા વિદ્વત્તાપૂર્ણ કાં ન હોય—બંધાવાની હું ના પાડું છું. અત્યારના શંકરાચાર્યો અગર શાસ્ત્રીઓ પોતે હિંદુધર્મશાસ્ત્રોનો જે અર્થ કરી બતાવે છે, તે જ એક સાચો છે એવો દાવો કરતા હોય તો હું તેનો વધારેમાં વધારે આગ્રહપૂર્વક નિષેધ કરૂં છું. ઉલટું હું એમ માનું છું કે આ ધર્મગ્રંથોનું આપણું અત્યારનું જ્ઞાન છેક અસ્તવ્યસ્ત છે. જેણે અહિંસા, સત્ય અને બ્રહ્મચર્યમાં પૂર્ણતા પ્રાપ્ત નથી કરી અને જેણે સર્વ પ્રકારની માલેકી અને ધનવૈભવનો ત્યાગ નથી કર્યો, તેવો કોઇપણ મનુષ્ય શાસ્ત્રોને ખરેખરાં સમજી ન જ શકે; એ ધર્મસૂત્રમાં મારી સંપૂર્ણ શ્રદ્ધા છે. હું ગુરૂની પ્રથાને માનું છું પણ સાથે સાથે એ પણ જોઉં છું કે અત્યારે તો આ લાખો મનુષ્યોએ ગુરૂ વગર જ પોતાની જીવનયાત્રા પૂરી કરવી રહી છે. કારણ સંપૂર્ણ જ્ઞાન સાથે તેટલા જ સંપૂર્ણ સદાચારનો સંગમ આ કાળમાં સાંપડવો દુર્લભ છે.

પણ આથી પોતાના ધર્મમાં રહેલું સત્ય કદિપણ જાણવાની બાબતમાં માણસે નિરાશ થવાની બિલકુલ જરૂર નથી; કારણ બધા મહાન ધર્મોની પેઠે જ હિંદુધર્મના પણ પાયાના સિદ્ધાંતો સનાતન

હોઇ સ્હેજે સમજાય તેવા છે. દરેક હિંદુ ઇશ્વરને માને છે; તે 'एकमेवाद्वितीयम्' છે એમ માને છે; પુનર્જન્મને અને મોક્ષને માને છે; પણ જે ખાસ વસ્તુ હિંદુધર્મને બીજા ધર્મોથી નોખો પાડે છે તે તેની ગોરક્ષા અને વર્ણાશ્રમધર્મ છે.

વર્ણાશ્રમ તો મને લાગે છે કે મનુષ્યસ્વભાવમાં જ રહેલી વસ્તુ છે. હિંદુધર્મે શાસ્ત્રીય રૂપે તેને વિચાર કરી તેને શાસ્ત્રની પૂર્ણતાએ પહોંચાડેલ છે એટલું જ. એ જન્મથી જ પ્રાપ્ત થનારી વસ્તુ છે. માણુસ સ્વેચ્છાયે પોતાનો વર્ણ બદલી શકતો નથી. પોતાનો વર્ણાશ્રમ ન પાળવો તે એ પરંપરાને તોડવા સમાન છે.

પણ વર્ણાશ્રમના તત્ત્વને લઇને એક વર્ણની અસંખ્ય ન્યાતો અને પેટાન્યાતો કરી મૂકનારે એ સિદ્ધાંતની જોડે અણુઘટતી છુટ લઇ તેની વિડંબના જ કરી છે. ચાર વર્ણ સમાજનાં બધાં પ્રયોજનને માટે તદ્દન પૂરતા છે.

વર્ણાંતર રોટી કે બેટીવહેવારથી માણસનો જન્મથી મળેલ દરજ્જો કે અધિકાર નષ્ટ થવો જ જોઇએ એમ હું નથી માનતો. ચાતુર્વર્ણ્યે માણુસને તેના વ્યવસાય નક્કી કરી આપ્યા છે. તે મનુષ્યના સામાજિક વહેવારની મર્યાદા બાંધતો કે નિયમન કરતો નથી. ચાતુર્વર્ણ્યે માણુસના ધર્મો દોરી દીધા છે; તેને જુદા જુદા ચડિયાતા કે ઉતરતા હક્કો બક્ષ્યા નથી. મને લાગે છે કે હિંદુધર્મની પ્રકૃતિથી જ એ વિરૂદ્ધ છે કે પોતાનામાં ઉંચા કે બીજાનામાં નીચા દરજ્જાનું આરોપણુ કરવું. હિંદુ દૃષ્ટિએ તો સર્વ જ વર્ગ ઇશ્વરની સૃષ્ટિને સેવવા જન્મેલા છે. બ્રાહ્મણુ પોતાના જ્ઞાનથી, ક્ષત્રિય પોતાની રક્ષણુશક્તિથી, વૈશ્ય તેના વાણિજ્યબળથી અને શુદ્ર તેના શરીરયજ્ઞથી.

આનો અર્થ એમ નથી કે બ્રાહ્મણુ શરીરયજ્ઞ કરવાના ધર્મથી અગર તો પોતાનું અને બીજાનું રક્ષણુ કરવાના ધર્મથી છુટો છે. અર્થ એટલો જ છે કે બ્રાહ્મણુ એના જન્મવડે કરીને પ્રધાનપણે જ્ઞાની છે અને પરંપરાગત સંસ્કારદ્વારા તેમ જ કેળવણીદ્વારા જ્ઞાન

બીજાને આપવાને સૌથી વધુ લાયક છે. તેમ એનો અર્થ એમ પણ નથી કે શૂદ્રને તે જેટલું ઇચ્છે તેટલું જ્ઞાન સંપાદન કરવાનો અધિકાર નથી. માત્ર તે તેના શરીરયજ્ઞદ્વારા જ સૌથી વધુ સારી સેવા બજાવી શકશે અને તેથી તેણે બીજાઓની તેમનામાંના સેવાને લાયકના ખાસ ગુણોની અસૂયા ન ધરવી ઘટે. પણ જે બ્રાહ્મણ પોતાના જ્ઞાનધનનો ગર્વ ધરીને પોતાને બીજાના કરતાં ચડિઆતો ગણાવવા માગે છે, તે નીચો પડે છે અને અજ્ઞાની છે.

આ જ ન્યાય પોતાના ખાસ સંસ્કારોનું અભિમાન કરી તેને અંગે ખાસ હક્કો ભોગવવા માગનારા હરકોઈ બીજાઓને પણ લાગુ છે. વર્ણાશ્રમધર્મ એ સંયમ ઉપર, શક્તિસંચય ઉપર અને તેના ઝીણવટભર્યા ઉપયોગ ઉપર રચાએલો છે, સ્વચ્છંદ ઉપર નહિ.

આમ જોકે વર્ણાશ્રમને વર્ણાંતર રોટી કે બેટીવહેવારથી " ધક્કો નથી પહોંચતો, છતાં હિંદુધર્મ જુદાજુદા વર્ણો વચ્ચેના રોટી અગર બેટીવહેવાર પ્રત્યે આગ્રહપૂર્વક અરૂચિ દર્શાવે છે. હિંદુધર્મ સંયમની પરિસીમાયે પહોંચી શકયો છે. આત્માનો મોક્ષ સાધવાને ખાતર દેહનું દમન કરવા કહેનારો એ ધર્મ છે, આમ હિંદુધર્મમાં બાપે પોતાના દીકરાની જોડે બેસીને ખાવું જ જોઇએ એવો વિધિ નથી. એક મર્યાદિત વર્ગમાંથી જ પોતાના ઘરને માટે કન્યા પસંદ કરવાનો વિધિ પણ ભારે સંયમ સિવાય બીજું શું સૂચવે છે? વળી વિવાહિત સ્થિતિને પણ હિંદુધર્મ મોક્ષને સારૂ કંઇ અનિવાર્ય ગણતો નથી. હિંદુની દૃષ્ટિએ તો જન્મ જેમ આત્માનું પતન છે તેમ લગ્ન પણ પતન જ છે. મોક્ષ એટલે જેમ જન્મબંધનથી મુક્તિ તેમ મરણના બંધનથી પણ મુક્તિ. આત્માના ત્વરિત વિકાસને માટે વર્ણાંતર રોટી કે બેટીવહેવારનો નિષેધ જરૂરી વસ્તુ છે.

પણ આવો સંયમ એ કંઇ વર્ણની કસોટી કે લક્ષણ નથી. બ્રાહ્મણ પોતાના શૂદ્ર ભાઇની જોડે બેસીને ખાય છતાં જ્યાં સુધી તેણે જ્ઞાનદાન કરવાનો પોતાનો સ્વધર્મ મૂક્યો નથી ત્યાં સુધી તે

આભડછેટ મટતો નથી. આ બધા ઉપરથી એટલું ફલિત થાય છે કે રોટી કે બેટીવહેવારને લગતા સંયમ કે મર્યાદાધર્મો વર્ણોની ઉચ્ચતા કે નીચતાના ખ્યાલ ઉપર રચાયા નથી. જે હિંદુ એવી કશી ઉચ્ચતા કે નીચતાના ખ્યાલને કારણે બીજાની જોડે જમવાની ના પાડે છે તે હિંદુધર્મને ખોટા રૂપમાં રજૂ કરે છે.

દુર્ભાગ્યે આજકાલ હિંદુધર્મ માત્ર ખાવા અને અભડાવાની ચર્ચામાં જ આવી રહેલો જોવામાં આવે છે. એકવાર એક ધર્મશીલ હિંદુભાઇ સમક્ષ મેં મુસલમાનના ઘરમાં બેઠાં ડબલ રોટી ખાવાનું સાહસ કરી તેમને ચચરાવી મૂક્યા હતા. મેં જોયું કે એક મુસલમાન મિત્રે આણી આપેલા પ્યાલામાં મને દૂધ રેડી લેતો જોઇને તેમને ભારે દુઃખ થયું; પણ જ્યારે તેમણે મને એ મુસલમાન મિત્રના હાથની ડબલરોટી લેતો જોયો ત્યારે તો તેમની વ્યથાનો પાર જ રહ્યો નહિ! મને ભય છે કે શું ખાવું અને કોની જોડે ખાવું એના ઝીણામાં ઝીણા વિધિનિષેધ નક્કી કરવા પાછળ જ જો હિંદુધર્મ પોતાનું બધું બળ રોકશે તો તે થોડા જ વખતમાં ખરી વસ્તુને ખોઇ બેસશે. માદક પદાર્થો અથવા ખોરાકોના સેવનથી દૂર રહેવું અગર તો માંસાહાર ન કરવો એ આત્માના વિકાસની દિશાએ ભારે મદદકર્તા છે એ સાવ સાચું; પણ તેથી તે એક જ વસ્તુ કંઇ ધર્મનું સારસર્વસ્વ નથી. હરકોઇની જોડે બેસીને ખાનારા ને માંસાહાર કરનારા અને છતાં ઈશ્વરથી ડરનારા અનેક માણસો માંસાહારથી અને બીજી ઘણી વસ્તુઓથી ભારે ચુસ્તતાપૂર્વક દૂર રહેનારા અને છતાંયે પોતાના પ્રત્યેક કાર્યથી ઈશ્વરને અપમાન પહોંચાડનારા માણસના કરતાં મોક્ષદશાની વધુ જ નજીક છે.

આ બધું છતાં હિંદુધર્મની પ્રધાનવસ્તુ નિરાળી જ છે. તે ગોરક્ષા. ગોરક્ષા એ મનુષ્યના આખા વિકાસક્રમમાં મને સૌથી અલૌકિક વસ્તુરૂપે ભાસી છે. ગાયનો અર્થ હું માણસની નીચેની આખી મૂંગી દુનિયા એવો કરૂં છું. ગાયને બ્હાને એ તત્ત્વદ્વારા

માણસને આખી ચેતનસૃષ્ટિ જોડે આત્મીયતાનો અનુભવ કરાવવાનો એમાં પ્રયત્ન છે. આવો દેવભાવ ગાયને જ કેમ આપવામાં આવ્યો હશે એ પણ મને તો સ્પષ્ટ છે. ગાય જ હિંદુસ્તાનમાં માણસનો સૌથી સાચો સાથી—સૌથી મોટો આધાર—હતી. એ જ એક હિંદુસ્તાનની કામધેનુ હતી. તે માત્ર દૂધ જ આપનારી નહોતી. આખી ખેતીનો એ આધારસ્તંભ હતી.

ગાય એ દયાધર્મની મૂર્તિમંત કવિતા છે. આ ગરીબ અશરણ પ્રાણીમાં આપણે કેવળ દયા જ ઉભરાતી જોઇએ છીએ. લાખો કરોડો હિંદીઓને ઉછેરનારી એ માતા છે. એ ગાયની રક્ષા તે ઈશ્વરની આખી મૂકસૃષ્ટિની રક્ષા છે. જે અજ્ઞાત ઋષિ કે દ્રષ્ટાએ આ ગોપૂજા ચલાવી તેણે ગાયથી શરૂઆત કરેલી. એથી નિરાળું બીજું કશું એનું ધ્યેય હોઇ જ ન શકે. આ પશુસૃષ્ટિની અરજ મૂંગી છે તેથી વળી વધારે જ અસરકારક છે. ગોરક્ષા એ હિંદુધર્મે દુનિયાને આપેલી બક્ષીસ છે; અને હિંદુધર્મ પણ જ્યાં સુધી ગાયની રક્ષા કરનારા હિંદુઓ છે ત્યાં સુધી જ રહેશે.

એ ગાયની રક્ષા કઇ રીતે થાય? રસ્તો એજ છે કે ગાયને બચાવવા જાતે મરવું. ગાયને બચાવવા ખાતર માણસને મારવા તૈયાર થવું એ તો હિંદુધર્મ તેમજ અહિંસાધર્મ બન્નેનો ઇન્કાર કર્યા સમાન છે.

હિંદુઓને તો પોતાની તપસ્યાના, પોતાની આત્મશુદ્ધિના અને આપભોગના બળથી ગાયની રક્ષા કરવાનું કહેલું છે. આજકાલની ગોરક્ષા તો મુસલમાનો જોડે કાયમના કંકાસ અને ઝેર કરવામાં આવી રહી છે; જ્યારે ખરૂં જોતાં ગોરક્ષાનો અર્થ એ છે કે આપણે આપણી પ્રેમસેવાથી મુસલમાનોમાં મન જીતી લેવાં.

પણ ખુદ હિંદુઓ પોતે અત્યારે ગોરક્ષા કેટલી સમજે છે? થોડા અરસા ઉપર એક મુસલમાન મિત્રે મને એક પુસ્તક મોકલેલું, તેમાં ગાય અને તેની ઓલાદ ઉપર આપણે જે ઘાતકીપણું ગુજારીએ છીએ તેનાં વિગતવાર વર્ણનો કરેલાં હતાં. તેનું ટીપેટીપું દૂધ ખેંચી

લેવાને ખાતર આપણે તેનું કેવું લોહી લઈએ છીએ; આપણે તેને ભૂખે મારી કેવી હાડપીંજર કરી મૂકીએ છીએ; તેનાં વાછરડાંઓની આપણે કેવી દુર્દશા કરીએ છીએ; તેમને આપણે કેવા પૂરૂં ધાવવા પણ દેતા નથી; બળદો પર આપણે કેવો જુલમ ગુજારીએ છીએ; આપણે તેમને કેવા ખસ્સી કરીએ છીએ; આપણે તેને કેવા ચાબખા, પરોણી અને આરોના માર મારીએ છીએ; આપણે તેમના પર કેવા અનહદ બોજા લાદીએ છીએ; આ બધાનું એમાં વર્ણન હતું. જો તેમને વાચા હોય તો કદાચ તેઓ આપણી સામે એવા તો અમાનુષ અપરાધોની સાક્ષી પુરત કે દુનિયા બધી કમકમી ઉઠત !

આ મૂંગાં પશુઓ પર ઘાતકીપણાના પ્રત્યેક કર્મથી આપણે હિંદુધર્મનો અને ઈશ્વરનો ઇનકાર કરીએ છીએ. હું નથી માનતો કે દુનિયાના બીજા કોઈ પણ દેશમાં તેનાં ઢોરોની હાલત હિંદુસ્તાનના કરતાં ભૂંડી હોય. આમાં અંગ્રેજનો દોષ આપણે નહિ કહાડી શકીએ. આમાં આપણી ગરીબી પણ આપણે નહિ ગાઈ શકીએ. આપણાં ઢોરોની આ દુર્દશા આપણી ઘાતકી બેદરકારી સિવાય બીજા કશાની જ સૂચક નથી. આપણી પાંજરાપોળો આપણી દયાવૃત્તિ ઉપર ખડી થએલી સંસ્થાઓ છતાં તે વૃત્તિનો અતિ બેહુદો અમલ કરનારી સંસ્થાઓ માત્ર છે. તેઓ નમૂનેદાર ગોશાળાઓ કે ડેરીઓ અને ધીકતી રાષ્ટ્રીય સંસ્થાઓ તરીકે ચાલવાને બદલે માત્ર ખોડાં ઢોરો રાખવાનાં ધર્માદા ખાતાંઓ જ થઈ પડી છે !

હિંદુઓની પરીક્ષા ટીલાં કર્યાથી, સ્વરશુદ્ધ મંત્રો ભણ્યાથી, તીર્થયાત્રાઓ કર્યાથી કે ન્યાતફિરકાઓના ઝીણામાં ઝીણા નિયમો ચીવટથી પાળ્યાથીયે નહિ, પણ ગાયને બચાવવાની તેમની શક્તિથી જ થવાની છે; અત્યારે તો ગોરક્ષાધર્મનો દાવો કરનારા આપણે ગાયને અને તેના વંશને ગુલામ બનાવી જાતે ગુલામ બન્યા છીએ.

હું શા સારૂં મને પોતાને સનાતની હિંદુ કહેવડાવું છું એ વાંચકને હવે સમજાશે. ગાય પ્રત્યેના મારા પૂજ્યભાવમાં હું કોઈથી

ઉતરે એમ નથી. ખિલાફતની લડતને મેં અપનાવી છે, કારણ કે હું જોઇ રહ્યો છું કે ખિલાફતની રક્ષા મારફત ગાયની સંપૂર્ણ રક્ષા છે. મારી સેવાના બદલા તરીકે ગાયને બચાવવા હું મુસલમાન મિત્રોને નથી કહેતો: હું ઇશ્વર પાસે રોજ એટલી જ પ્રાર્થના કરૂં છું કે જે લડતને હું સચ્ચાઇની લડત માનું છુ તેને વિષેની મારી સેવા એની નજરમાં એટલી સમાય કે તે મુસલમાનોનાં દિલ પલટાવે અને તેમને વિષે પોતાના હિંદુબિરાદરોને માટે એટલી મહોબ્બત પેદા કરે, કે હિંદુઓ જેને પોતાના પ્રાણ સમાન પ્રિય સમજે છે તે જાનવરને તેઓ બચાવી લે.

હિંદુધર્મ પ્રત્યેનો મારો ભાવ હું કઇ રીતે વર્ણવી શકું? મારી સ્ત્રી પ્રત્યેનો મારો ભાવ વર્ણવી શકું તો હિંદુધર્મ પ્રત્યેનો મારો ભાવ વર્ણવી શકું. મારી સ્ત્રી મારા અંતરને જે રીતે હલાવે છે તે રીતે દુનિયાની બીજી કોઇ સ્ત્રી હલાવી શકે એમ નથી. આનો અર્થ એવો નથી કે એનામાં હું કંઇ દોષ જોતો નથી. હું કહું છું કે હું જોઇ શકું છું તે કરતાં પણ ઘણા વધારે દોષો તેનામાં હશે; છતાં એક અતુટ મમતાના બંધનની ભાવના અહોરાત્ર મારા અંતરમાં જાગૃત છે. તે જ મમતાની ભાવના હિંદુધર્મને માટે પણ તેના બધા દોષો અને મર્યાદાઓ છતાં મારા અંતરમાં છે. ગીતા કે તુલસીરામાયણ ( જે બે પુસ્તકોનું જ આખા હિંદુધર્મગ્રંથરૂપી અર્ણવમાં મને જ્ઞાન છે એમ કહેવાય ) નું સંગીત મારામાં જે જીવન પૂરે છે તે દુનિયામાં બીજો કોઇ ગ્રંથ પૂરી શકે એમ નથી. જ્યારે હું અંતકાળને કિનારે છું એમ મને લાગ્યું હતું ત્યારે ગીતા જ મારા અંતરનો વિશ્રામ હતી. હિંદુમંદિરો અને દેવસ્થાનોમાં આજકાલ જે અનાચાર પ્રવર્તે છે તેથી હું અજાણ નથી; પણ એ બધા અકથનીય દોષો છતાં હું એ સંસ્થાઓને ચાહું છું. એની વાતોમાં મને જે રસ આવે છે તે બીજીમાં નથી આવતો. હું ઠેઠનો સુધારક છું; છતાં સુધારાની વ્યાકુળતામાં હું હિંદુધર્મના કોઇપણ આવશ્યક અંગનો ત્યાગ કરવા તૈયાર નથી. હું પાછળ કહી ગયો કે મૂર્તિપૂજા પ્રત્યે

મારી અનાસ્થા નથી. મૂર્તિ મારા મનમાં કશો પૂજ્યભાવ બહુ પેદા નથી કરતી. છતાં હું માનું છું કે મૂર્તિપૂજા એ મનુષ્યસ્વભાવનું જ એક અંગ છે. આપણે કંઇ ને કંઇ સ્થૂલ વસ્તુને માનવા પૂજવાના તરસ્યા રહીએ છીએ. માણસ બીજી જગ્યાએ કરતાં મંદિર કે દેવાલયમાં જે કંઇકે વધારે શાંત અને સાત્વિક મનોવૃત્તિવાળો બને છે, એનું રહસ્ય બીજું શું છે? મૂર્તિ એ ઉપાસનાની સહાયક છે. કોઇ હિંદુ મૂર્તિને ઇશ્વર નથી સમજતો. હું મૂર્તિપૂજાને પાપ માનતો નથી.

આટલા ઉપરથી સમજાયું હશે કે હિંદુધર્મ કોઇ સાંકડો ધર્મ-મત કે સંપ્રદાય નથી. એના ઉદરમાં સંસારની સર્વ વિભૂતિઓની પૂજાને સ્થાન છે. ધર્મપ્રચારનો જે સામાન્ય અર્થ લેવાય છે તે અર્થમાં એને ધર્મપ્રચારક પંથ નહિ કહી શકાય. એણે અનેક જાતિઓને પોતાનામાં સમાવી એ સાચું; પણ એ બધું વિકાસક્રમને ન્યાયે અદૃશ્ય ગતિએ બન્યું છે. હિંદુધર્મ દરેક માણસને તેની પોતાની જ શ્રદ્ધા અગર ધર્મની ઢબે ઇશ્વરને ભજવાનો આગ્રહ કરે છે અને તેથી સર્વ ધર્મોની જોડે એની સુલેહ છે.

આવી મારી હિંદુધર્મની સમજણ હોવાથી હિંદુધર્મમાં અસ્પૃશ્યતાને હું કદિ પણ સાંખી શક્યો નથી. અસ્પૃશ્યભાવનાને હું હમ્મેશાં હિંદુધર્મની ઉપર વળગેલો મેલ માનતો આવ્યો છું. અનેક પેઢીઓથી એ ચાલતો આવ્યો છે એ ભલે; પણ એવી બીજી પણ અનેક પ્રથાઓ આજદિન લગી ચાલતી આવી છે. દેવદાસીઓ અને મુરલીઓની પ્રથા હિંદુધર્મનું એક અંગ છે એ વિચારે હું તો શરમથી મરી જ રહું. છતાં દેવધર્મને નામે આ ઉઘાડો વ્યભિચાર હિંદુસ્તાનના ઘણા ભાગોમાં હિંદુઓમાં પ્રવર્તે છે. ચેળી કાળીને બકરાનો ભોગ આપવો એ વસ્તુને પણ હું નર્યો અધર્મ માનું છું અને એ હિંદુધર્મનું અંગ છે એવું માનતો નથી. હિંદુધર્મ એ તો અનેક યુગોનો વિકાસ છે. હિંદુધર્મ એ નામ પણ હિંદુસ્તાનના લોકોના ધર્મને સારુ પરદેશીઓએ શોધી કહાડેલો શબ્દ છે. એક કાળે

અહીંયાં ધર્મને નામે પશુઓનું બલિદાન અપાતું; પણ એ વસ્તુ ધર્મ ન હોય; ત્યાં હિંદુધર્મ તો ક્યાંથી હોય જ ?

એજ પ્રમાણે મને લાગે છે કે જ્યારે ગોરક્ષાયે આપણા બાપદાદાઓમાં ધર્મનું સ્વરૂપ લીધું ત્યારે જેમણે ગોમાંસભક્ષણ ન જ છોડયું, તેમને સમાજે બહિષ્કૃત કર્યા હશે. એ સામાજિક વિગ્રહ પણ જબરો ચાલ્યો હશે, અને ગોમાંસભક્ષણનો આગ્રહ ધરાવનારાઓની સામેનો એ સામાજિક બહિષ્કાર એકલા તેમની સામે જ ચાલીને ન અટકતાં તેમની પુત્રપાત્રપરંપરાની સામે પણ ચાલૂ રહ્યો હશે. આમ ઘણેભાગે મૂળ શુભ ઇરાદાઓથી શરૂ થએલી પ્રવૃત્તિ કાળે કરીને એક કઠણ નિર્ઘૃણ પ્રથા બની ગઇ. તે એટલે સુધી કે એ પ્રથાને કેવળ અનુચિતપણે કાયમનો ટેકો આપનારા કે તેની વિધિઓ સૂચવનારા શ્લોકો સુદ્ધાં ધીમેધીમે શાસ્ત્રગ્રંથોમાં ઘુસી ગયા ! આ મારી કલ્પના સાચી હોય કે ન હોય તોપણ અસ્પૃસ્યભાવના આપણી વિવેકબુદ્ધિની સાવ વિરૂદ્ધ અને પ્રેમ કે દયાધર્મના આપણા કુદરતી ભાવોની વિરોધી છે એ તો નિઃસંદેહ છે. જે ધર્મ ગાયની પૂજા પ્રવર્તાવતાં અચકાતો નથી તે, માણસ જેવા માણસનો આટલો ઘાતકી બહિષ્કાર કેમ બરદાસ કરી જ શકે અગર તો તેને ટેકો આપી શકે ?

તેથી આટલા કાળ કચડાએલા આ અસ્પૃસ્યવર્ગને તજવા કરતાં તો મારા ચૂરેચૂરા થઇ જાય તોપણ હું સંતોષ જ માનું. હિંદુઓ પણ જો ઉદાત્ત ઉજ્જવળ ધર્મને આ અસ્પૃસ્યભાવનાના કલંકથી છોડવી ન લેતાં આમને આમ કલંકિત રાખશે, તો તેઓ કદિપણ સ્વતંત્રતાને લાયક ગણાશે નહિ અને હું હિંદુધર્મને મારા પ્રાણથી પણ અધિક વહાલી વસ્તુ ગણું છું તેથી જ આ કલંકનો ભાર મને અસહ્ય થઈ પડયો છે. હિંદુસમાજના એક પંચમાંશ હિસ્સાને આપણી જોડે સમાનભાવે મળવાભળવાનો અધિકાર આપવાનો ઇન્કાર કરીને ઈશ્વરનો ઇન્કાર કરવાનો શું હિંદુઓ આગ્રહ ધરશે ?



# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
| --- | --- | --- | --- |
| ૨૨ | ૧૫ | પ્રાત- | પ્રતિ- |
| ૨૪ | ૧૩ | નર્વાહ | નિર્વાહ |
| ૬૨ | ૯ | પાર્વાત્ય | પૌર્વાત્ય |
| ૬૯ | ૫ | થયે | થયો |
| ૯૦ | ૮ | પ્રાતકાર | પ્રતિકાર |
| ૯૩ | ૧૩ | હવ | હવે |
| ૯૮ | ૨ | રાષ્ | રાષ્ટ્ર |
| ૧૦૯ | ૨ | પાર્વાત્ય | પૌર્વાત્ય |
| ૧૧૦ | ૧૧ | લવાની | લેવાની |
| ૧૧૪ | ૨૦ | આદ્યોગિક | ઔદ્યોગિક |
| ૧૧૬ | ૧૨ | પોલિસ | પોલિસે |
| ૧૨૦ | ૬ | અડગ | તે અડગ |
| ૧૨૧ | ૧૦ | રહ્યે | રહ્યો |
| ૧૪૯ | ૧૬ | અસ્કય | અશક્ય |
| ૧૬૬ | ૨ | નિઃશસ્ત્ર | સશસ્ત્ર |
| ૧૮૫ | ૩ | ગાંધીના | ગાંધીની |
| ૨૧૬ | ૩ | અલાકિક | અલૌકિક |
| ૨૧૮ | ૬ | રાષ્ટ્રાય | રાષ્ટ્રીય |
| ૨૩૦ | છેલ્લી | દર | દૂર |
| ૨૪૧ | ૧૧ | દગ્ગોચર | દષ્ટિગોચર |
| ૨૫૯ | ૯ | વિષયભાવ | વિષમભાવ |
| ૨૭૭ | ૧૫ | માર્ગ | માર્ગે |
| ૨૯૨ | ૧૬ | યાગ | યોગ |
| ૨૯૮ | ૨ | સા | સૌ |
| ૩૦૩ | ૧૦ | સા | સૌ. |

# મ૦ ગાંધીજીનાં થોડાંક વચનામૃત

"પરોપકાર કરવો—બીજાની સેવા કરવી, તે કરવામાં જરાએ મોટાઈ ન માનવી—લેવી, એ કેળવણી છે."

"શિક્ષણ એટલે અક્ષરજ્ઞાન નહિ પરંતુ ચારિત્ર્ય ખીલવણી—ધર્મભાવનું ભાન."

"જગતને વધારે વિચારું છું તેમ તેમ વધારે જણાય છે કે તવંગર થવા કરતાં ગરીબ રહેવામાં આશ્વાસન છે. × × × ગરીબાઈનાં ફળ સુંદર અને વધારે મીઠાં છે."

"એક બીજી વાત, તેમ પુસ્તકો વાંચતાં તમે અંતર-વિચાર પણ કરી શકશો."

"સુદામાજીનું ચરિત્ર તો હું વાંચી ગયો હતો. અને નરસિંહ મહેતાની ગરીબાઈની હરિફાઈ કર મને ઉત્સાહ ચઢાવ્યો અને છે."

"આપણું પહેલું સૂત્ર એ છે કે, આત્માને જાણો એ પાઠ ભણ્યા—જાણ્યા પછી બધું પોતાની ઉકલીને સમજી શકાશે."

"જ્યારે હું અંતકાળને કિનારે છું એમ મને [illegible] હતું ત્યારે ગીતાજ મારા અંતરનો વિશ્રામ હતી."

